# ગમ બાઝાર

અથવા

# રંગમહાલયમાં રતિતાંડવ!

## દ્વિતીય ખણ્ડ

---

અનુવાદક

ઠક્કુર નારાયણ વિસનજી

"ઇશ્કને તબીયતસે ઝીસ્તકા મઝા પાયા;
દર્દકી દવા પાઈ, દર્દ બેદવા પાયા;
શોર પન્દે નાસેહને ઝખ્મપર નમક છિડકા;
આપકો મેં પૂછે તમને ક્યા મજા પાયા?" —ગાલિબ

"ગુજરાતી" પ્રીન્ટીંગ પ્રેસમાં
મણિલાલ ઈચ્છારામ દેસાઈએ છાપી પ્રકટ કર્યું,
સાસૂન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ, મુંબઈ
સંવત્ ૧૯૭૪ ઇ. સ. ૧૯૧૮
૨-૧-૦

"મારા અંતઃકરણે રતિ કિંવા પ્રેમથી જીવનના આનન્દને પ્રાપ્ત કર્યો; કારણુ કે, રતિ વિના જીવન રોગરૂપ હતું અથવા તો દુઃખવ્યાપ્ત હતું, એટલામાટે રતિને પ્રાપ્ત કરીને મેં જીવનરૂપ રોગની ઔષધિને તો મેળવી, પરંતુ હવે રતિરોગ એવો તો સજ્જડ ચોંટી ગયો છે કે જેની કોઈ ઔષધ જ નથી! મને સમઝાવનારાના ઉપદેશોએ મારા જખ્મોપર નમક(મીઠું) છાંટી દીધું, અને તેથી મારા જખ્મોમાંની વેદના અતિશય વધી ગઈ! આમ કરવાથી તે ભલા માણસોને શો લાભ થયો, એ વિશે કોઈ તેમને [illegible] પૂછે."

ગાલિબ

# પ્રસ્તાવના

"બેગમ બાજાર" ના પ્રથમ ખણ્ડની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે આજે તેનો આ દ્વિતીય ખણ્ડ આદરપૂર્વક વાંચકોના કરકમળમાં મૂકવામાં આવે છે. "બેગમ બાજાર"ના પ્રસ્તુત દ્વિતીય ખણ્ડમાં એકંદર ૧૬ બેગમો તથા શાહજાદીઓનાં ચરિત્રો આપવામાં આવ્યાં છે. એમાંની પ્રથમ ચાર કથાઓ (૧ આયેષા બેગમ અથવા મરૂભૂમિમાં જલબિન્દુ!, ૨ શાહજાદી જેબુન્નિસા, ૩ જમીલા અને જલીમા અથવા પ્રેમની પ્રતિસ્પર્ધા અને ૪ હુસ્મતઆરા બેગમ એ શીર્ષક ચાર કથાઓ) દિલ્લીના મુગલ બાદશાહ ઔરંગજેબ અથવા આલમગીરના સમયની છે; ૫ મી જીનતમહાલ બેગમની કથા દિલ્લીના છેલ્લા મુગલ બાદશાહ બહાદુરશાહ જફરના સમયની છે; ૬ ઠ્ઠી આયેષા અને જમીલાની કથાનો કાળ મૂળ બંગાળી પુસ્તકમાં પણ આપવામાં નથી આવ્યો અને તેથી તે કથાના કાળનો નિશ્ચય કરી શકાયો નથી; ૭ મી શાહજાદી શમ્સુલ્લકાની કથા પ્રખ્યાત આંગ્લ નવલકથાકાર રેનૉલ્ડ્જકૃત 'Young Fisherman and other stories' નામક કથાગ્રંથમાંની "Death of Murad" નામક એક સંક્ષિપ્ત કથાના આધારે સિંધુદેશના ઈતિહાસને લાગૂ પાડીને લખવામાં આવી છે; ૮ મી પ્રેમપ્રતિમા લયલા બેગમની કથા પણ તેવી જ રીતે એક અંગ્રેજી સંક્ષિપ્ત કથાના આધારે સિંધુદેશના ઈતિહાસને લાગૂ પાડીને નવીન જ લખવામાં આવી છે; ૯ મી સમરૂ બેગમની કથા બંગાળાના એક ઉત્તમ ઈતિહાસજ્ઞ મહાશય બ્રજેન્દ્રનાથ વંદ્યોપાધ્યાય(બૅનર્જી)કૃત 'બેગમ સમરૂ' નામક એક લઘુ બંગાળી ગ્રંથનો અવિકલ અનુવાદ છે અને ત્યારપછીની જે જીનતુન્નિસા બેગમ, અલીવર્દીખાનની બેગમ, ઘસીટી બેગમ, અમીના બેગમ, લુત્ફુન્નિસા બેગમ, રબિયા બેગમ અને મુન્ની બેગમ મળીને ૧૦ થી ૧૬ સુધીની બંગાળાની સાત બેગમોની કથાઓ સંક્ષેપમાં આપવામાં આવી છે, તે પણ એ જ મહાશય બ્રજેન્દ્રનાથ વંદ્યોપાધ્યાયકૃત "A History of the Begams of Bengal" નામક એક અંગ્રેજી લઘુ ગ્રંથમાં આપેલી બંગાળાની સાત બેગમોના સંક્ષિપ્ત ઇતિહાસોનો જ અવિકલ ગુર્જર અનુવાદ છે. આમાંની પ્રથમ "આયેષા બેગમ અથવા મરૂભૂમિમાં જલબિન્દુ!" નામક કથા સંવત્ ૧૯૬૭(ઈ. સ. ૧૯૧૧)ના "ગુજરાતી"ના દીપોત્સવી અંકમાં પ્રકટ થયેલી કથાનું પ્રસ્તુત પુસ્તકમાં પુનર્મુદ્રણ કરવામાં આવ્યું છે; "શાહજાદી શમ્સુલ્લકા" નામક ૭ મી કથા ઈ. સ.

૧૯૦૪ માં મારા 'મુસાફર' નામક માસિકપત્રમાં પ્રથમ પ્રકટ થઈ હતી અને તેથી આ પુસ્તકમાં પણ તેનું પુનર્મુદ્રણ થયેલું જ કહી શકાય તેમ છે અને અન્ય સર્વ કથાઓ જેમ આ પુસ્તકમાં પ્રથમ વાર પ્રકટ થાય છે, તેમ તે કથાઓનો અન્ય કોઈ પણ સ્થળે ગુર્જર અનુવાદ થયેલો નથી, એવી મારી ખબર છે; અને તેથી એ સર્વ કથાઓ ગુર્જર વાચકોમાટે તો સર્વથા નવીન જ છે.

અહીં જે એક અન્ય વિશિષ્ટ વાર્ત્તા જણાવવાની છે, તે એ કે પ્રથમ ખણ્ડ પ્રમાણે આ દ્વિતીય ખણ્ડમાંની પ્રથમની આઠ કથાઓ સર્વથા શુદ્ધ ઐતિહાસિક નહિ, કિન્તુ કેટલેક અંશે કલ્પના મિશ્રિત પણ છે; પરંતુ નવમી કથાથી સોળમી કથા સુધીની આઠ કથાઓ એટલે કે, સમરૂ બેગમની જીવનકથા અને બંગાળાની સાત બેગમોની જીવન-કથાઓ તો શુદ્ધ ઐતિહાસિક જ છે, એટલે કે, તે, તેમાં કલ્પનાનું લેશ-માત્ર પણ મિશ્રણ ન કરતાં, શુદ્ધ ઇતિહાસના સ્વરૂપમાં જ—જેવી મૂળમાં હતી તેવી જ—આપવામાં આવી છે; કારણ કે, એમાંની કેટલીક બેગમોના જીવનની ઘટનાઓ બહુ જ નિકટના કાળની હોવાથી એ બેગમોની જીવનકથા શુદ્ધ ઇતિહાસના સ્વરૂપમાં આપવી, એ જ અમને અધિક ઉચિત લાગ્યું છે. પ્રથમ તો એ સર્વ કથાઓને નવલકથાના રૂપમાં ફેરવી નાખીને કલ્પનામિશ્રિત કરી નાખવાનો મારો વિચાર હતો, અને જો તેમ કરવામાં આવ્યું હોત તો એ કથાઓ અત્યારે છે, તેના કરતાં વિશેષ રસભરિત તથા આકર્ષક થાય તેમ હતું; પરંતુ સાધકબાધક કાર-ણોનો વિચાર કરતાં અંતે તેમ ન કરવાનો જ નિશ્ચય થયો અને તેના પરિણામે આઠ કથાઓ મૂળ સ્વરૂપમાં જ રહેવા દેવામાં આવી છે. છતાં પણ મારો નિશ્ચય છે કે, ઇતિહાસના રૂપમાં પણ એ આઠ કથાઓ વાંચ-કોને આકર્ષક તથા મનોરંજક તો જણાશે જ.

અસ્તુ. પ્રસ્તુત **"બેગમ બાજાર"**નો તૃતીય ખણ્ડ પણ છપાય છે, અને આશા છે કે, તે પણ ચાર છ મહિનામાં પ્રકાશિત થઇને વાંચકોના હાથમાં આવી જશે.

સુદામાપુરી (પોરબંદર)
વિક્રમાર્ક ૧૯૭૪, આષાઢ
શુક્લ પ્રતિપદા; તા. ૯ મી
જુલાઈ ૧૯૧૮ મંગળવાર

**ઠક્કુર નારાયણ**

# અનુક્રમણિકા

# બેગમ બાજ઼ાર

અથવા

## રંગમહાલયમાં રતિતાંડવ!

---

### દ્વિતીય ખણ્ડ

### આયેષા બેગમ અથવા મરુભૂમિમાં જલબિન્દુ!

---

### પ્રથમ પરિચ્છેદ

### પૂર્વપીઠિકા

આપણી વાર્તાનો કાળ આજથી લગભગ ૨૫૦ વર્ષ પૂર્વનો છે. દિલ્લીના તખ્તપર શાહજહાન બાદશાહ આરૂઢ હતો અને તેના ગૃહમાં અદ્યાપિ દુષ્ટ કલિનો પ્રવેશ થયેલો ન હોવાથી, યાદવીનું નાટક ભજવાયું નહોતું.

એવી શાંતિના સમયમાં બાદશાહનો પૌત્ર એટલે ઔરંગજેબનો મોટો પુત્ર મહમૂદ અને બાદશાહની પૌત્રી એટલે સુલ્તાન શુજાની પુત્રી આયેષાનો પરસ્પર અત્યંત પ્રેમ બંધાયલો હોવાથી મુસલ્માની ધર્મના નિયમ પ્રમાણે તેમનો વિવાહસંબંધ કરી આપવાનો સર્વાનુમતે નિશ્ચય કરવામાં આવ્યો હતો.

સુમુહૂર્ત જોઇને કેટલાક સમય પછી એ લગ્નસમારંભ થવાનો હતો; પરંતુ એ વેળાએ કેવળ લગ્નનો નિશ્ચય થવાના કારણથી જ બાદશાહે દિલ્લી શહેરમાં આનંદપ્રદર્શક એક મહાન્ સમારંભ કર્યો. એ સમારંભ માટે એક ભવ્ય અને સુશોભિત મંડપ તૈયાર કરવામાં આવ્યો હતો અને તેમાં ઉત્તમ પ્રકારની વ્યવસ્થા તથા રોશની કરવામાં આવી હતી. એ સમારંભમાં ગામેગામના હજારો મેહમાનો આવી એકઠા થયા હતા અને સર્વ સમક્ષ ઔરંગજેબ તથા શુજા એ બન્ને ભ્રાતાઓએ મહમૂદ અને આયેષાના લગ્નના થયેલા નિશ્ચયને કાયમ કર્યો.

એવી રીતે ઘરમાં ને ઘરમાં જ ભાઈ ભાઇના બાળકોનો શરીરસંબંધ નિશ્ચિત થવાથી, પ્રજાજનોના આનંદનો અવધિ થયો. એમ થવાથી એક પ્રકારે બાદશાહના અવસાન પછી રાજ્યમાં ટંટાબખેડા થવાની ભીતિનો લોપ થયો, અને તેમને સર્વત્ર શાંતિ તથા સ્વસ્થતા અવિચલ રહેવાનાં સુચિન્હો દેખાવા લાગ્યાં.

પરંતુ ઇશ્વરની જે કાંઈ પણ ગુપ્ત ઇચ્છા હોય છે, તે કદાપિ કોઇના જાણવામાં આવી શકતી નથી. એ વિષયમાં ઈશ્વરની ઇચ્છા સર્વથા ભિન્ન પ્રકારની જ હતી, અને તેથી પ્રજાજનોનો એ હર્ષ વધારે દિવસ સ્થિર રહી શક્યો નહિ.

ઔરંગઝેબનો સ્વભાવ પ્રથમથી જ દુષ્ટ, સ્વાર્થસાધુ અને મહત્ત્વાકાંક્ષી હોવાથી સત્વર જ તેની બુદ્ધિમાં સ્વાર્થનો મોહ ઉત્પન્ન થયો. તેણે બાદશાહના મરણની પણ વાટ ન જોઈ અને બાદશાહને જીવતાં જ પદભ્રષ્ટ કરીને તથા તેની સર્વ પ્રકારે દુર્દશા કરીને સર્વ રાજ્યનો અધિકાર પોતાના હાથમાં લઈ, પોતાના હકદાર ભાઇઓને પાયમાલ કરવાના ઈશ્વરીય નિયમવિરુદ્ધ ઉદ્યોગનો આરંભ કરી દીધો. ઔરંગઝેબ તથા સુલતાન શુજાના ભયંકર યુદ્ધનો પ્રારંભ થયો અને તેથી ઔરંગઝેબના પુત્ર મહમૂદને કેટલાક વખત સુધી પોતાના પિતાની સેનામાં રહી સસરા સાથે લઢવાની ફરજ પડી. દુર્ભાગ્યની પ્રબળતાથી જો કે એવો અનિષ્ટ પ્રસંગ આવી લાગ્યો હતો, તોપણ મહમૂદ અને આયેષાના પરસ્પર પ્રેમમાં એથી કિંચિન્માત્ર પણ ન્યૂનતા કિંવા શિથિલતા થઈ ન હોતી. વાસ્તવિકતાથી જોતાં જે સત્ય પ્રેમ હોય છે—પછી તે સ્ત્રી પુરુષના સંબંધનો હોય કે કેવળ સ્નેહસંબંધનો હોય—તે પ્રેમની ખરી પરીક્ષા એવા સંકટના સમયમાં જ થાય છે. અધૂરામાં પૂરું એ બન્ને પ્રણયોપાસકોનો અનેકવાર એ વિગ્રહ પૂર્વે જ એકાંતમાં મેળાપ થઈ ચૂક્યો હતો અને શકુંતલાદૌષ્યંતિક પ્રકાર પણ બની આવ્યો હતો. આયેષા એ સમયે ગર્ભવતી હતી: થોડા વખતમાં જ એકાંતમાં ભજવાયલું તેમનું પ્રેમનાટક રંગભૂમિપર રજૂ થવાનો રંગ પ્રત્યક્ષ દેખાતો હતો; પરન્તુ તેમની એ ગુપ્તવાર્ત્તા માત્ર એક વિશ્વાસપાત્ર દાઈ વિના બીજા કોઇના પણ જાણવામાં આવી શકી ન હોતી.

ઔરંગઝેબને જેમ જેમ પોતાના હાથમાં લીધેલાં કાર્યોમાં વિજય મળતો ગયો, તેમ તેમ તેની બુદ્ધિ પણ વધારે અને વધારે ભ્રષ્ટ થતી ગઈ. તેનો લોભ પ્રબળ થવા લાગ્યો અને સ્વાર્થવડે અંધ થવાથી સત્ય અને અસત્યને જોવા તથા પારખવાની તેની શક્તિનો લોપ થયો. ગોવળકોંડાના કુતુબશાહી નવાબની સંપત્તિ અને તેના રાજ્યમાંની કીમતી

હીરાની ખાણો વિશે તેણે અનેક વાર્તાઓ સાંભળી હતી. એટલે કોઈ પણ રીતે ત્યાં પોતાનો પગપેસારો કરવામાટેની પોતાથી બનતી ખટપટો તેણે ચલાવવા માંડી. પોતાના એ મનોરથને સિદ્ધ કરવામાટે મહમૂદ અને આયેષાના લગ્નના થયેલા નિશ્ચયને વિસરી જઇને, ગોવળકોંડાના નવ્વાબની પછી ત્યાંના રાજ્યનો અધિકારી મારો પુત્ર થાય એવા કરારથી, ત્યાંના નવ્વાબની મોટી દીકરી સાથે મહમૂદનાં લગ્ન કરવાનો ઠરાવ કરી નાખ્યો. મહમૂદને પોતાના પિતાની એ કૃતિ જરાપણ ગમી નહિ; પરંતુ પિતાના દુષ્ટ અને લોભિષ્ટ સ્વભાવ આગળ તેનું કાંઈ પણ ચાલી શક્યું નહિ. આયેષાના પ્રેમ અને તેની સાથે થયેલા સંયોગનાં ચિત્રો સજીવન થઇને તેનાં હૃદયચક્ષુ સમક્ષ તરવા લાગ્યાં, તેની આંખોમાં ઝળઝળિયાં ભરાઈ આવ્યાં, તેનું હૃદય સદ્‌ગદિત થયું અને આ નવીન લગ્નસંબંધ ન કરવામાટે તેણે દીનમુદ્રા તથા દીનવાણીથી પિતાનાં ચરણોમાં પડીને વારંવાર પ્રાર્થના કરવા માંડી. પરંતુ ઔરંગજેબે પોતાના પુત્રની એ પ્રાર્થનાને જરા પણ લક્ષમાં ન લેતાં, સ્વાર્થમાં અંધ બનીને, મહમૂદની ઇચ્છાવિરુદ્ધ બળાત્કારે મોટા ઠાઠમાઠથી એ લગ્નનો વિધિ સમાપ્ત કર્યો.

## દ્વિતીય પરિચ્છેદ

### હૃદયાઘાત !

"ઇસ તરહકી બાવફાસે બેવફાઈ તૂને કી;
અય દિલે નાદાં ! યે કયસી કજઅદાઈ તૂને કી?"

મહમૂદનાં એ બીજાં લગ્ન થવાથી કેટલાક દિવસ પહેલાં ગર્ભવતી આયેષાને નવ માસ પૂરા થતાં પોતાની એટલે સુલ્તાન શુજાની છાવણીમાં તે રહેતી હતી ત્યાં જ, તે પ્રસૂતા થઈ. તેણે એક જ સમયે બે કન્યાઓને જન્મ આપ્યો. પરંતુ એ ભેદની જાણનારી માત્ર તેની એકલી વિશ્વાસપાત્ર દાઇ જ હતી. તે ચાલાક સ્ત્રીએ પોતાની સ્વામિનીની સુવાવડની બધી વ્યવસ્થા છાવણીમાં ને છાવણીમાં જ, કોઇને જરા પણ જાણ ન થવા દેતાં, છુપી રીતે અને હોશિયારીથી કરી. મહમૂદનાં બીજાં લગ્નની વાત તે દાઈ સારી રીતે જાણતી હતી, છતાં જો એ વાત શાહજાદી આયેષાને જણાવવામાં આવે, તો તેથી તેના પ્રેમપૂર્ણ કોમળ અંતઃકરણમાં ભયંકર આઘાત થવાનો અને તેની પ્રકૃતિ વધારે બગડવાનો સંભવ છે, એમ ધારીને તે જમાનાની ખાધેલી દાઇએ તે વાત શાહજાદીને ન જણાવતાં પોતાના મનમાં જ દાબી રાખી. એથી આયેષાની ચિત્તવૃત્તિમાં કેટલાક સમય સૂધી કાંઈ પણ વિકૃતિ થઈ નહિ; પરંતુ એ સ્વસ્થતાનો એક દિવસ અચાનક અંત આવી ગયો.

મધ્યાહ્નનો સમય વીતી ગયો હતો. શાહજાદી આયેષા ભોજન કરીને પોતાના તંબૂમાંની મૃદુ શય્યામાં વામકુક્ષીનો ઉપભોગ લેતી પડી હતી. એક બાંદી, ગ્રીષ્મકાળ હોવાથી તેને પંખાવતી વાયુ ઢોળતી પાસે જ બેઠી હતી અને દાઈ બીજા કામમાં રોકાયલી હતી. એટલામાં સુલ્તાન શુજાએ અચાનક આયેષાના તંબૂમાં પ્રવેશ કર્યો. સુલ્તાનને જોતાં જ દાસી ઉઠીને ઉભી થઈ અને તેને નમીને માન આપ્યું. સુલ્તાનના મુખમંડળમાં કોપ અને નિરાશાની છાયા પ્રત્યક્ષ દેખાતી હતી. તેણે દાસીને આજ્ઞા કરી કે, "આયેષાને જાગ્રત કર."

દાસી જગાડવાનો પ્રયત્ન કરે તે પહેલાં જ આયેષા, પિતાના બોલવાનો અવાજ સાંભળીને, જાગ્રત થઈ ગઈ. અને તરત ઉઠી અદબથી માથું નમાવીને ઉભી રહી. "પિતાજી! શી આજ્ઞા છે?" આયેષાએ વિનયશીલતાથી પ્રશ્ન કર્યો.

"આયેષા! હું આજે મારા શબ્દરૂપ શસ્ત્રથી તારા કોમળ અંતઃકરણમાં જે એક ભયંકર આઘાત કરવાનો છું, તે આઘાતને સહન કરવામાટે તારા અંતઃકરણને દૃઢ બનાવ! તે આઘાતથી તારા હૃદયના ટુકડે ટુકડા થઈ જશે, એવો મારો પૂર્ણ નિશ્ચય છે!" સુલ્તાન શુજાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું.

"પિતાજી! મારું હૃદય તે આઘાત ખમવાને તૈયાર જ છે. ખુશીથી કહો." આયેષાએ નીચું મુખ કરીને કહ્યું અને તેના મનમાં અનેક પ્રકારના તર્કવિતર્ક થવા લાગ્યા.

"સાંભળ; તારા ખાવિન્દ મહમૂદનો ગોવળકોંડાના નવ્વાબની છોકરી સાથે લગ્નસંબંધ થઈ ગયો છે! તારા ભાવિ આનંદ અને તારી ભાવિ આશાઓનો જડમૂળથી નાશ થયો છે. અફસોસ! પહેલાં હું મહમૂદને ભલો, ભોળો અને નેકઇન્સાન માનતો હતો, પણ તેના આ કૃત્યથી મારો નિશ્ચય થયો છે કે, એક કાચના કકડાને હીરો માનવામાં ખરેખર મારી ભૂલ થઈ હતી. ઔરંગજેબ જેવા સર્પનો છોકરો સર્પ જ હોવો જોઈએ! એમાં નવાઈ જેવું કાંઈ પણ નથી. ચિન્તા નહિ; અત્યાર લગી હું કેવળ ઔરંગજેબને જ મારો દુશ્મન માનતો હતો, પણ હવે તો મહમૂદને પણ જાની દુશ્મન માનીશ અને વખત આવતાં તેના પ્રાણ લઇશ ત્યારે જ શાંત થઇશ." શુજાએ આયેષાના હૃદયમાં આઘાત કરનારાં એ વાક્યોનો શોકાવિષ્ટ અને ક્રોધિષ્ટ મુદ્રાથી ઉચ્ચાર કર્યો.

"શું ત્યારે ખરેખર મહમૂદનાં બીજાં લગ્ન થયાં છે? આપને ખોટા સમાચાર તો નથી મળ્યા? મહમૂદના કોઈ દુશ્મને આ ખોટી આગ તો નથી લગાડી?" આયેષાએ શંકાશીલ બનીને પૂછયું.

"નહિ નહિ! તેવું કાંઈ પણ નથી. આ સમાચાર લાવનાર મારો એક બહુ જ વિશ્વાસપાત્ર દૂત છે કે જે એ લગ્નપ્રસંગે ત્યાં હાજર હતો. મહમૂદનાં બીજાં લગ્ન થયાં છે અને તે પણ ઘણી જ ધામધૂમ તથા ઠાઠમાઠથી થયાં છે!" શુજાએ એ જવાબ આપીને આયેષાની શંકાના દુર્ગને તોડી નાખ્યો.

પોતાના પતિનો બીજી સ્ત્રી સાથે લગ્નસંબંધ થવાના અને વળી તે લગ્ન ધામધૂમથી થવાના, એ સમાચાર તેના મેહરબાન બાપના જ મુખથી સાંભળતાંની સાથે જ આયેષાની મનોવ્યથાનો અવધિ થયો અને તેનું હૃદય વિદીર્ણ થઈ ગયું. તરતની પ્રસૂતા હોવાથી તે અશક્ત તો હતી જ; તેવામાં આ અસહ્ય હૃદયાઘાત થવાથી તેનામાં અશક્તિનો એટલો બધો આવિર્ભાવ થયો કે, તેનામાં બોલવાનું સામર્થ્ય પણ ન રહ્યું. તે ઊભી હતી, ત્યાં ને ત્યાં જ મૂર્ચ્છા આવવાથી નિશ્ચેષ્ટ થઇને ધરણીપર ઢળી પડી.

એ સમાચારથી આયેષાની શી દશા થઈ છે અથવા થવાનો સંભવ છે, એનો શુજાના મનમાં જરાપણ વિચાર ન હોવાથી તેનો બડબડાટ હજી ચાલૂ જ હતો. અંતે પાસે ઉભેલી દાસીએ આયેષાની એવી દયાજનક અવસ્થાને જોઇને એક ભયંકર ચીત્કાર કર્યો. શુજાએ જોયું, તો તે મૃતપ્રાય અવસ્થામાં પડી હતી અને સાંભળેલા સમાચારથી તેના હૃદયમાં સુખ કિંવા દુઃખ થવાનો સંભવ નહોતો, એમ તેના જોવામાં આવ્યું. તંબૂમાં હાહાકારનો વિસ્તાર થયો. નોકર ચાકરોએ રોવા પીટવાની શરુઆત કરી અને 'ઔરંગજેબે આજે મારી છોકરીનો ઘાત કર્યો!' એમ કહીને શુજા પોતે પણ અત્યન્ત શોક કરવા લાગ્યો. તે ઔરંગજેબના શિરપર અભિશાપની એકસરખી વૃષ્ટિ વર્ષાવવા લાગ્યો. બાદશાહને ત્યાંથી દૂર કરવો અને બની શકે તો સુલ્તાનજાદીને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવો, એવા ઉદ્દેશથી નોકરચાકરોએ શુજાને સાંત્વનની અનેક વાર્ત્તાઓ કહી અને તેને બળાત્કારે બહાર લઈ જવાનો પણ યત્ન કર્યો, પરંતુ શુજા ત્યાંથી એક ડગલું પણ દૂર ખસ્યો નહિ. આયેષાની પાસે જ ભૂમિપર અસ્તાવ્યસ્ત અવસ્થામાં પડીને 'અલ્લા-અલ્લા' એ પ્રમાણે તે મોટેથી પોકાર કરવા લાગ્યો અને ઇશ્વરની કરુણા માગતો કહેવા લાગ્યો કેઃ-

"યા અલ્લા! યા પરવરદિગાર! ઔરંગજેબ મારો સગો ભાઈ હોવા છતાં મારો કેવો ભયંકર છળ કરે છે એ તો તું જુએ છે જ! એ ઉપરાંત પોતાના પૂજ્ય તથા વયોવૃદ્ધ જન્મદાતા પિતાને અને પોતાના ભ્રાતાઓને તેણે કેવા કેવા ત્રાસ આપેલા છે, એ પણ તું નથી જાણતો એમ તો નથી જ! તેનાં એ સર્વ દુષ્કૃત્યોમાટે તું તેને યોગ્ય શાસન

કરીશ, એ તો જો કે નક્કી જ છે; છતાં તારી પાસેથી મારું એટલું માગવું છે કે, જેવા ત્રાસો એણે અમને આપેલા છે, તેવા જ ત્રાસો તેની વૃદ્ધાવસ્થામાં તેના પોતાના પુત્રો જ તેને આપે, તેના પોતાના કુટુંબમાં જ કલહનો ભયંકર અગ્નિ પ્રજ્વલિત થાય અને તેના ગૃહમાંની શાંતિનો નાશ થઈ જાય, એવા સંયોગો મેળવી આપવાનું તું ભૂલી જઇશ નહિ!"

તેની એ પ્રાર્થના પ્રમાણે જ ત્યાર પછી પરમેશ્વરની સત્તાથી સર્વ સંયોગો બની આવ્યા હતા, એ ઇતિહાસજ્ઞો સારી રીતે જાણે છે. ઔરંગજેબ બાદશાહનો વૈભવ તો સર્વવિશ્રુત હતો અને ઇતિહાસદ્વારા અત્યારે પણ સર્વપ્રસિદ્ધ છે. દિલ્લીના સામ્રાજ્યનું આધિપત્ય તેના હાથમાં આવ્યા પછી દક્ષિણમાં બાકી રહેલાં ઘણાં ખરાં સ્વતંત્ર રાજ્યોને તેણે ધૂળમાં મેળવી દીધાં અને મેવાડના મહારાણા રાજસિંહ તથા દક્ષિણમાં મરાઠા રાજ્યના સંસ્થાપક વીર મહાત્મા શિવાજી રાજા વિના તેની અનિવાર્ય મહત્ત્વાકાંક્ષાના સર્વ દિશાઓમાં વહન કરનારા પ્રવાહનો કોઇએ પણ જાણવા જેવો પ્રતિબંધ કર્યો નહોતો, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિ નથી. જો કે તેનો વૈભવ એવા પ્રકારનો હતો, તો પણ વાસ્તવિક રીતે જોતાં તેના મનમાં આંતરિક સુખ તો લેશમાત્ર પણ નહોતું. તે નિરંતર નાનાવિધ ચિન્તાઓમાં ને ચિન્તાઓમાં જ નિમગ્ન રહ્યા કરતો હતો. તેના અસુખના હેતુ તેના પોતાના જેવા જ પિતૃદ્રોહી પુત્રો હતા. ઔરંગજેબના શાહજાદાઓ ગુપ્તરીતે પોતાના પિતાનો અત્યંત દ્વેષ કરતા હતા, એટલું જ નહિ પણ તેમણે સામ્રાજ્ય વિરુદ્ધ ભયાનક બળવાની આગ પણ સળગાવી હતી.

અસ્તુ: આયેપાના પ્રેમનો કિંવા પ્રેમના ઉત્સાહનો ભંગ થવાથી તેની મૂર્ચ્છા ઘણીવાર સુધી કાયમ રહી. શુજાના મનમાં તેના જીવનનો ભય થવાથી તેણે પોતાનો બડબડાટ બંધ કર્યો. કેટલીકવાર પછી તેનામાં ગતિનો સંચાર થયેલો જોઈ, આસપાસનાં માણસોના ઉપદેશને માન આપી તે ત્યાંથી ચાલ્યો ગયો અને પોતાના તંબૂમાં જઇને ઔરંગજેબ પાસેથી આ બધા અત્યાચારોનો બદલો કેવી રીતે લેવો અને બીજે દિવસે યુદ્ધની કેવી વ્યવસ્થા કરવી એના જ વિચારમાં તેણે પોતાની આખી રાત મહાકષ્ટ સહી સહીને વીતાડી દીધી. અંતે તેના મનમાં એક પ્રકારનો કાંઇક નિશ્ચય થયો અને તે નિશ્ચયને વ્યક્ત કરનારા નિમ્ન ઉદ્‌ગારો પોતાની મેળે જ તેના મુખમાંથી બહાર નીકળી પડ્યા:-

"ઓ ઔરંગજેબ! ખૂની ઔરંગજેબ! ડાકૂ ઔરંગજેબ!-

"જિન્દગીકે સાથ હય જિસ્તરહ ફ઼રિશ્તા મૌતકા;
સાથ હય તેરે હમેશા યે ફ઼રિશ્તા મૌતકા!"

એ ઉદ્‌ગારની સાથેજ તે તંબૂમાંથી બહાર નીકળ્યો અને આવેશમાં ને આવેશમાં છાવણીમાં સર્વત્ર ફરવા લાગ્યો. અચાનક માર્ગમાં એક સરદાર મળવાથી તેને તેણે સવાલ કર્યો કે;–"લશ્કર તૈયાર છે?"

"સુલ્તાનેવાલા! હુકમ મળવાની જ વાર છે." સરદારે કહ્યું.

"જાઓ–કૂચની તૈયારી કરો." સુલ્તાને કહ્યું.

બન્ને પોતપોતાના માર્ગે ચાલ્યા ગયા.

---

## તૃતીય પરિચ્છેદ

### આયેષાનો અન્ત!

"મર્ગ અબ ઇસ કુલ્ફતે ગમસે બચાયેગી હમેં;
સાયયે અબ્રે કફનમેં નીંદ આયેગી હમેં!"

શુજાના ત્યાંથી ચાલ્યા જવા પછી કેટલીકવારે આયેષા શુદ્ધમાં આવી. તેણે આંખો ઉઘાડીને જોયું તો તે દાઈ અને બીજી દાસીઓ પાસે ઊભેલી અને ઉપચાર કરતી તેના જોવામાં આવી. તેણે દાઇને જ કેવળ તંબૂમાં રહેવાની અને બીજી બાંદીઓને બહાર ચાલ્યાં જવાની સંકેતથી સુચના આપી દીધી. આયેષાને સાવધ થયેલી જોઇને દાઇના મનમાં જે આનંદનો આવિર્ભાવ થયો હતો, તે આનંદનું પ્રમાણ એટલું બધું હતું કે, ગગનમાં પણ તેનો સમાવેશ થઈ શકે તેમ નહોતું. તે દાઇએ પ્રથમ પરવરદિગારની બંદગી કરી અને ત્યાર પછી પ્રેમ તથા હર્ષયુક્ત શબ્દોમાં પોતાના તે પરમાનંદને પ્રદર્શિત કરતી તે કહેવા લાગી કેઃ– "શાહજાદી સાહબા! આપના શરીરમાં સાવધતા આવી એ ગોયા મારી જાનમાં જાન આવી. ઓ હું સદકે–હું વારી–તમને હમેશાં આબાદ રાખે રબ્બે બારી!"

"હાફિજા! તારા આ આનંદને જોઇને મારા મનમાં તારા માટે કરુણા ઉત્પન્ન થાય છે; કારણ કે, આ તારો આનંદ વધારે વાર ટકી શકે તેવો નથી. મારા ધારવા પ્રમાણે સત્વર જ તારા હૃદયમાં શોક અને દુઃખનો અસહ્ય આઘાત થવાનો છે. અત્યારે મારા અંતઃકરણમાં જે વિષતુલ્ય બાણનો પ્રવેશ થયેલો છે, તે બાણ વાંસ્તવિક રીતે જોતાં પોતાનું સર્વ કાર્ય કરી ચૂક્યો છે. અર્થાત્ હવે મારો આ ફાની દુનિયામાં વધારે વાર નિવાસ રહેવાનો નથી, એ નક્કી છે. આપણા પવિત્ર કુરાનમાં કહેલું જ છે કે, મનુષ્યના પ્રાણ હરવાને જ્યારે દેવના દૂતો આવે છે, ત્યારે તેઓ પ્રથમ તો દૂરથી જ તે માણસપર પોતાની પાંખોની છાયા પ્રસારે છે અને તેને પોતાના તાબામાં લેતા જાય છે. એ નિયમ પ્રમાણે અત્યારે મારા આત્મામાં તે છાયાનો પ્રસાર થતો જાય છે અને મારી

આસપાસ મૃત્યુરૂપ ઘોર અંધકાર પોતાના વિસ્તારને વધારતો જાય છે. તોપણ મારા માટે સર્વ જગત્ અંધકારમય થઈ જાય અને આ જીવન-દીપક સદાને માટે બુઝાઈ જાય તે પહેલાં તારાં ચરણોમાં એક પ્રાર્થના કરવાની મારી ઇચ્છા છે અને મને આશા છે કે, તું મારી તે ઇચ્છા પ્રમાણે વર્તવાનું આભવચન મને અવસ્ય આપીશ!" આયેષાએ ભગ્ન સ્વરથી કહ્યું.

"રાજદુલારી! હું તમારી પ્રત્યેક ઇચ્છાને આધીન છું; કારણ કે, હું તમારી નમકહલાલ ગુલામ છું-લૌંડી બેદામ છું. પણ શાહજાદી સલામત! આ મરણના વિચારને મનમાંથી કાઢી નાખો અને હૃદયમાં આશાને સ્થાન આપો. શું જવાનીના આવા બહારમાં મરી જવું સારું છે કે? ખુદા તમને દીર્ઘાયુષ્ય આપો, એ જ મારા ભલા દિલની નેક-દુઆ છે!" હાફિજાએ શુભચિન્તના કરી.

આયેષા પુનઃ ભગ્ન સ્વર અને ગંભીરતાથી કહેવા લાગી;-"જીવવું કે મરવું એ એક મહા ગંભીર પ્રશ્ન છે. દૈવના દારુણ દુર્વિલાસથી થતી અનંત યાતનાઓને મનમાં ને મનમાં જ સહન કરી લેવી, એ સારું, કે જીવપર ઉદાર થઇને તે યાતનાઓનો સમૂળ ઉચ્છેદ કરવાનો ઉદ્યોગ કરવો એ સારું? મરવું અને નિદ્રાધીન થવું એ બન્ને અવસ્થાઓ એક સરખી જ છે. મરણ અને નિદ્રા સમાન-પણ જો તેમાં સ્વપ્ન આવે તો? અહીં પાછી પંચાત આવી પડી; કારણ કે, આ ક્ષણભંગુર શરીરનો ત્યાગ કરી મહા નિદ્રામાં પડ્યા પછી શાં શાં સ્વપ્ન લાધશે તેનો અત્યારે જ નિશ્ચય કરી શકાતો ન હોવાથી, મનુષ્ય મરવાનું સાહસ કરી શકતું નથી; અને એથી જ આપણે આપણું સમસ્ત આયુષ્ય દુઃખમાં ને દુઃખમાં જ વીતાડીએ છીએ; નહિ તો નિર્દય કાળની તીવ્ર તલ્વારને પોતાના ગળાપર કોણ આવવા દેત વારુ? અત્યાચારી લોકોનો અન્યાય અધિકારીઓનું ઉદ્દામ આચરણ, ગર્વિષ્ટ લોકોનો ગર્વ, પ્રેમનો ભંગ થવાથી મનમાં થતી અનંત વેદનાઓ, ન્યાય મળવામાં થતો વિલંબ અને બિચારા સહનશીલ તથા ગુણ-વાન્ લોકોના શિરપર થતો વિચારશૂન્ય તથા અજ્ઞાન લોકોનો લત્તાપ્રહાર, આદિ દુઃખોનો જો શસ્ત્રની ધારાના એક વેંતના પાનાથી જ પ્રતિકાર થઈ શકતો હોત, તો જીવીને એ દુઃખોને કોણ સહન કરત વારુ? આ દુર્વહ પ્રપંચના ભારને શિરપર ઊપાડીને આ અસહ્ય આયુષ્યને કણુસી કણુસીને કોણ ધારણ કરત? પણ ઉપાય શો? જેના રાજ્યની સીમામાં પ્રવેશ કરીને કોઇપણ પાછું આવી શકતું નથી, તે યમરાજના રાજ્યમાં એકવાર પ્રવેશ કર્યાં પછી આપણી શી દશા થશે, એવા ભયથી આપણો નિશ્ચય ચળી જાય છે અને આપણે અહીં જે વ્યથા સહન કરીએ છીએ તે જ સારી છે,

પણ જે દશા અદષ્ટ અને અનનુભૂત છે તેમાં ભૂસ્કો મારવો એ સારું નથી, એવો આપણને ભાસ થવા માંડે છે. આવી રીતે વિચારો અને તર્ક કરવાથી આપણે બીકણ બની જઇએ છીએ. બુદ્ધિના નિશ્ચયથી મનમાં થયેલો ઉલ્લાસ 'કરવું કે ન કરવું?' એ વિચારથી તરત જ ગલિત થઈ જાય છે, અને મોટી મોટી સાહસમય પ્રચંડ કલ્પનાઓનો પ્રવાહ પાછો હટીને આગળ વધવાને બદલે ત્યાંનો ત્યાં જ લુપ્ત થાય છે. પણ નહિ—અરે રમણીય મહમૂદ! ચારુગાત્ર અને પરમસ્નેહી મહમૂદ! તારા સ્નેહના સ્મરણથી મારી એ યાતનાઓનો અંત આવી જશે અને મારું મરણ સુખદાયક નીવડશે. બસ—હાફિજા! કાંઈ પણ ન બોલતાં મારી પ્રાર્થના સાંભળી લે."

"જેવી આજ્ઞા!" હાફિજાએ આયેષાની ઇચ્છાને અનુસરવામાં જ કલ્યાણ જોઇને તેની ઇચ્છા પ્રમાણે ઉત્તર આપ્યું.

આયેષાએ પોતાના હૃદયમાંના રહસ્યને વ્યક્ત કરતાં કહ્યું:—"હાફિજા! આ મારી અનાથ બાળાઓના જન્મના સંબંધમાં જે કાંઈ પણ ગુપ્ત ભેદ રહેલો છે, તે મારા પ્યારા મહમૂદ અને તારા વિના ત્રીજા કોઇના પણ જાણવામાં નથી. મહમૂદનો મારામાં અગાધ સ્નેહ છે, એ હું સારી રીતે જાણું છું, એટલામાટે મારું, મારા નાથને મારા મરણસમયનું એ એક નજરાણું છે એમ સમજીને એ બાળાઓને તારે એના પિતાના હાથમાં સોંપવાની છે. અર્થાત્ મારો અંતકાળ થવા પછી એક પળ માત્રનો પણ વિલંબ ન કરતી. તે, પાસે જ અડધા દિવસના રસ્તાપર તેના બાપની છાવણીમાં ક્યાંક પણ હોવો જ જોઇએ. મારી અત્યારની અવસ્થા તેના જાણવામાં આવતાં અવસ્ય તે પોતે આ સ્થળે આવીને મને અંતિમ દર્શનનો લાભ આપી જશે; કારણ કે, ખુદા—એ—પાકની નજરમાં હું તેની પરણેતર બીબી છું અને એ વાતને મહમૂદ પોતે પણ સારી રીતે જાણે છે. તેનાપર તેના બાપનો સખ્ત ચોકી પહેરો હોવાથી કદાચિત્ તે અહીં ન પણ આવી શકે, એવો મને સંશય થયા કરે છે; એટલામાટે મારો સ્વર્ગવાસ થતાં જ તું અવસ્ય તેને કોઈ પણ જોખમે મળજે અને બનેલા બનાવની બધી હકીકત સંભળાવીને મારા તરફથી કહેજે કે, ઔરંગજેબનો દુષ્ટ સ્વભાવ જ આપણા વિયોગનો હેતુ થયેલો છે અને કેવળ નિરુપાય થઇને જ મારા પિતાના વિરુદ્ધપક્ષીય સૈન્યમાં રહીને તમારે લડવું પડે છે, એ વાતને આયેષા છેક છેલ્લી ઘડી સૂધી જાણતી હતી અને માનતી હતી. એટલામાટે એ વિશે આયેષા તમને જરા પણ દોષ દેતી નથી અને તમારા વિશે તેનો જે સ્નેહ હતો તે સ્નેહમાં મરતાં સૂધી લેશ માત્ર પણ ન્યૂનતા થઈ નહોતી. એમ જણાવ્યા

પછી તેને મારો બીજો સંદેશો એ કહેજે કે, જેવો તમારો આ અભાગિની કન્યાઓની માતામાં અચલ અનુરાગ હતો, તેવો જ પ્રેમ આ અનાથ બાળાઓપર પણ રાખજો. મારી આ અંતની પ્રાર્થનાનો તે અસ્વીકાર કરવાનો નથી જ એવો મારો દૃઢ વિશ્વાસ હોવાથી, મારી વળી એ પણ માગણી છે કે, હાફિજા! આ બાળાઓના જન્મના સંબંધની કોઈ પણ વાર્ત્તા ઔરંગજેબના જાણવામાં ન આવવા દેતી; કારણ કે, એમ થવાથી આ નિર્દોષ બાળાઓનું આયુષ્ય સુખ તથા શાંતિમાં વીતશે અને રાજકુળમાંના મનુષ્યોને જે કેટલાક પ્રસંગે અનન્વિત સંકટો અને અકારણ યાતનાઓ સહન કરવી પડે છે, તે સંકટ અને યાતનાઓથી એ અલિપ્ત રહેશે. હાફિજા! મારાથી હવે વધારે બોલી શકાતું નથી. જો; પ્રકાશ હવે ઘણો જ થોડો બાકી રહેલો છે અને તે પણ ક્ષણે ક્ષણે અદૃશ્ય થતો જાય છે. યા અલ્લા! જેને મૌત કહે છે તે એ જ તો નહિ હોય ને? મારા જિગરજાન મહમ્મદ! હવે હું દૂરથી જ સદાને માટે તારી રજા લઉં છું–તું જ્યાં હોય ત્યાં સર્વદા સુખમાં જ રહે, એવી મારી અંતસમયની દુઆ છે. મ–હ–મ્–—"

બસ–થઈ ચૂક્યું. નિમિત્તમાત્રમાં જીવનલીલા નામક નાટકનો અંત આવી ગયો. પ્રાણનાથનું પવિત્ર નામ મુખમાંથી બહાર નીકળ્યું ન નીકળ્યું એટલામાં તો મૃત્યુએ આવીને આયેષાને પોતાના તાબામાં લઈ લીધી. ગરીબ બિચારીનું હૃદય તો પ્રથમથી જ વિદીર્ણ થઈ ગયું હતું એટલે તેના પ્રાણોનું ઉત્ક્રમણ થવામાં એક પળ માત્રનો પણ વિલંબ ન થયો. તેની નાડીઓ તત્કાળ બંધ પડી ગઈ અને તેનો પવિત્ર આત્મા આ દુષ્ટ મૃત્યુલોકની વસતીનો ત્યાગ કરીને અક્ષય સુખધામના નામથી ઓળખાતા પરલોકમાં જવામાટેનો પ્રવાસી થઈ ચૂક્યો.

આયેષાના અચાનક મરણની વાર્ત્તા સાંભળતાં છાવણીમાં હાહાકારનો વિસ્તાર થયો અને સર્વત્ર કોલાહલ વ્યાપી ગયો. સુલ્તાન શુજા તો ગાંડા જેવો જ બની ગયો અને માથાપરથી તાજને ભોંયપર પછાડીને માથું પીટવા અને વાળ ચીખવા મંડી ગયો. અંતે ઘણા જ માનથી આયેષાની લાશને પાસેના જ એક કબ્રસ્તાનમાં દફનાવવામાં આવી અને તેની કબ્રપર ફારસી ભાષામાં નીચેના આશયની એક કવિતા કોતરાવેલો પત્થર શુજાએ ખાસ પ્રેમના ઉભરાથી ચણાવ્યો:—

"બારા બેટેથે અગર્ચે હજરતે યાકૂબકે;
ફિર ભી ગમમેં થે વો અપને યૂસુફે મરગૂબકે;
હો ગયે અંધે ખુદ અપને આંસુઓમે ડૂબકે;
તાલિબે દીદાર થે હરદમ રૂખે મતલૂબકે;

એક બચ્ચી થી મેરી ઉસ્કો કજાને લે લિયા;
ક્યોં ન મુઝકો પહલે હી દસ્તે સજાને લે લિયા ?"

સુલ્તાન શુજા આખી આખી રાતો કબ્રસ્તાનમાં જ બેસવામાં અને દીકરીની કબ્રને પોતાનાં આંસુઓવડે ભીંજાવવામાં વીતાડી દેવા લાગ્યો. આ શોકમાં તે લડાઇની વાતને પણ ભૂલી ગયો.

---

## ચતુર્થ પરિચ્છેદ

### પાષાણ કે રત્ન ?

બીજે દિવસે અસ્તમાનકાળનાં સુવર્ણમય રવિકિરણોવડે પૃથ્વી હજી તો શોભાયમાન થતી હતી, એટલામાં આયેષાએ અંતઃકાળ સમયે પોતાને સોંપેલી બે કન્યાઓને લઇને હાફિજા ઔરંગજેબની છાવણીમાં આવી અને શાહજાદા મહમૂદના તંબૂમાં દાખલ થઈ ગઈ. એકાંતમાં તેની મુલાકાત લઇને શુજાની છાવણીમાં બનેલો બધો બનાવ તેણે તેને કહી સંભળાવ્યો. એ શોકકારક વૃત્તાંત સાંભળીને મહમૂદના મનમાં અનિવાર્ય ખેદ થયો અને તે ત્યાંનો ત્યાં જ મૂર્ચ્છિત થઇને પૃથ્વીપર પટકાઈ પડ્યો. આ સર્વ શોકનો મૂળ હેતુ તેના પિતા ઔરંગજેબની અનવિન્ત મહત્ત્વાકાંક્ષા જ હતી અને તેની એ મહત્ત્વાકાંક્ષાને લીધે જ મહમૂદના માનવી અવતારની પાયમાલી થઈ હતી. અત્યારે પણ ઔરંગજેબે મહમૂદ પોતાનો પુત્ર હોવા છતાં તેની ગુપ્ત કૃતિઓનું અવલોકન કરવામાટે જાસૂસો રાખ્યા હતા. એ વાર્ત્તા મહમૂદ પોતે સારી રીતે જાણતો હતો. એ સર્વ પરિસ્થિતિનો વિચાર કરીને તેણે હાફિજાને ધીમા સ્વરથી અનુકંપાસહિત કહ્યું;—

"નમકહલાલ હાફિજા! જો કે અત્યારે મારી પ્રાણપ્રિયા આયેષાના મૃત્યુની વાર્ત્તા સાંભળીને મારા હૃદયમાં શોકનો ભયંકર આઘાત થયો છે, તોપણ અત્યારે મારા પિતાની મહત્ત્વાકાંક્ષાના કારણથી હું જે ભયંકર પરિસ્થિતિમાં આવી પડ્યો છું તેનો વિચાર કરતાં, એ શોકમાં સમયનો વ્યય કરીને બેસી રહેવાનું મને યોગ્ય લાગતું નથી; અર્થાત્ મારી પ્રિયાએ મારામાટે આ બે કન્યારૂપ જે નજરાણું પાઠવ્યું છે, તેને કોઈ પણ નિર્ભય સ્થળે જાળવીને રાખવું એ અત્યારે વિશેષ ઇષ્ટ કર્ત્તવ્ય છે."

એમ કહીને પોતાની આવી અસહ્ય અવસ્થામાં પણ તે એકદમ આગળની તજવીજ કરવા લાગ્યો. પોતાના પાપી પિતા પાસેથી વૈરનો બદલો લેવાના જે વિચારો આજ સુધી તેના મનમાં ઘોળાયા કરતા હતા, તે

તેના વિચારોને હવે એક નવીન બળ મળ્યું. પિતાના દુષ્ટ આચરણના પરિણામે પ્રાપ્ત થયેલી આયેષાની સદાની વિયોગવેદનાનું સ્મરણ થતાં તેનું અંતઃકરણ ચીરાઈ જવા લાગ્યું. ઔરંગજેબના સૈન્યમાં તે બહુ જ માનભરેલી, પરંતુ કેવળ ગુલામગીરીની અને મૂર્તિમાન્ ત્રાસની પદવી ભોગવતો હતો. પોતાની એ પદવીનો તેને તિરસ્કાર આવી ગયો. તેણે પોતાના પુત્રધર્મ તથા પ્રજાધર્મનો ત્યાગ કરી, તેજ રાત્રિએ પહેરેગીરોની અને જાસૂસોની નજર ચૂકવીને સુલ્તાન શુજાની છાવણીમાં જવાનો અને ઔરંગજેબ વિરુદ્ધ ખુલ્લી રીતે બળવો જગાડવાનો નિશ્ચય કર્યો.

પોતાના થયેલા એ નિશ્ચયને તત્કાળ અમલમાં મૂકવાના પ્રયત્નનો તે આરંભ કરવા લાગ્યો. તેણે આયેષાની બે કન્યાઓને પ્રેમપૂર્વક પોતાના ખોળામાં લીધી અને તેમને છાતી સરસી ચાંપીને પોતાના ખાન્દાનના પુરાતન સંપ્રદાય પ્રમાણે તેમના હાથોમાં એક એક હીરાકકંકણ બાંધ્યું. ત્યાર પછી તેણે એક કન્યાનું નામ નૌશાબા રાખ્યું; તથા બીજી કન્યાને અકબરી નામ આપ્યું. એ કાર્ય કરી રહ્યા પછી તેણે તે કન્યાઓને પાછી હાફિજાના હાથમાં આપીને ગંભીરતાથી જણાવ્યું;—

"હાફિજા! તું જેવી રીતે આ મારા જિગરના ટુકડાઓને અહીં લઇ આવી છે, તેવી જ રીતે એમને સંભાળીને પાછા સુલ્તાન શુજાની છાવણીમાં લઈ જા. હું આવતી કાલે તને શુજાની છાવણીમાં મળીશ. આ છાવણીમાં હવે મને અન્ન અને પાણી હરામ છે. જા—ખુદા હાફિજ!"

"જેવો બંદાપરવરનો હુકમ!" એમ કહીને હાફિજા કન્યાઓને લઇને તેના તંબૂમાંથી બહાર નીકળી ગઈ.

રાત્રિના અંધકારનો લાભ લઇને મહમૂદે એક સાધારણ સિપાહીનો પોશાક ધારણ કરીને પોતાના એક અત્યંત વિશ્વાસપાત્ર સેવકને સાથે લઈ અશ્વારૂઢ થઇને પલાયનનો આશ્રય લીધો. ઔરંગજેબની છાવણીમાં મહમૂદના પલાયનની કોઇને કાંઈ પણ ખબર પડી શકી નહિ.

* * * *

લગભગ અર્ધ રાત્રિના સમયે ઔરંગજેબની છાવણીમાંથી નીકળેલો મહમૂદ અને તેનો સેવક, એ બે પ્રવાસીઓ પ્રભાતમાં શુજાની છાવણી પાસેના એક કબ્રસ્તાનમાં આવી પહોંચ્યા. ત્યાં મરી ગયેલાં અથવા તો સદાની શાંત નિદ્રામાં પડેલાં કબ્રોને જોઇને મહમૂદના હૃદયમાં પોતાની મૃત પ્રિયા આયેષાનું સ્મરણ થઈ આવ્યું. તરત જ તેનાં નેત્રોએ વાદળાંનું સ્વરૂપ ધારણ કરીને શ્રાવણભાદ્રપદની જળવૃષ્ટિ

વર્ષાવવા માંડી. ત્યાં કેટલાક ગોરકન (ગોરખાદૂઓ) કબ્રોના ખાડા ખોદતા તેના જોવામાં આવ્યા. કબ્રસ્તાનમાંની જમીન ખોદતાં તેમાંથી નીકળેલી મુએલાં માણસોની ત્રણ ખોપરીઓ કાઢીને તેમણે બહાર નાખી દીધી અને ત્યાર પછી તેઓ ગામ ભણી ચાલ્યા ગયા. મહમૂદ ઘોડાપરથી નીચે ઉતરી પડ્યો અને તેના સેવકે પણ તેનું અનુકરણ કર્યું. મહમૂદ તેમાંની એક ખોપરીને પોતાના હાથમાં ઉપાડીને ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ–

"આના મોઢામાં એક સમયે જીભ હતી અને એને ગાવાની કળા પણ આવડતી હતી. અરેરે એ ગોરકન લોકોના મનમાં આને કોદાળીના એક જ ફટકાથી ઉડાવી દેતાં જરાપણ દયા ન આવી! અત્યારે ગધેડાઓ જેને યથેચ્છ લત્તાપ્રહાર કર્યાં કરે છે, તે આ ખોપરી કદાચિત્ કોઈ ઈશતત્ત્વશોધકની અથવા તો રાજકારસ્થાની પુરુષની જ હશે, નહિ વારુ?"

"કદાચિત્ એમ પણ હોય, જહાંપનાહ!" સેવકે હામાં હા મેળવી.

"અથવા તો પ્રભાતમાં રાજમહાલયમાં પ્રવેશ કરીને બાદશાહને બહુ જ અદબ આદાબથી 'આલમપનાહ! તબીયત કેવી છે?' એમ પૂછીને જમીન સુધી નમી મુજરો કરનારા કોઈ અધિકારી પુરુષની જ એ ખોપરી હોય એમ પણ બનવાજોગ છે. તેમ જ વળી એ અધિકારી પુરુષ બીજા કોઈ અધિકારીના અધિકારને છીનવી લેવાને મનમાં વિચાર કરીને તેને મોઢે તેની તારીફ કરનારો પણ કદાચિત્ હશે, કેમ ખરું કે નહિ?" મહમૂદે બીજી કલ્પના વ્યક્ત કરી.

"એ કલ્પના પણ ખરી છે." સેવકે કહ્યું.

મહમૂદે તે ખોપરીને માનપૂર્વક જમીનપર મૂકી દીધી અને તે બીજી ખોપરી લેવા જતો હતો એટલામાં અચાનક એક નવી ચણેલી કબ્ર તરફ તેની નજર ગઈ અને તે કબ્રપર સેહરો ન હોવાથી તે કોઈ ઔરતની કબ્ર હોવી જોઈએ એવી તે કલ્પના કરી શક્યો. તે કબ્રની પાસે જતાં જ સુલ્તાન શુજાએ તેનાપર કોતરાવેલી હૃદયભેદક કવિતા તેના વાંચવામાં આવી અને તેથી તેને આયેષાની કબ્ર તરીકે ઓળખીને તે ત્યાંજ બેસી ગયો અને કબ્રને થોડી જ વારમાં તેણે પોતાના આંસૂઓથી ભીંજાવી દીધી. તે રુંધાઈ ગયેલા સ્વરથી પોતાના સેવકને કહેવા લાગ્યો કે–

"નસીરુદ્દીન! જો–આ કોની કબ્ર છે? ઓળખ અને ગમ કર; માહાતમ કર. શું તારી પાસે આંખો નથી? જો તારા મોઢામાં જબાન હોય તો એની તારાપરની આગલી મેહરબાનીઓને અને એની ખૂબી-

ઓને યાદ કર—જો તારા હાથ સાબિત હોય તો છાતી કૂટ અને ફરિયાદ કર. ઓહ—મારી જિગરજાન આયેષા!"

"ઓ અમારી મેહરબાન શાહજાદી!" સેવકે રડીને કહ્યું.

"બસ—આ આયેષાના અકાળ મૃત્યુનો જે હેતુ છે, તે ઔરંગજેબનું પણ હું, તે મારો પિતા હોવા છતાં અકાળ મરણ નિપજાવીશ. આ ખૂનના બદલામાં હું મારી પોતાની તલ્વારથીજ તેનું ખૂન કરીશ." મહમૂદે બહુ જ ત્વેષમાં આવીને એ શબ્દોનો એવી તો ગર્જનાથી ઉચ્ચાર કર્યો કે કબ્રસ્તાન પણ તેથી કંપવા લાગ્યું.

એ જ ક્ષણે કાળા પોશાકવાળો એક કદાવર પુરુષ તે કબ્રની પાસે આવી લાગ્યો અને ત્યાં એ બે પુરુષોને ઉભેલા અને વિલાપ કરતા જોઇને તે પાસેના એક ઝાડની આડમાં છુપાઇને ઉભો રહ્યો અને તેમના ઉદ્દ્ગારો સાંભળવા લાગ્યો. તે પુરુષે એ બન્નેને ઓળખ્યા હોય એમ તેની મુખાકૃતિમાંનાં પરિવર્તનોથી કલ્પના કરી શકાતી હતી.

મહમૂદને બહુ જ કોપાતુર થયેલો જોઈ તેને શાંત કરવાના હેતુથી સેવક નસીરુદ્દીને કહ્યું કે;—"મારા સરતાજ! જરા દિલપર જબ્ર કરો અને સબ્ર કરો. આમ ઉતાવળ કરવાથી આંબા પાકવાના નથી."

"સબ્ર કરું? 'સબ્ર કરો' એ બોલવું જેટલું સહજ છે, તેટલું એ પ્રમાણે કરવું સહજ નથી. કોઈ તારું ઘર બાળી નાખે અને તારી ઓરતને કત્લ કરી નાખે અને પછી તારા દિલને પૂછ કે, તે સબ્ર કરવાને શક્તિમાન્ છે કે કેમ? જો—જો—નસીરુદ્દીન! આ સુલ્તાન શુજાની નૂરેનજર દુખ્તર, મારી પ્યારી દિલબર અને તારી મેહરબાન મલકા આયેષાની કબ્ર છે! બે દિવસ પહેલાં જેનાં ચરણોમાં આખી દુનિયા પોતાનાં માથાં નમાવતી હતી, તે આજે નિર્જીવ થઇને તારાં ચરણોમાં પડેલી છે. જેના તમે બધા મોહતાજ હતા તે આજે તમો બધાંની મોહતાજ થઈ છે. તમે કબ્રપર આવો, ચાર આંસુડાં વર્ષાવો, ફૂલ ચઢાવો અને દીવો જગાવો તો તમારી ખુશી અને ન આવો તો પણ તમારી ખુશી. એનું હવે આપણાપર કાંઈ જોર નથી—એની આપણાપર કશી પણ હુકૂમત નથી." એટલું બોલી વળી તે ઉન્માદવશ થઈ ગર્જના કરતો કહેવા લાગ્યો કે;—"અય દિલ! તું શોકથી જુનૂની થઈ જા અને ઓ મારી છુરી! તું પણ બરાબર ખૂની થઈ જા. ઓ પાપી પિતા! હું તારી પાસેથી મારી દિલબરને પાછી મેળવીશ. મારું ઘર તારા ઘરમાં ઉજ્જડ થયું છે—મારું ઉદ્યાન તારા ઉદ્યાનમાં બગડી ગયું છે! મારી દિલબરને કોઈ મારી સાથે મેળવી આપો—ઓ ઔરંગજેબ! જો તારે જીવતા રહેવું હોય તો આયેષાને જીવાડ—હું તારી પાસેથી જ મારી ચીજ

પાછી લઇશ-તારે એ અમાનત પાછી આપવીજ પડશે!" એ પ્રમાણે બોલી મહમૂદ ગાંડા પ્રમાણે ફાટેલી આંખોવડે ચારે તરફ જોવા લાગ્યો.

આટલીવાર સુધી ઝાડની આડમાં છુપાઇને ઉભો રહેલો કાળા પોશાકવાળો પુરુષ હવે આગળ વધીને મહમૂદ પાસે આવ્યો અને પ્રેમથી તેના ખભાપર હાથ રાખીને કહેવા લાગ્યો કે;-"મહમૂદ! હવે આટલો શોક કરવો વ્યર્થ છે. મરી ગયેલાં કદાપિ પાછાં આવતાં જ નથી. જો આયેષામાં તારો એવોજ પ્રેમ હોય, તો તારા શોકને કીનાના રૂપમાં બદલી નાખ અને સુલ્તાન શુજા સાથે મળીને ઔરંગઝેબને પાયમાલ કરી નાખ. દુનિયા મરી જાય છે તેવી રીતે આયેષા પણ મરી ગઈ છે; પણ ખુશી થવા જેવું એટલું જ છે કે, તે પોતાના પ્રાણનું પ્રેમના યજ્ઞમાં બળિદાન આપીને પોતાના સ્ત્રીજન્મની સાર્થકતા કરી ગઈ છે-

"અઝીઝે આમ ગયે, અહલે ઇહતેશામ ગયે;
જો આયે આલમે ઇમ્કાંમે, વો તમામ ગયે;
મગર જહાનમેં આના ઉન્હીંકા ખૂબ હુવા;
જો નેકનામ રહે, ઔર નેકનામ ગયે!"

મહમૂદ થોડીવાર સુધી તે કાળા પોશાકવાળા પુરુષના મોઢા સ્હામું જોઈ રહ્યો અને જાણે કોઇએ જાદૂ કરી નાખ્યો હોયની, તે પ્રમાણે તેની દૃષ્ટિ સ્થિર થઈ ગઈ. પરંતુ તે પુરુષનો મુખભાગ નકાબવડે ઢાંકેલો હોવાથી મહમૂદ તેને ઓળખી શકયો નહિ અને તેથી આશ્ચર્યચકિત થઇને વિનયપૂર્વક પૂછવા લાગ્યો કે;-"મર્દે ખુદા! તું કોણ છે અને મને કીનો લેવાની સલાહ આપે છે તેનો હેતુ શો છે?"

"હું કોણ છું તે ઓળખી લે એટલે હું કીનો લેવાની સલાહ શા હેતુથી આપું છું તે પોતાની મેળે જ તારા જાણવામાં આવી જશે;" એમ કહીને તે પુરુષે પોતાના મોઢાપરના નકાબને દૂર કરી નાખ્યો.

"કોણ મારા પ્યારા અને મેહરબાન કાકા સુલ્તાન શુજા!" એમ કહીને મહમૂદ તેનાં ચરણોમાં પડી ગયો, અને ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડીને પુનઃ કહેવા લાગ્યો;-"કાકા! હું તમારો અને તમારી જન્નતનશીન થયેલી દુખ્તરનો ગુનાહગાર છું. અરે હું આજે તમને મોઢું બતાવતાં અને તમારી સાથે વાત કરતાં પણ શરમાઉં છું. આયેષાને આજે પોતાની અયશગાહમાં આરામથી બાળકોને રમાડતી જોવાને બદલે તમે આ કબ્રમાં સૂતેલી જુઓ છો, એ ફકત મારી બેવકૂફાઇનું જ પરિણામ છે. જો તે વખતે હું મારા પિતાની આજ્ઞાને આધીન થઈ ગોવળકોંડાના નવાબની દીકરી સાથે પરણ્યો નહોત, તો આજે મારાં સુખોના આફ્તાબનો અસ્ત થયો નહોત. પણ પૂજ્ય કાકા! એ લગ્ન મેં મારી

ખુશીથી કર્યાં નથી. હું મારા દુષ્ટ પિતાના બળાત્કારનો ભોગ થયો છું અને તેથી જ આજે દુઃખોના આવા ચક્રમાં આવી ગયો છું. આયેષા-માટે મારા હૃદયમાં કેટલો બધો પ્રેમ હતો, છે અને રહેશે, તે માત્ર મારો ખુદા જ જાણે છે. આયેષા વિનાનો સંસાર મને સૂનો લાગે છે અને હવે હું પણ જલદી કબ્રસ્તાનનો વાસી થઈ જાઉં તો વધારે સારું એવી જ ઇચ્છા થયા કરે છે."

"મહમૂદ! જે બનવાનું હતું તે બની ચૂક્યું છે; પણ જો તું મર્દ હોય તો મરવાના બાયલાપણાના વિચારને છોડી દઈ, જે ઔરંગજેબના અત્યાચારોથી આપણું આખું ખાન્દાન પીડાયું છે અને હજી પણ પીડાય છે, તેના નાશનો પ્રયત્ન કર અને તેના પક્ષને છોડી મારા પક્ષમાં આવી મળ." સુલતાન શુજાએ પોતાની ભાવના દર્શાવી.

"કાકા! આપ મને નિર્દોષ તથા નિરપરાધી માનો છો અને મને પોતાના પક્ષમાં લેવાને તૈયાર છો એટલામાટે હું મને પોતાને ઘણો જ ભાગ્યશાળી માનું છું. હું આપણા પવિત્ર કુરાન શરીફના સોગંદ ખાઇને કહું છું કે, ઔરંગજેબ મારો પિતા હોવા છતાં પણ હું તમારા પક્ષમાં રહી શત્રુતાથી તેની સાથે યુદ્ધ કરીશ અને મરણપર્યન્ત તમારાં ચર-ણોના આશ્રયમાં જ રહીશ!" મહમૂદે પ્રતિજ્ઞા કરી.

મહમૂદ તરફથી આવું આશ્વાસન મળતાં સુલ્તાન શુજાના ઘાયલ અને બળતા અંતઃકરણમાં કાંઈક શાંતિનો સંચાર થયો. મહમૂદ નિર-પરાધી છે એવો તેનો નિશ્ચય થતાં જ તેના અંતઃકરણમાં પૂર્વે તેના વિશે જે એક પ્રકારનો અતિશય પ્રેમ હતો અને વચ્ચે જે પ્રેમનો લોપ થયો હતો તે પ્રેમનો પુનઃ અંકુર ફૂટ્યો. શુજા તેનાપર પૂર્વ પ્રમાણે જ અનુ-રાગ રાખવાના નિશ્ચયપર આવ્યો. ઉભયમાં પરસ્પર વિશ્વાસ કાયમ થયો. દુષ્ટ તથા અત્યાચારી ઔરંગજેબ પાસેથી વૈરનો બદલો કેવી રીતે લેવો, એ વિશે તેમણે એકમનથી નિશ્ચય કર્યો અને આ જગત્માંથી તેનું સમૂળ ઉચ્ચાટન કર્યાં વિના યુદ્ધમાંથી પાછા ન આવવામાટેની તેમણે ભીષણ પ્રતિજ્ઞા કરી.

એ સર્વ પ્રકાર થઈ રહ્યા પછી શુજાએ પ્રેમથી મહમૂદને સંબો-ધીને કહ્યું:-"તું પાષાણ છે કે રત્ન? એવો સવાલ એકવાર મારા મનમાં ઉત્પન્ન થયો હતો અને ઔરંગજેબ જેવા દયાહીન પાષાણની ઔલાદ પણ પાષાણ જ હશે એવી કેટલાક દિવસ સુધી મારી ધારણા હતી; પરંતુ આજે મારો નિશ્ચય થયો છે કે, તું પાષાણ નથી કિંતુ પાષાણ-રાશિમાંથી ઉત્પન્ન થએલું એક અમૂલ્ય રત્ન જ છે. પરવરદિગાર તને સલામત રાખે અને તારી ઉમ્ર દરાજ કરે, એવી મારી દુઆ છે."

"આમીન!" મહમૂદે તે દુઆને માથાપર ચઢાવીને કહ્યું; અને પૂછયું:–"કાકા! આપ અત્યારે આ કબ્રસ્તાનમાં શામાટે પધાર્યાં હતા?"

"મારા નિત્યના નિયમ પ્રમાણે મારી નાજ઼ેની પાળી આયેષાની કબ્રપર ચાર આંસૂ વર્ષાવવામાટે." શુજાએ ઉત્તર આપ્યું અને તેની સાથે તેની આંખોમાંથી ચોધારાં પાણી વર્ષવા લાગ્યાં.

મહમૂદ પણ ડૂસ્કાં ભરી ભરીને રોવા લાગ્યો. અંતે એનું પરિણામ નસીરુદ્દીનના હૃદયમાં પણ થવાથી તે પણ આંખોમાંથી આંસૂ પાડવા લાગ્યો. ત્રણે ત્યાંથી રોતા રોતા છાવણી તરફ ચાલવા લાગ્યા અને ચાલતાં ચાલતાં અચાનક વૈરાગ્યના વિચાર આવવાથી સુલતાન શુજાના મુખમાંથી આ શબ્દો બહાર નીકળ્યા;—

"યે તન અપના હય ન રહે દારે ફના અપના હય,
નેકી અપની, અજલ અપની હય ખુદા અપના હય!"

—:◦◦—

## પંચમ પરિચ્છેદ
## હાફિજા પકડાઈ!

શાહજાદા મહમૂદના પલાયનની વાર્તા જાણવામાં આવતાં જ ઔરંગજેબની છાવણીમાં ભયંકર કોલાહલનો વિસ્તાર થયો. સર્વત્ર પકડાપકડી તથા મારામારીનો આરંભ થઈ ગયો. જ્યાં સુધી મહમૂદનો પત્તો ન મળે ત્યાં સૂધી છાવણીમાંથી કોઈને બહાર ન જવા દેવાનો અને બહારથી કોઇને અંદર ન આવવા દેવાનો ઔરંગજેબે સખ્ત હુકમ ફર્માવી દીધો. એ આજ્ઞાનો જે કોઈ પણ ભંગ કરે તેનામાટે મરણની ભયાનક શિક્ષા નિશ્ચિત કરવામાં આવી.

રાત્રે બાદશાહ ઔરંગજેબ પોતાના વિશાળ અને ભવ્ય તંબૂમાં એકલો જ બેસીને દુર્ભાગ્યથી પ્રાપ્ત થયેલા એ નવીન સંકટનો મહા ઉદ્વિગ્ન અંતઃકરણથી વિચાર કરતો હતો; એટલામાં એક સિપાહી ત્યાં આવ્યો અને કાયદા પ્રમાણે કોર્નિશ કરીને નમ્રતાથી કહેવા લાગ્યો;—

"શહનશાહ ગેતીપનાહ! અમે એક ઔરતને પકડી લાવ્યા છીએ. એ ઔરત સુંદર વસ્ત્રો પરિધાન કરેલાં બે ન્હાનાં બાળકોને પોતાના ચાકરના હાથમાં આપી ચાકરને સાથે લઇને ન્હાસી જતી અમારા જોવામાં આવી અને અમને શક પડવાથી અમે તેને પકડી લીધી. હુજૂરેવાલાનો શો ફર્માન છે?"

"જા અને આ ક્ષણે જ તેને મારા તંબૂમાં લઈ આવ;" બાદશાહ ઔરંગજેબે મેઘગર્જના સમાન ભીષણ સ્વરથી આજ્ઞા કરી, અને વધારામાં જણાવ્યું:–"એ ઔરતની તપાસ હું પોતે જ કરીશ."

સિપાહી બહાર જઇને તરત હાફિજા સાથે પાછો તંબૂમાં દાખલ થયો. હાફિજા કંપતી કંપતી ક્રૂર બાદશાહની સ્હામે આવીને ઉભી રહી. બાદશાહે તેને પ્રશ્ન કર્યો કે;–"ઓ ઔરત! મારો શાહજાદો મહમૂદ અહીંથી ન્હાસીને ક્યાં ગયો છે, એની તને કાંઈ ખબર છે કે? જે હોય તે સાચું જણાવી દેજે. સાચું બોલીશ તો હું તને આજે માલામાલ તથા નેહાલ કરી નાખીશ અને જરા પણ જૂઠું બોલવાની કોશિશ કરીશ તો પાયમાલ કરી નાખીશ."

"આલમપનાહ! આ મારી બે બાલિકાઓ ન્હાની હોવાથી અને છાવણીમાં આજકાલ સર્વત્ર ભયંકર ધામધૂમ ચાલતી હોવાથી, હું એ બાલિકાઓને કોઈ સલામતી ભરેલી જગ્યાએ રાખવામાટે લઈ જાઉં છું. દિવસના સૂર્યતાપનો આ દૂધ પીતી બાલિકાઓને ત્રાસ ન થાય એટલા-માટે રાત્રિના શીતલ સમયમાં પ્રવાસ કરવાનું મેં વધારે યોગ્ય ધાર્યું છે. શાહજાદા સલામતના પલાયન વિશે આ કમતર બાંદી કાંઈ પણ જાણતી નથી."

ઔરંગજેબ બાદશાહ બહુ જ ધૂર્ત્ત અને સંશયાત્મા હતો, છતાં પણ હાફિજાના કથનમાં સંભવનીયતાનો ભાગ વિશેષ હોવાથી તે પણ એ વેળાયે ભ્રમમાં પડી ગયો અને તેને જવાની આજ્ઞા આપી. હાફિજા બે બાલિકાઓને તેડીને જતી હતી એટલામાં તેમાંની એક બાલિકા રડી અને તેના રડવાના અવાજથી બાદશાહનું ધ્યાન તે તરફ ખેંચાયું. મનમાં કાંઇક વિચાર આવવાથી તેણે હાફિજાને પાછી બોલાવી અને આજ્ઞા કરી;–"એ બાલિકાઓને ખુલ્લી કરીને મને એમનાં મોઢાં બતાવ."

આજ્ઞા પ્રમાણે હાફિજાએ બાલિકાઓનાં શરીરપરનાં વસ્ત્રને દૂર કરતાં જ બાદશાહની બાજ પક્ષી જેવી નજર વીજળીના પડવા પ્રમાણે તે બાલિકાઓનાં હાથોમાંનાં આસપાસના દીપકોના પ્રકાશથી ઝગમગતાં હીરાજડિત કંકણોપર જઈ પડી. એથી બાદશાહના શંકાશીલ મનમાં સંશય ઉદ્‌ભવ્યો અને તેથી આંખોને ચોળીને પુનઃ એકવાર તેણે સૂક્ષ્મ-તાથી તે કંકણોનું અવલોકન કર્યું અને તરત જ તે કંકણોપર તેના શાહ-જાદા મહમૂદના નામના જે કોતરેલા ગુપ્ત અક્ષરો હતા તે તેણે ઓળખી લીધા. તત્કાળ તે ભયભીત થએલી હાફિજાને કેદ કરવાનો અને તેની પાસેથી ખરી વાત કઢાવવાનો બાદશાહે સિપાહીઓને હુકમ આપ્યો. ત્યાર પછી તે હાફિજાને કહેવા લાગ્યો કે;–"ઓ કમનસીબ ઔરત! તારું જૂઠાપણું હવે સાફ દેખાઈ આવ્યું છે. બસ–હવે જાત જાતનાં દુઃખો સહી રીબી રીબીને મરવાનો પ્રસંગ તારામાટેનો આવી લાગ્યો છે. જો એ આફતને પોતાના માથાપરથી ટાળી દેવાની તારી ઇચ્છા

હોય, તો તૈમૂરના ખાન્દાનમાંની દુખ્તરોએ જ ધારણ કરવા યોગ્ય આ હીરાજડિત કંકણો તારા કબ્જામાં કેવી રીતે આવ્યાં અને નીચ કુળમાં જન્મેલી આ તારી ભીખારી છોકરીઓના હાથોને તેવતી શોભાવવાનું સાહસ તેં કેમ કર્યું, એ સર્વ આ ક્ષણે જ સાચેસાચું જણાવી દે."

બાદશાહના મુખના એ આવેશયુક્ત શબ્દો સાંભળીને હિંમત-વાળી હાફિજા કંપતી કંપતી પણ મહા આવેશભરેલા સ્વરથી કહેવા લાગી;-"આલમપનાહ! આપ આ મુલ્કના માલિક છો અને આપના ચાતુર્ય સમક્ષ બાંદીની બુદ્ધિનો નિભાવ થવો કઠિન છે. આપની બુદ્ધિનો પ્રકાશ સૂર્યના પ્રકાશસમાન છે અને તેના પ્રભાવથી મારા હૃદયમાંની ગુપ્ત વાર્ત્તા પૃથ્વીના ગર્ભમાંના ધાન્ય પ્રમાણે અંકુરિત થઇને બહાર નીકળવાની તૈયારીમાં હોય! એવો જ મને ભાસ થાય છે. પરંતુ હે બુદ્ધિમાન્ બાદશાહ! જે ગુપ્ત વાર્ત્તા આપ મારા મુખથી સાંભળવાની ઇચ્છા ધરાવો છો, તે વાર્ત્તા મારા વિના બીજા કોઇના જાણવામાં નથી અને આપના વિના તે બીજા કોઇના સાંભળવામાં આવે તે યોગ્ય નથી."

હાફિજાના મુખમાંથી એ શબ્દો નીકળતાં જ બાદશાહે સિપાહીઓ વગેરેને બહાર ચાલ્યા જવાની ઇશારત કરી દીધી. પોતાની સ્વામિની આયેષાની કન્યાઓના સંબંધમાં કરવા ધારેલી વ્યવસ્થા વચ્ચે જ આમ તૂટી પડવાથી હાફિજાના મનની વિલક્ષણ અવસ્થા થઈ ગઈ. તેના ભય અને સંકોચનો લોપ થયો અને તેના હૃદયમાં એક પ્રકારના સ્ફુરણનો આવિર્ભાવ થવાથી, ગરીબ અને તવંગર, રાજા અને રંકના ભેદને ભૂલી જઇને અને સત્ય સમક્ષ બીજી બધી વાતોને તુચ્છ માનીને બાદશાહના ભયથી જરા પણ ન ડગમગતાં તે વીરતાથી બોલવા લાગી;—

"બાદશાહ સલામત! આ કન્યારત્નો મારા નીચ કુળમાં જન્મી નથી. એ કન્યાઓને કેવળ એમનું રક્ષણ અને પાલન કરવામાટે જ મારા હાથમાં સોંપવામાં આવી છે. આપના મોટા શાહજાદા મહમૂદ એમના પિતા છે અને આપના ભાઈ સુલ્તાન શુજાની અજીજ દુખ્તર જન્નત-નશીન આયેષા એની જન્મદાત્રી માતાનું પદ ધારણ કરવાને ભાગ્ય-શાલિની થએલી છે. અર્થાત્ આ કન્યાઓનો તૈમૂરના ખાન્દાનમાં જ જન્મ થએલો છે અને આપ એના પિતામહ છો—એ આપની જ પૌત્રીઓ છે."

આટલું કહ્યા પછી આયેષાની વિરહવેદના, તેનો અકાળ સ્વર્ગ-વાસ, તેમ જ તરુણ અને કામાસક્ત શાહજાદા મહમૂદનો આશાભંગ આદિ સર્વ ઘટનાઓનો તેણે અનુક્રમે સમસ્ત વૃત્તાંત કહી સંભળાવ્યો. બોલતાં બોલતાં અધિક આવેશ આવવાથી હાફિજાએ અંતે કહ્યું કે;—

"ઓ મહા પ્રતાપી બાદશાહ! હિન્દુસ્તાનના વિશાળ રાજ્યનો તું માલિક છે અને શાસ્તા છે; મોટા મોટા રાજાઓ તારાં ચરણોમાં લીન થઇને તારા સાર્વભૌમત્વનો સ્વીકાર કરે છે અને તું જ્યાં જાય છે ત્યાં તારું ચાતુર્ય અને તારો મહિમા લોકોત્તર મનાય છે. બાદશાહ! આ જો કે અક્ષરે અક્ષર અત્યારે તો સત્ય છે; તો પણ તને એક દિવસ એવો પણ અવશ્ય પ્રાપ્ત થશે જ કે, પરવરદિગારની મેહરનજરથી તને પ્રાપ્ત થએલો આ તારો અલૌકિક વૈભવ, સંપત્તિ કે મહત્તાથી ન પ્રાપ્ત થનારા માનવી પ્રાણીના નિષ્કપટ પ્રેમભંડાર સમક્ષ, તને પોતાને તૃણ સમાન તુચ્છ ભાસશે અને તે પ્રેમને મેળવવામાટે તારા આ વર્તમાન વૈભવને બદલામાં આપી દેવાને તું દિલોજાનથી તૈયાર થઇશ. એટલા-માટે શહનશાહ! મારી એવી પ્રાર્થના છે કે, તારા જ ખાન્દાનમાં પેદા થએલી આ સુકુમાર બાલિકાઓનો તું હવે સ્વીકાર કરી લે, અને આજથી એમનું પિતા પ્રમાણે જ પ્રેમપુરઃસર લાલન પાલન કર; કારણ કે જ્યારે કાળાંતરે તારા જાણવામાં ન આવે એવી રીતે વૃદ્ધાવસ્થા આવીને તને દબાવશે, તે વેળાએ જો તારો આ સર્વ વર્ત્તમાન વૈભવ કાયમ રહેશે, તોપણ તારો જેનામાં પ્રેમ હોય એવું મમતાવાળું માણુસ કોઈ પણ પાસે ન હોવાથી તારે પરમ દુઃસહ એકાંતવાસની યાતનાઓને સહન કરવી પડશે. તારા એવા સમયમાં, જો તું એ બાલિકાઓનું પ્રેમથી લાલન પાલન કરીશ અને એનામાં મમતા લગાડીશ, તો એ બાલિકાઓ કદાપિ તારો ત્યાગ કરશે નહિ અને પોતાના પિતા પ્રમાણે જ તારામાં પ્રેમ રાખશે! એના સહવાસથી તારા ઉદ્વિગ્ન મનમાં શાંતિ અને સમાધાનનો સંચાર થશે અને તારો વૃદ્ધાપકાળ સુખ તથા શાંતિમાં જ પસાર થઈ જશે. બાદશાહ સલામત! મારા આ શબ્દો તે કેવળ ઈશ્વરપ્રેરિત શબ્દો છે, એ તારે નિશ્ચિત સમજી લેવું."

આવેશમાં ને આવેશમાં હાફિજા તો એ વચનો સહજ બોલી ગઈ; પરંતુ એનું ચમત્કારિક પરિણામ એવું થયું કે, ઔરંગજેબના અંતઃકરણમાં જે એક વિચાર નિરંતર ઘોળાયા કરતો હતો, તે વિચા-રનો જ હાફિજાના ભાષણમાં સ્વાભાવિક ઉલ્લેખ થઈ જવાથી તેનાં સર્વ વચનો બાદશાહને સત્ય ભાસવા લાગ્યાં, અને તેથી તે એ વિશેના વિચારમાં સંલગ્ન અને વિલીન બની ગયો. અનિવાર્ય મહત્ત્વાકાંક્ષા અને રાજપ્રપંચના કારણથી તેને પોતાના પુત્રો સાથે જો કે અતિશય ઉગ્ર અને કઠોર વર્ત્તન રાખવું પડયું હતું; તોપણ એકંદર રીતે જોતાં અત્યારે પુત્રોના વિયોગનો પ્રસંગ તેને અત્યંત અસહ્ય થઈ પડ્યો હતો. નૈસર્ગિક સ્નેહના સ્મરણે તેની ક્રૂરતાને થોડીવારનેમાટે તેના હૃદયમાંથી હાંકી કાઢી.

તે વિચારમાં એવો તો દિઙ્મૂઢ બની ગયો કે, આસપાસનું તેને જરા પણ ભાન નહોતું. એ વખતે હુાફિજા ચાલી જવા ઇચ્છત તો જઇ શકાય તેમ હતું, પણ તેની ચર્યાંનું અવલોકન કરતી તે ત્યાં જ ઉભી રહી.

---

## ષષ્ઠ પરિચ્છેદ
## ઔરંગજેબની આંખમાં આંસુ

ઔરંગજેબના હ્રદયમાં એ વેળાએ જે વિચારો આવતા હતા, તે વિચારોને અનુસરીને તેણે પોતાના મનમાં જ કહ્યું;–"એક પછી એક મારા સર્વ પુત્રો મને છોડી ગયા છે અને દિવસ વહી જતાં તથા વૃદ્ધાવસ્થા આવતાં કાંઈ વધારે વિલંબ લાગવાનો નથી. જે વેળાએ મારા વાળ પોતાનો રંગ બદલીને ધોળા થશે, ગાત્રો શિથિલ થશે, આંખોમાંનું તેજ ઓછું થશે અને ઇંદ્રિયોની સર્વ શક્તિઓ લોપાઈ જશે; તે વેળાએ જો પોતાના અંગનું કોઈ પણ માણસ પાસે નહિ હોય, તો મારી શી વલે થશે એનો વિચાર આવતાં હ્રદય કમકમી જાય છે અને શરીરમાં કંપનો આવિર્ભાવ થાય છે." હુાફિજાની વાણીની સત્યતાનો જેમ જેમ તેના અંતઃકરણને અધિકાધિક અનુભવ થતો ગયો, તેમ તેમ તેની ઉગ્ર મુદ્રાનો લોપ થતાં તેના મુખમંડળમાં કાંઇક સૌમ્યતા અને દયાશીલતાની છટા દગ્ગોચર થવા લાગી. તેની આવી પરિવર્તિત અવસ્થાને જોઇને હુાફિજાને એવો ભાસ થવા લાગ્યો કે,–"મહમ્મદીય ધર્મમાં ફર્માવ્યા પ્રમાણે અલ્લાતઆલાએ મેહરનજર કરીને દુર્બળ માનવને કુમાર્ગમાં સાહજિક થનારી પ્રવૃત્તિઓથી બચાવવામાટે અને તેનો સન્માર્ગમાં સંચાર કરાવવામાટે, જન્મથી જ યોજેલા દેવદૂતોની અત્યાર સુધી જો કે આ અભિમાની બાદશાહે અવહેલના કરી છે, તથાપિ અત્યારે એ દેવદૂતોના ઉપદેશનું એક ધ્યાનથી શ્રવણ કરતો હોય એવો રંગ દેખાય છે. આવા બદલાયલા રંગને જોઇને આયેષાની બે કન્યાઓના સુખ વિશેનો મારો આશાતંતુ કાંઇક દૃઢ થતો જાય છે; તથાપિ ઔરંગજેબનો સ્વભાવ અત્યંત ક્રૂર હોવાથી મને વિશ્વાસ આવતો નથી અને એની એ દયાનું સૂત્ર ક્યારે તૂટી જશે, એની કલ્પના કરી શકાતી નથી."

ઔરંગજેબે અચાનક પોતાની વિચારનિદ્રામાંથી જાગ્રત થઇને હુાફિજાને પૂછ્યું;–"ત્યારે ઓ દયાળુ દાસી! તારી શી માગણી છે?"

"હું ધન નથી માગતી, માન નથી માગતી અને હુકૂમત પણ નથી માગતી. હું જે વસ્તુ માગું છું તે માત્ર અનુકંપા અને સહાનુભૂતિના ઉદ્યાનમાં ખીલેલું દયા કિંવા પ્રેમ નામનું પુષ્પ છે! અને તે પણ

મારા પોતામાટે નથી માગતી કિંતુ તારા પોતાના લોહીના જ આ બે છાંટાઓમાટે એ યાચના કરું છું અને મને આશા છે કે, તું સખી મર્દ હોવાથી જરૂર મારી એ માગણીને સ્વીકારીને મારી આશા પૂર્ણ કરીશ." હુફ્રિજાએ બહુ જ નમ્રતા અને સદ્‌ગદિત સ્વરથી ઉત્તર આપ્યું.

ઔરંગજેબ વળી પાછો વિચારમાં પડી ગયો. તેના હૃદયમાં પોતાના પુત્રો અને પોતાની ભાવિ અવસ્થા વિશેની વિચારપરંપરા ચાલૂ જ હતી. દયા અને ક્રૂરતા એ બે ભયંકર શત્રુએ તેના હૃદયને રણક્ષેત્રનું રૂપ આપીને તેમાં પોતાનું તુમુલ યુદ્ધ ચલાવવા માંડ્યું. તે એવી રીતે વિચારમાં નિમગ્ન હતો અને હુફ્રિજા તેની ક્ષણે ક્ષણે બદલાતી મુખમુદ્રાનું એક ધ્યાનથી અવલોકન કરતી, પાષાણપ્રતિમા સમાન નિશ્ચેષ્ટતાથી તેના સ્હામી ઉભી હતી. એટલામાં અચાનક તે બે બાલિકાઓમાંની એક બાલિકાનો અતિ કોમળ અને સ્નેહોત્પાદક રુદનસ્વર ઔરંગજેબના કર્ણોમાં આવી અથડાયો. તેની વિચારનિદ્રાનો ભંગ થતાં તેનું ધ્યાન તે રુદન પ્રતિ આકર્ષાયું. તે ઓશિયાળો થઇને તે બાલિકાઓને જોવા લાગ્યો અને જેમ જેમ તેમનામાં તેની દૃષ્ટિની વિશેષ સ્થિરતા થતી ગઈ તેમ તેમ તેના અંતઃકરણપર છવાયલું અંધકારરૂપ આવરણ દૂર ખસતું ગયું. તેના હૃદયમાં અચાનક પ્રેમ અને વાત્સલ્યરૂપ સરિતાનો એવો તો અનવરોધ પ્રવાહ આવવા માંડ્યો કે, તેને અટકાવવાનું કાર્ય તેને પોતાની શક્તિથી બહારનું દેખાવા લાગ્યું. આટલો મોટો મહાન્ મોગલ ઔરંગજેબ કે જે હિન્દુસ્તાનનો શહનશાહ બનવાનો હતો, અતિ અભિમાની હતો અને જેના શબ્દકોષમાં 'દયા' શબ્દને સ્થાન જ મળ્યું નહોતું, તે પાષાણહૃદય બાદશાહની છાતી પણ અત્યારે પ્રેમ અને દયાના આઘાતથી ધડકવા લાગી. તેનો કંઠ ભરાઈ આવ્યો અને અંતે પ્રેમનો એ આવેશ અનિવાર્ય થવાથી તે સાધારણ સ્થિતિનો થઈ, હુફ્રિજાના દેખતાં તે ધ્રૂસ્કે ધ્રૂસ્કે રડવા લાગ્યો!

ઔરંગજેબની આંખમાં આંસૂ? એટલે શું? વંધ્યાને પુત્રપ્રસવ, આકાશમાં પુષ્પની ઉત્પત્તિ, દરિદ્રના ગૃહમાં ધનભંડાર, કૃપણના હસ્તમાં દાનશીલતા, કાયરના અંગમાં વીરતાનો સંચાર, પંઢમાં પુરુષત્વ, સમુદ્રના જળમાં મિષ્ટતા, વિષમાં પીયૂષ, કર્કશા કામિનીમાં વિનય, વેશ્યામાં સતીત્વ, વ્યાધના હૃદયમાં દયા, ભિક્ષુકના મનમાં સંતોષ, સર્પના સ્વભાવમાં કૃતજ્ઞતા, શ્વાનમાં સંપ, સિંહમાં તૃણભક્ષણ, બિડાલ અને મૂષકની મૈત્રી, પાષાણમાં મૃદુતા, સુવર્ણમાં સુગંધ અને અગ્નિમાં શીતળતા—એ સર્વ જેવી રીતે અશક્ય છે, તેવી રીતે ક્રૂર ઔરંગજેબની આંખમાં આંસુ આવે એ પણ અશક્ય જ હતું. છતાં આજે તે અશક્યતા શક્યતાના

સ્વરૂપમાં બદલાઈ ગઈ. ગમે તેવા પણ તે પોતે એક માનવી પ્રાણી હોવાથી નિસર્ગના નિયમને આધીન થઈ વાત્સલ્યવશ રડી પડ્યો! એજ નિસર્ગની પ્રબળતા અને મનુષ્યહૃદયની મહત્તા. ઔરંગઝેબની આંખમાં આંસૂ! એટલે આપણે દઢતાથી એમ જ સમજવું જોઇએ કે, **'મરુભૂમિમાં જલબિન્દુ!'**

ઔરંગઝેબે આંખો લૂછતાં લૂછતાં સદ્દગદિત સ્વરથી હાફિઝાને કહ્યું;–"નિમકહલાલ હાફિઝા! આજે તેં મારા જીવનનું પરિવર્ત્તન કરી નાખ્યું છે. જે ઔરંગઝેબ આજ સુધી પશુ હતો, તેને આજે તેં મનુષ્ય બનાવ્યો છે. હું બાદશાહ હોવા છતાં પણ તારા ઉપકારનો બદલો આપવાની મારામાં શક્તિ નથી; કારણ કે આવાં સાત હિન્દુસ્તાનનાં સામ્રાજ્યો પણ જો તારા ઉપકારના બદલામાં આપી દેવામાં આવે, તો તે પણ ઓછાં જ છે. છતાં પણ મારાથી બનતો સંતોષ હું તને આપીશ. હું આ મારા ખાન્દાનની કન્યાઓનો આજે હર્ષથી સ્વીકાર કરું છું. આજે પરવરદિગારની મેહરબાનીથી જ આ રાજવંશનાં અમૂલ્ય કન્યારત્નો મને પ્રાપ્ત થયાં છે એવો જ મને ભાસ થયા કરે છે!"

એટલું બોલી બાદશાહે તે બન્ને બાલિકાઓને પોતાની ગોદમાં લીધી અને તેમના કોમળ કપોલોને પોતાના ચુંબનથી આર્દ્ર કરી નાખ્યા. તેના મુખમાંથી અચાનક ઉદ્દગાર નીકળી ગયો કે;–

"સહુ કેશ કાંચન રંગ અર્જુન અંગ ભયમુક્તા તથા;
પ્રત્યક્ષ દેવી સ્વર્ગથી આવી! ન ભાસે અન્યથા!"

"શહનશાહ આલમગીર! આજે મારી સ્વામિનીએ મને સોંપેલા કાર્યની મારા હાથે સિદ્ધિ થએલી જોઇને મારો અવતાર મને સફળ થએલો દેખાય છે અને મારી આશાને ફળીભૂત કરનારા શહનશાહનો વારંવાર હૃદયમાં આભાર માની જવાય છે. મેં કોઈ પણ જાતનો બદલો મેળવવાની આશાથી આ કન્યાઓનું પાલન કર્યું જ નથી. મારું કર્તવ્ય મેં બજાવ્યું છે, એ જ મારી મેહનતનું મને ઇનામ મળ્યું છે. હવે જન્નતનશીન આયેષાની આ અમાનતને સંભાળજો. હું હવે જવાની આજ્ઞા માગું છું." હાફિઝાએ ઉભરાઈ જતા પ્રેમથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

ઔરંગઝેબે પોતાના નિત્યના સ્વભાવ પ્રમાણે તે બાલિકાઓના લાલનપાલનની સર્વ વ્યવસ્થા સત્વર જ કરી નાખવાનો નિશ્ચય કર્યો; કારણ કે, સ્થિર નિશ્ચય અને ધારેલા કાર્યને ઝટપટ પાર પાડવાની શૈલી એ બે ગુણો તેના અંગમાં ઉત્તમતાથી વસતા હતા. એકવાર કોઈ પણ કામ હાથમાં લીધું એટલે તેમાં તે કદાપિ ફેરફાર અથવા તો વિલંબ કરતો નહોતો. તેણે જવામાટે તૈયાર થએલી હાફિઝાને કહ્યું કે:-

"હાફિજા! તારા નામનો 'પાલન કરનારી' એવો જ અર્થ થાય છે અને તેથી જેવી રીતે આજ સુધી તેં આ કન્યાઓને પોતાની જ પુત્રીઓ ધારીને એમનું લાલનપાલન કર્યું છે; તો હવે પછી પણ તારા હાથે જ એમનું લાલનપાલન થાય તો વધારે સારું એવી મારી ઇચ્છા છે. શું તારા જેવી મમતાળુ સ્ત્રી મારી એ માગણીને કબૂલ નહિ કરે?"

હાફિજા પણ તે બાલિકાઓથી દૂર થવામાં રાજી નહોતી અને પાછી ઔરંગજેબે આગ્રહથી તેવી જ માગણી કરી એટલે તે વિનયથી કહેવા લાગી કે:—"બાદશાહ સલામત! આ શરીરમાં જે રક્તમાંસ છે તે આપના ખાન્દાનના અન્નજળથી જ પોષાયલાં છે અને તેથી આપના વચનને માન આપી આપની સેવા કરવી એ મારો ધર્મ છે. આપની ઇચ્છા પ્રમાણે એમનું લાલનપાલન કરવાને હું તૈયાર છું."

"શાબાસ! પણ મારી બીજી તને એક એવી સૂચના છે કે, આ કન્યાઓના જન્મના વિગતની સર્વ વાર્તા ગુપ્ત જ રાખવી. એના પિતા મહમૂદને એમના નિવાસસ્થાન ઇત્યાદિનો પત્તો ન આપવો અને તેની સાથે પત્રવ્યવહાર ઇત્યાદિ કોઈ પણ પ્રકારનો પ્રકટ કે ગુપ્ત સંબંધ ન રાખવો. આમાટે તારે સૌગંદ લેવા પડશે." બાદશાહે એક નવી શર્ત રજૂ કરી.

"આલમગીર ઔરંગજેબ! શાહજાદો મહમૂદ બહુ જ અવિચારી, ક્રોધિષ્ટ અને ઉતાવળા સ્વભાવનો માણસ છે, એ હું સારી રીતે જાણું છું. એટલે તે પોતે આ બાલિકાઓનું કદાપિ યોગ્યતાથી સંગોપન કરી શકવાનો નથી જ, એ પણ પ્રકટ જ છે. એટલામાટે આપની એ સૂચના હું શિરપર ચઢાવું છું અને તેનાથી એ સર્વ સંબંધ ન રાખવાના સૌગંદ લઉં છું!" હાફિજાએ કેટલોક વિચાર કરીને ઉત્તર આપ્યું. એટલામાં આયેષાના અંતિમ શબ્દોનું સ્મરણ થતાં તે પુનઃ કહેવા લાગી:—"આલમપનાહ! હવે મારી એક વિશેષ પ્રાર્થના છે તેનો આપે પણ સ્વીકાર કરવો જોઇશે."

"તારી પ્રત્યેક ઇચ્છાને સફળ કરવાનો પૂર્ણ પ્રયત્ન કરાશે!" ઔરંગજેબે આશ્વાસન આપ્યું. "તારી ઇચ્છાને વ્યક્ત કર."

"આ બાલિકાઓને રાખવામાટેનું સ્થાન જનસમૂહથી દૂર કોઈ એકાંત સ્થળમાં હોવું જોઇએ; કારણ કે એમની માતાની પોતાની કન્યાઓને શાહી ખાન્દાનમાંના જુલ્મ, છળકપટ અને ભયંકર રાજ-પ્રપંચોથી દૂર અને અલિપ્ત રાખવાની ઇચ્છા હતી. અર્થાત્ આ બાલિ-કાઓ નિરંતર સુખ તથા શાંતિથી રહી સન્માર્ગમાં જ પોતાના આયુ-

વ્યયનો વ્યય કરે એવી વ્યવસ્થા આપ કરી આપો.” હાફિજાએ પોતાની મનોભાવના દર્શાવી.

“આયેષા આવી બુદ્ધિમતી અને દીર્ઘ દૃષ્ટિવાળી ઔરત હતી એ રહસ્ય તો આજે જ મારા જાણવામાં આવે છે અને મને તેના અકાળ મૃત્યુનો અતિશય શોક થાય છે! પણ ખૈર, હવે હું તેની ઇચ્છા પ્રમાણે વર્તીશ. તારી આ પ્રાર્થના મને અક્ષરે અક્ષર માન્ય છે.” એમ કહીને ઔરંગજેબે આયેષાની બહુ જ પ્રશંસા કરી.

“ખુદાવંદનો બહુ જ મોટો ઉપકાર!” હાફિજાએ કહ્યું.

---

## સપ્તમ પરિચ્છેદ

### અયવાનુલ્ ઉખ્તૈન્ અથવા ભગિનીદ્વય મહાલય

અતુલ વૈભવશાલી બાદશાહ ઔરંગજેબે, આયેષાની અંતિમ ઇચ્છાનુરૂપ હાફિજાની પ્રાર્થનાનો સ્વીકાર કરીને અહમદનગરની બહાર કેટલાક અંતરે એક સુંદર મનોહર આમ્રવૃક્ષરાજીમાં તે બાલિકાઓના નિવાસમાટે એક મહાલય બાંધવાની યોજના કરી. બાદશાહને સંપત્તિ તથા સત્તા ઉભય અનુકૂળ હોવાથી પાંડવોની મયસભા પ્રમાણે અલ્પ કાળમાં જ ત્યાં એક સુંદર સદન બંધાઇને તૈયાર થઈ ગયું અને તે સદનને બાદશાહે પોતે ‘અયવાનુલ્ ઉખ્તૈન્’ એટલે કે, ‘ભગિનીદ્વય મહાલય’ એવું નામ આપ્યું.

બાદશાહે તે બાલિકાઓને હાફિજાના હાથમાં સોંપીને, એ શાંત અને રમ્ય એકાંતસદનમાં ગુપ્ત રીતે લઈ જઇને રાખી. જનસમુદાયની દૃષ્ટિએ ન પડતાં અરણ્યમાંનાં પુષ્પો પ્રમાણે તે કન્યાઓ ઉછરીને મોટી થઈ અને મમતાળુ હાફિજાના સંગોપનવડે શુક્લ પક્ષના ચંદ્ર પ્રમાણે દિવસે દિવસે તેમનાં સુંદર શરીરોની વૃદ્ધિ થવા લાગી.

એ મહાલયમાં તે બાલિકાઓને જોવા-ના, રમાડવા, ઔરંગજેબ વારંવાર આવ્યા કરતો હતો. તે મુક્ત મનથી તેમની સાથે લાડ પ્યારની વાતો કરીને અને તેમના બાલ્ય ખેલોનું અવલોકન કરીને, તેમ જ પ્રસંગ વિશેષે પોતે પણ બાળક પ્રમાણે તેમની સાથે રમતમાં શામિલ થઇને પોતાના તેમનાપરના અગાધ સ્નેહને વ્યક્ત કરતો હતો. એથી ઔરંગજેબના રાજપ્રપંચો અને કારસ્થાનોથી કંટાળેલા મનને કાંઇક વિશ્રાંતિ પણ મળતી હતી અને બાલિકાઓના મનમાં પણ આનંદ થતો હતો. ઔરંગજેબના પોતાપરના આવા પ્રેમને અનુભવીને બાલિકાઓ તેને પોતાનો પિતા જ માનતી હતી અને ‘પિતા’ના પ્રેમપૂર્ણ નામથી જ તેને બોલાવતી હતી. એથી બાદશાહનો તે બાલિકાઓપરનો પ્રેમ દ્વિગુણિત

થતો હતો. બાદશાહ સદાસર્વદા કાંઇ ને કાંઇ રાજપ્રપંચમાં સંડોવાયલો જ રહેતો હતો અને એ પ્રપંચો તેને પસંદ પણ હતા; છતાં વચ્ચે જ એકાએક એ સુશીલા તથા રૂપવતી કન્યાઓના દર્શનની તેના મનમાં એવી તો પ્રબળ અને અનિવાર્ય ઇચ્છા થઈ આવતી હતી કે, તત્કાળ પોતાના સર્વ ઉપાધિઓને એક તરફ મૂકીને તે એ ભગિનીદ્વયના મહાલયમાં ચાલ્યો આવતો હતો. કેટલીકવાર તો બાદશાહ એ ભગિનીદ્વયના મહાલયમાં હોવાથી જ્યારે દરબારમાં હાજર રહી શકતો નહોતો, ત્યારે તે 'બાદશાહ બીમાર હોવાથી રાજમહાલયમાં આરામ ફર્માવે છે,' એવી ખોટી અફવા બહાર ફેલાવતો હતો. બાદશાહને દરબારમાંના દંભ અને આડંબરનો કંટાળો આવવાથી તે એ ભગિનીદ્વયના સદનમાં આવીને મોટી બહેન નૌશાબાનાં સરળ, નિષ્કપટ તથા મધુરાં ભાષણો સાંભળવામાં અને ન્હાની બહેન અકબરીનાં કોકિલા સમાન સુસ્વર તથા મધુર સંગીતો સાંભળવામાં, સુખ તથા આનંદથી પોતાના સમયનો વ્યય કરતો હતો.

એ બાલ્ય ચેષ્ટાથી મળતા આનંદના પ્રસંગે ઔરંગજેબ જગત્માંના સર્વ આધિવ્યાધિઓથી અલિપ્ત રહેતો હતો. એથી, જેના અંગુલિના સંકેત માત્રથી સહસ્ત્રાવધિ મનુષ્યોના સારા નઠારા ભાગ્યની પરીક્ષા થઈ જતી હતી, અને જેની આજ્ઞા પરમેશ્વરની આજ્ઞા સમાન અનુલ્લંઘનીય મનાતી હતી એવા તે દિલ્લીના સિંહાસનપર આરૂઢ થએલા ઉગ્ર શાસન અને પ્રજાપીડક બાદશાહ ઔરંગજેબના નિત્યના વર્ત્તનક્રમમાં અને એ ભગિનીદ્વયના મહાલયમાં સંસારસુખ અને બાલ્ય ચેષ્ટાનો યથેચ્છ આનંદ લેનારા—અર્થાત્ સ્વાપત્યરૂપ એ કન્યકાઓના સ્નેહપાશમાં રમમાણ થનારા વૃદ્ધ પિતામહના વર્ત્તનક્રમમાં અવની અને આકાશનો અંતર દેખાઈ આવતો હતો. તે કન્યકાઓ વાસ્તવિક રીતે બાદશાહના નામ અને પદવીને જાણતી નહોતી—એ આપણો પિતા છે, એટલું જ તેઓ જાણતી હતી અને તે પ્રમાણેનું જ તેની સાથે પોતાનું વર્ત્તન રાખતી હતી. એથી કેટલીકવાર એવો પ્રસંગ પણ આવી જતો હતો કે, એ એકાંતવાસમાં પણ મહાપરાક્રમી ઔરંગજેબ બાદશાહના અગાધ શૂરતા અને અદ્વિતીય ક્રૂરતા તથા નિર્દયતાની જે વાર્ત્તાઓ તેમના સાંભળવામાં આવતી હતી, તે વાર્ત્તાઓ પણ તેઓ ભયચકિત અને સાશ્ચર્ય મુદ્રાથી ઔરંગજેબને કહી સંભળાવતી હતી; અને તે વિશે પોતાના ટીકારૂપ અભિપ્રાયો પણ તેની આગળ નિષ્કપટતા અને સરળતાથી રજૂ કરતી હતી. તે કન્યાઓના એ ભાષણમાંથી ક્રૂરશિરોમણિ ઔરંગજેબને ખરેખર ઉપદેશરૂપે સ્વીકારવા જેવો ઘણોક ભાગ મળી

આવતો હતો. બાદશાહને અત્યાર સુધીમાં એવો ઉપદેશ કોઇએ આપ્યો નહોતો અને તે આપવાનું કોઇનાથી સાહસ કરી શકાય તેમ પણ ન હોતું; કારણ કે, ઔરંગજેબને ઉપદેશ આપવો તે દીવો લઇને કૂવામાં પડવા સમાન કે જાણી જોઇને આગમાં ઝીપલાવવા સમાન હોવાથી એવો મૂર્ખ કોણ હોય કે ઉપદેશ આપવાનું ડહાપણ કરીને પોતાના અમૂલ્ય નરદેહનો વિનાશક પોતે જ થાય?

કન્યાઓના એ સ્વાભાવિક ઉપદેશમય ભાષણોનું પરિણામ એ થયું કે, ઔરંગજેબના અંતઃકરણમાં પોતાનાં પાપકર્મોનો હવે ખરેખરો પશ્ચાત્તાપ થવા લાગ્યો અને તેથી એ પછીની તેની કેટલીક આજ્ઞાઓમાં અનેક પ્રસંગે કઠોરતાની ન્યૂનતા અને મૃદુતા તથા દયાના અંશની અધિકતા સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગી. વળી એથી તેના મનમાં બીજું જે એક પરિણામ થયું તે એ હતું કે, "મારી આમને પોતાને અજ્ઞાત અને ગુપ્ત રાખવામાટેની સર્વ વ્યવસ્થા એક ખૂણામાં જ રહી જશે અને મારું નામ સાંભળતાં જેમના મનમાં ભય થાય છે અને મારાં કૃત્યોનો જેમને કંટાળો આવે છે; તેઓ જો મને ઔરંગજેબ તરીકે ઓળખશે, અને તેથી જો એમના મનમાંની મારા તરફની પૂજ્ય બુદ્ધિનો લોપ થશે, તો પછી મારા મનોવિશ્રામમાટે આ જગત્‌માં એક પણ સ્થાન રહેશે નહિ." એવો તેના હૃદયમાં ભય થવા લાગ્યો.

એવી રીતે ઔરંગજેબ જે વાર્ત્તાને નિરંતર ગુપ્ત રાખવાની ચિંતામાં રહ્યા કરતો હતો, તે વાર્ત્તાનો સત્વર જ સ્ફોટ થવાનો રંગ તેને પ્રત્યક્ષ દેખાવા લાગ્યો. એ ભગિનીદ્વયના પવિત્ર મહાલયની આસપાસ કોઈ પણ પરકીય મનુષ્યનો સંચાર ન થવા દેવામાટેની બાદશાહની સખ્ત તાકીદ હતી. બાદશાહની આજ્ઞાને અનુસરીને વિશ્વાસપાત્ર હાફિજાએ પણ તેમ ન થવા દેવાની સખ્ત ખબરદારી રાખી હતી. છતાં અંતે નિસર્ગે પોતાનો પ્રભાવ બતાવ્યો અને એ ગુપ્ત રહસ્ય નૌશાબા તથા અકબરીના જાણવામાં આવી ગયું. કેવી રીતે?

---

## અષ્ટમ પરિચ્છેદ

### કેટલીક મધ્ય ઘટનાઓ

"બેદાદભરા કત્લમેં દેરી નહીં કરતા;
દૌલતકે લિયે આદમી કયા કયા નહીં કરતા ?"

આપણે સુલતાન શુજાને અને તેના મદદગાર ભત્રીજા ઔરંગજેબના પુત્ર મહમૂદને ઘણા વખતથી ભૂલી ગયા છીએ. હવે ઔરંગજેબના નાશની પ્રતિજ્ઞા કરવા પછી તેમણે શું કર્યું અને તેમની

કેવી અવસ્થા થઈ તેમ જ તેમની પ્રતિજ્ઞા પૂરી થઈ કે નહિ, એ સર્વ વિષયોનું નિરીક્ષણ આપણે કરવું જોઇએ.

શુજા બંગાલાનો સૂબેદાર હોવાથી મોંગીર પાસે તેણે પોતાના લશ્કરનો મજબૂત મોર્ચો કાયમ કર્યો, અને શાહજાદો મહમૂદ તેની સાથે હોવાથી વિજયની તેને સોળે સોળ આના ખાત્રી હતી, એવામાં બનાવ એવો બન્યો કે, ઔરંગજેબના સેનાપતિ મીર જુમલાના પક્ષનો એક સરદાર શુજાના સૈન્યમાં હતો, તેણે મીર જુમલાના લખવાથી એક દિવસ એકાંતમાં સુલ્તાન શુજાને કહ્યું;–"મારા ભોળા બાદશાહ! આપ મહમૂદને પોતાનો દામાદ અને ખયરખાહ ધારીને તેનામાં આટલો બધો વિશ્વાસ રાખો છો, તે મારા ધારવા પ્રમાણે યોગ્ય નથી; કારણ કે, એ ગમે તેટલો ભલો અને નિખાલસ દિલનો હોય, તોપણ અંતે ઔરંગજેબની જ ઔલાદ છે અને એક દિવસ જરૂર આપને દગો દેવાનો જ. 'તુખ્મે તાસીર અને સોહબતે અસર'* એ કહેવત પ્રસિદ્ધ છે. મારો ધર્મ છે કે આપને ચેતવવા, હવે માનો કે ન માનો એ આપની મુખ્તિયારીની વાત છે."

સરદારે આપેલી એ સલાહનું ધારવા પ્રમાણે જ પરિણામ થયું. 'રાજા વાજાં ને વાંદરાં એમને જેમ ભંભેરિયે તેમ ભંભેરાય' એ ન્યાય પ્રમાણે શુજાના મનમાં મહમૂદની નિષ્કપટતા વિશે શંકાનો ઉદ્ભવ થયો. તેણે મહમૂદની દેખરેખમાટે છુપા જાસૂસો રાખ્યા. મહમૂદના મનમાં પણ તે સરદારે શુજા વિશે સંશય ઉત્પન્ન કર્યો અને ત્યાંથી ન્હાસી જવાની સલાહ આપી. મહમૂદ ચલવિચલ મનનો મનુષ્ય હોવાથી શુજા આગળ કાંઈ પણ ખુલાસો ન કરતાં પ્રસંગ સાધીને ત્યાંથી ન્હાસી ગયો અને મીર જુમલાની છાવણીમાં આવી પહોંચ્યો. ઔરંગજેબ પાસેથી તેણે ક્ષમા મેળવવાની પોતાની ઇચ્છા દર્શાવી. ઔરંગજેબને એ સમાચાર મોકલવામાં આવ્યા અને તેણે પોતાના કોપને મનમાં દબાવીને મહમૂદપર પ્રેમ ભરેલાં પત્રો મોકલ્યાં. મહમૂદને કેટલાક સૈનિકો સાથે દિલ્હી મોકલવામાં આવ્યો અને માર્ગમાં તેણે જાણ્યું કે, તેનાપર સખ્ત દેખરેખ રાખવામાં આવતી હતી. તેણે ત્યાંથી કાશ્મીર તરફ ન્હાસી જવાનો પ્રયત્ન કર્યો, પણ તેનો એ પ્રયત્ન સફળ થઈ શક્યો નહિ. તેને એક હાથીપર બેસાડીને ગ્વાલિયર તરફ લઈ જવામાં આવ્યો અને તે ગ્વાલિયરના કિલ્લામાં ઔરંગજેબના હુકમથી જન્મબંદી થયો.

ઔરંગજેબ દારા સાથેના વિગ્રહમાં રોકાયલો હતો, એટલે શુજા

---

* પર્શિયન્ ભાષામાં આ કહેવત મૂળ 'તાસીરે તુખ્મ ઓ અસરે સોહબત' એવી રીતે છે, પણ ગુજરાતીમાં તે ઉંધી રીતે બોલાય છે.

સાથે મીર જુમલાએ યુદ્ધનો આરંભ કર્યો. શુજાનો પરાજય થયો અને યુદ્ધનો સત્વર જ અંત આવી ગયો. શુજા પ્રથમ તો ઢાકા તરફ ન્હાઠો ને ત્યાંથી પોતાની બેગમ, બે શાહજાદાઓ અને બે છોકરીઓને લઇને આરાકાન તરફ પલાયન કરી ગયો. આરાકાનનો રાજા પ્રથમ તો શુજાને આવી અવસ્થામાં આવેલો જોઇને વિચારમાં જ પડી ગયો. છતાં પ્રારંભમાં તેણે એ અતિથિઓનો સારો આદરસત્કાર કર્યો, પરંતુ ત્યાર પછી તે બદલાઈ ગયો. તેણે શુજા પાસેથી તેની એક દીકરીનાં પોતા સાથે લગ્ન કરવાની માગણી કરી. તેની એ અયોગ્ય માગણીથી શુજા છેડાઈ પડ્યો. તેણે આરાકાનના મુસલ્માનોને ઉશ્કેરવાની કોશિશ કરી, અને રાજાનો વધ કરી તખ્ત અને તાજને પોતાના કબ્જામાં કરી લેવાનો વિચાર કર્યો. તેની એ છુપી મસ્લત જાહેર થઈ ગઈ અને તેથી શુજા પેગુથી આરાકાનને જૂદા પાડનારા પર્વતોમાં ન્હાસી ગયો. તેની પાછળ માણસો દોડાવવામાં આવ્યાં અને કદાચિત્ તેને ત્યાં મારી નાખવામાં આવ્યો હોય એમ પણ ધારી શકાય છે; કારણ કે ત્યાર પછી શુજા વિશે કાંઈ પણ જાણવામાં કે સાંભળવામાં આવ્યું નથી. આરાકાનના રાજાએ શુજાની બે દીકરીઓમાંની મોટી છોકરી સાથે લગ્ન કરીને તેને પોતાની બેગમ બનાવી. શુજાની બેગમ પણ એથી વિરુદ્ધ હોવાથી તેણે વળી મુસલ્માનોને પોતાના પક્ષમાં લઇને રાજાને મારી નાખવાનો બીજો પ્રપંચ રચવા માંડ્યો. દુર્ભાગ્યની પરિસીમા થએલી હોવાથી એ ભેદ પણ પ્રકાશમાં આવી ગયો અને તેથી આરાકાનના રાજાએ શુજાના કુટુંબનાં બધાં માણસોને મારી નાખ્યાં. છોકરાઓના માથાં તલવારોના ઘાવડે ધડથી જૂદાં કર્યાં અને એક છોકરી તથા બેગમને ભૂખે મારીને મારી નાખી. જે છોકરી સાથે તેણે લગ્ન કર્યાં હતાં, તે ગર્ભવતી હતી, છતાં તેનો પણ એવી જ રીતે અંત કરવામાં આવ્યો.

શુજાનો અને તેના કુટુંબનો આવી રીતે અન્ત થવાથી અને શાહજાદો મહમૂદ ગ્વાલિયરના કિલ્લામાં કારાગૃહવાસી થએલો હોવાથી તેમના તરફથી કાંઈ પણ ઉપદ્રવ થવાનો ઔરંગજેબને લેશ માત્ર પણ ભય ન રહ્યો.

બહાર આટલાં પરિવર્ત્તનો થઈ ગએલાં હોવા છતાં એકાંતવાસમાં પોતાના દિવસો વીતાડતી નૌશાબા, અકબરી અને તેમની પરિપાલકા હાફિજાને એની કશી પણ ખબર નહોતી. ઔરંગજેબ બધી વાત જાણતો હતો અને તેથી જ્યારે પણ તે એ ભગિનીદ્વયના મંદિરમાં આવતો હતો ત્યારે તેની મુદ્રા મલિન થતી હતી. તેના મુખની મલિનતાના કારણને ત્યાં કોઈ પણ જાણી શકતું નહોતું. એ પ્રમાણે દિવસ

પછી દિવસ વીતતાં ઘણોક કાળ વીતી ગયો. નોશાબા અને અકબ-રીએ હવે બાલ્યાવસ્થાના શરદૃઋતુમાંથી તારુણ્યના વસન્તમાં પ્રવેશ કરવા માંડ્યો.

---

## નવમ પરિચ્છેદ

### ફેરિયો વ્હોરો

નોશાબા તથા અકબરી એ ભગિનીદ્વયના મહાલયમાં અથવા તો તેની આસપાસમાં કોઈ પણ પરકીય મનુષ્યને ન આવવા દેવામાટેની યથાર્થ વ્યવસ્થા રાખેલી હોવા છતાં એક ફેરિયા વ્હોરાને ત્યાં જવા આવવાની સદર પરવાનગી આપવામાં આવી હતી. એ વ્હોરો લાકડાંના અને ચિત્રવિચિત્ર રંગીય કાચનાં ન્હાનાં બાળકોને રમવામાટેનાં રમકડાં, તેમ જ બીજી પણ ઘણીક જાતની સુંદર વસ્તુઓ વેચવામાટે આઠ પંદર દિવસે એકવાર ત્યાં આવતો હતો. એ બન્ને બહેનો તેની વસ્તુઓને કાતુકથી જોતી હતી અને પોતાને પસંદ આવે તે વસ્તુઓ ખરીદી લેતી હતી. એ ક્રમ ઘણા કાળ સુધી ચાલતો રહ્યો. અંતે એનું પરિણામ એ થયું કે, તે એકાંતવાસમાં મનોરંજનનું બીજું એક પણ સાધન ન હોવાથી એ વ્હોરાનું આગમન તે એક બહુ જ મોટા આનંદનો પ્રસંગ હોયની, એવો જ તે બે બહેનોને ભાસ થવા લાગ્યો. જ્યારે એ વ્હોરાના આવવાનો સમય પાસે આવતો, ત્યારે ન્હાનાં બાળકો પ્રમાણે તેઓ ઉત્સુકતાથી તેની પ્રતીક્ષા કરતી હતી. એવા સમયમાં એ વ્હોરાના આગમનના વિચાર વિના બીજું કાંઈ પણ તેમને સૂઝતું જ ન હોતું. હાફિજ઼ાને પણ લાંબા વખતથી એ મહાલયમાંથી બહાર નીકળ-વાનો પ્રસંગ ન મળેલો હોવાથી બાહ્ય વિશ્વમાં શી શી નવી જૂની ઘટનાઓ થઈ છે અને થાય છે, તે જાણવાનું એ વ્હોરો એક સારું સાધન થઈ પડ્યો હતો. એટલે એ ફેરિયાના આવવાથી જ તેમને એવા સમાચાર મળ્યા કે;–"સુલ્તાન શુજા અને તેના કુટુંબનો આરા-કાનમાં ઘણી જ ખરાબ રીતે અંત આવ્યો, શાહજાદા મહમૂદને તેના પિતા ઔરંગજ઼ેબના હુકમથી ગવાલિયરના કિલ્લામાં કેદ રાખવામાં આવ્યો છે અને ત્યાં તે સબડ્યા કરે છે!" વર્ષોનાં વર્ષો વીતી ગયાં છતાં પણ હાફિજ઼ા તે ફેરિયાને શાહજાદા મહમૂદ વિશેના સમાચાર દરેક વખતે પૂછ્યાં કરતી, છતાં ફેરિયાનો જે છેલ્લો જવાબ સાંભળવામાં આવ્યો તે પણ એ જ હતો કે;–"શાહજાદો મહમૂદ અદ્યાપિ ભયંકર કારાગૃહમાં જ પોતાના આયુષ્યના દિવસો વીતાડતો પડ્યો છે અને હવે આ અવતારમાં તેનો છૂટકો થાય એવી જરા પણ આશા નથી!"

આવાં દુ:ખદ વાક્યો સાંભળીને હાફિઝાના મનમાં જે કાંઈ ક્ષુબ્ધતા થતી હતી તે ફેરિયાના ધ્યાનમાં ન આવવા દેવાના તે પોતાથી બનતા સર્વ પ્રયત્નો કરતી હતી, પરંતુ તેની ક્ષુબ્ધતાને તે ચાલાક વ્હોરો ઘણા દિવસથી જાણી ગયો હતો, અને તેથી 'આ મહાલયના સંબંધમાં અવશ્ય કાંઈ પણ ભેદ હોવો જ જોઇએ' એવો સંશય પણ તેના મનમાં આવી ચૂક્યો હતો. એ ભેદને જાણવાની તેના મનમાં ઉત્કટ અભિલાષા ઉત્પન્ન થઈ હતી, પણ તે જાતનો વ્હોરો હોવાથી હમેશાં તે 'આપણે તો જાણે કાંઈ જાણતા જ નથી' એવો જ ભાવ બતાવ્યા કરતો હતો. હાફિઝાના મનમાં તે જરા પણ સંશય ઉત્પન્ન થવા દેતો નહોતો.

ધીમે ધીમે જ્યારે શાહજાદા મહમૂદના કારાગૃહવાસની વાર્ત્તા નૌશાબા અને અકબરીના જાણવામાં આવી ત્યારે તેમના આશ્ચર્યનો અવધ થયો. પોતાના સર્વથી મોટા શાહજાદાના સંબંધમાં પ્રત્યક્ષ પિતાના હાથે જ આવા પ્રકારનું ક્રૂર કૃત્ય કેમ થઈ શક્યું હશે, એ જરા પણ તેમના લક્ષમાં આવી શક્યું નહિ. વારંવાર તેમને એ વિશે આશ્ચર્ય થવા લાગ્યું, અને એ વાર્ત્તા સાંભળ્યા પછી તેમની મનોવૃત્તિઓ એકાએક બદલાઈ ગઈ. તેમનો નિત્યનો સ્વાભાવિક આનંદ ચાલ્યો ગયો અને તેનું સ્થાન ઉદ્વિગ્નતાએ લઈ લીધું. જેને તેઓ પોતાનો કૃપાળુ પિતા માનતી હતી અને જેનામાં તેમનો પૂર્ણ વિશ્વાસ હતો તે ઔરંગજેબના આગમનની તેઓ આતુરતાથી પ્રતીક્ષા કરવા લાગી. તેમની એવી ધારણા હતી, કે પિતાને એ વિશે પૂછવાથી આપણા મનની આકાંક્ષા દૂર થશે અને તેના મુખમાંથી એવા જ શબ્દો સાંભળવામાં આવશે કે; "પિતાના હસ્તે મહમૂદને કારાગૃહવાસ મળવાની અમાનુષ વાર્ત્તા કેવળ લોકોએ પોતાના મનોરંજનમાટે જ રચી છે. દયાળુ અને પરમ કારુણિક જગન્નિયંતા પરવરદિગારે પોતાની રચેલી સુંદર સૃષ્ટિમાં આવા પ્રકારનાં ઘોર પાતકો કરનારા દુષ્ટ અને ચાંડાલ મનુષ્યોને નિર્માણ કર્યાં જ નથી!"

વિશ્વના પ્રપંચોથી અજ્ઞ અને વિકારહીન બાળાઓની એ કેટલી બધી નિષ્કપટતા અને ભોળાઈ! ખરેખર સજ્જન મનુષ્ય સર્વને સજ્જન જ માને છે; પણ વસ્તુસ્થિતિ એથી સર્વથા ભિન્ન જ છે. દુનિયામાં અનેક વિષધર પન્નગના સ્વભાવવાળા અને ધર્મવાળા દુર્જન મનુષ્યો વસે છે, એની બિચારા સજ્જનોને સ્વપ્નમાં પણ કલ્પના હોતી નથી. સજ્જનોના સ્વર્ગને એવા પ્રપંચી અને કપટી પુરુષોએ ખરેખર નરક બનાવી દીધું છે. પરંતુ જો સર્વ સજ્જન હોય, તો પછી સજ્જનતાની મહત્તા જણાય શી રીતે? દુર્જન હોવાથી જ સજ્જનની પરીક્ષા થાય છે, એટલામાટે ઈશ્વરે જગત્‌ને જે દ્વંદ્વમય બનાવ્યું છે, તેમાં

ઇશ્વરનો અવશ્ય કોઈ શુભ હેતુ હોવો જોઇએ એમ વિચાર કરતાં પ્રત્યક્ષ દેખાય છે.



## દશમ પરિચ્છેદ

### ઔરંગજેબનું નવું પાતક–અકબરીનું ખૂન

"બેઅદબ બસ અબ કોઈ હર્ફ સુનાના હી નહીં;
મયઁ બલા હું મુઝે તુને અભી જાના હી નહીં;
ઉસ્કી કિસ્મતકી તરહ તુઝકો મિટા ડાલુંગા;
યાદ રખના કે યહીં ખાક બના ડાલુંગા!"

પોતાના નિયમ પ્રમાણે ઔરંગજેબ બાદશાહ, નૌશાબા અને અકબરીને મળવામાટે તેમના મહાલયમાં આવ્યો. પિતૃસ્થાનાપન્ન તે પિતામહના મુખ સમક્ષ તે બન્ને બહેનોએ અજ્ઞતાથી તેનાં પોતાનાં જ સાહસમય દુષ્કૃત્યોની અને તેની અવિચારમયી તથા અનર્ગલ મહત્ત્વાકાંક્ષાની રામકથાને વાંચવાનો પ્રારંભ કર્યો.

ઇતિહાસજ્ઞ વાંચકો એ તો સારી રીતે જાણે જ છે કે, ઔરંગજેબની મહત્ત્વાકાંક્ષા તેનામાં શયતાન પ્રમાણે નિવાસ કરીને રહેલી હતી અને તેના પરિણામે કોઇને પ્રથમ દર્શને ખરાં ન મનાય તેવાં સહસ્રાવધિ અમાનુષ કૃત્યો કરવામાં તે પ્રવૃત્ત થએલો હતો. તેનાં એ દુષ્કૃત્યોનો તેની તરુણાવસ્થામાંથી જ આરંભ થયો હતો. જેમ જેમ તે વૃદ્ધ થતો ગયો તેમ તેમ તેનાં શયતાની કામોની પણ વધારે અને વધારે વૃદ્ધિ થવા લાગી. મંગળાચરણમાં જ તેણે પોતાના વૃદ્ધ પિતા વિરુદ્ધ બળવો જગાવ્યો અને તે બિચારાની મહા દુર્દશા કરી. ત્યાર પછી તેણે પોતાના સગા ભાઇઓ સાથે ન આદરવો જોઇએ તેવો યુદ્ધનો પ્રસંગ આદર્યો અને અંતે તેની મહત્ત્વાકાંક્ષા એટલી સીમા સુધી આવી પહોંચી કે જેથી તેનું અંતઃકરણ વિચારશૂન્ય બની ગયું અને તેનામાં દયાનો અંશ માત્ર પણ અવશિષ્ટ રહ્યો નહિ. એવી સ્થિતિમાં તેણે પોતાના સર્વથી મોટા દુર્ભાગી પુત્ર મહમૂદને યાવજ્જીવિત ઘોર કારાગૃહવાસની શિક્ષા આપી! અને તે માટે તેને લેશ માત્ર પણ પશ્ચાત્તાપ ન થયો. એ પાપકર્મોના સ્મરણથી તેની નિદ્રાનો કદાપિ ભંગ થયો નહોતો. પરંતુ જ્યારે અત્યારે તેની સાથેના ખરા સંબંધને પોતે ન જાણતી હોવાથી બાળા અકબરીએ અને નૌશાબાએ તે સર્વ કૃત્યોનો તેની સમક્ષ સ્પષ્ટ ઉચ્ચાર કર્યો; એટલે એથી તેના મનમાં એક જાતનો એવો ધ્રાસ્કો પડી ગયો કે તેને લીધે તે જ્ઞાનશૂન્ય અને દિગ્મૂઢ જેવો બની ગયો.

"પિતાજી!" અકબરી ઘણા જ આવેશથી કહેવા લાગી. "આત્મા

બનાવો બને એ સર્વથા અસંભવનીય અને અશક્ય છે, એમ આપ અમને કહો. અમને તો ખરેખર એ ઘટના અસંભવિત જ જણાય છે, અને અમારી મનોદેવતા પણ અમને એમ જ કહે છે. પરંતુ, કૃપાળુ પિતાજી! સંસારમાંની ચિંતાઓ અને સંકટપરંપરાનું જ જ્યાં સામ્રાજ્ય વ્યાપેલું હોય છે, એવા સ્થળથી આપે અમને દૂર રાખી છે, તોપણ પ્રપંચનાં સ્થાનોમાં પણ એવાં પાતકો નથી થતાં, એમ જો આપ પોતાના મુખથી અમને જણાવશો, તો આપનામાં અમારો પૂર્ણ વિશ્વાસ હોવાથી અમારા હૃદયમાં સ્વર્ગીય આનંદનો સંચાર થશે."

ઔરંગઝેબના મનમાં ભયંકર વિક્ષોભ ચાલતો હતો એટલામાં પોતાના પ્રશ્નનું શું ઉત્તર મળે છે તે સાંભળવાના ઉદ્દેશથી અકબરીએ અત્યંત લાડ અને પ્રેમથી અકસ્માત્ પોતાના મુખને ઔરંગઝેબ તરફ ફેરવ્યું અને જોયું તો બાદશાહના મુખમંડળનો રંગ એકદમ બદલાઈ ગયો હતો. જે રાજતેજ થોડા પ્રમાણમાં પણ અત્યાર સુધી તેના મુખમંડળમાં અવશિષ્ટ હતું અને જેના યોગે થોડાં ક્ષણ પૂર્વે તેનું મુખમંડળ કાંઇક દયાર્દ્ર તથા મનોરમ ભાસતું હતું તે અલ્પ રાજતેજનો પણ લોપ થઈ ગયો! તે સ્થળે કોપનો અધિકાર વ્યાપી ગયો! તોફાની વાયુના વહનથી આકાશ જેવી રીતે મેઘોવડે વ્યાપ્ત થઈ જાય છે, તેવી રીતે તેના મુખનો રંગ કાળો મેશ થઈ ગયો. તે દાંતોવડે હોઠોને ચાવ્યા કરતો હતો. તેની આવી વિલક્ષણ સ્થિતિને જોઇને અકબરી મનમાં હબકી ગઈ અને ભયથી ત્યાંથી ચાર ડગલાં પાછી હટી ગઈ. એથી ઔરંગઝેબના કોપાનળની જ્વાળા વધારે ભડકી અને તે કોપને શમાવવામાટેનો એક પણ ઉપાય તેની પાસે કે બીજા કોઈ પાસે હોય એમ દેખાતું નહોતું. ઈશ્વર ધર્મનામક જે દેવદૂતની, ઔરંગઝેબની દેખરેખ રાખવામાટે તેના હૃદયમાં યોજના કરી હતી, તે દેવદૂત ધર્મે પોતાના પરાજયનો સમય પાસે આવી લાગેલો જોઇને ત્યાંથી પલાયન કર્યું અને ધર્મના નાશમાટે જે શયતાન ડાચું વિકાસીને પાસે જ બેઠો હતો તે પોતાના વિજયના રંગને જોઇને મહા આનંદમાં આવી ગયો. એ આનંદના ઉત્સાહમાં તેણે ધિક્કાર તથા હાસ્યમિશ્રિત એક વિકટ ચીત્કાર કર્યો અને આકાશમાં ત્રણ કૂદકા માર્યા. અદૃશ્યરૂપે અન્યત્ર એ પ્રકાર ચાલતો હતો, તે જ સમયમાં દુર્બુદ્ધિ ઔરંગઝેબે ઝટપટ પોતાની કટાર મ્યાનમાંથી બહાર કાઢી અને એક ક્ષણ માત્રનો પણ વિલંબ ન કરતાં તે કટાર નિરપરાધિની અને નિર્દોષ અકબરીની છાતીમાં ભોંકી દીધી! તે કોમળ બાળાની છાતીમાંથી રક્તનો ભયંકર પ્રવાહ વહેવા માંડ્યો અને ત્યાંની ત્યાં જ તે જમીનપર પછડાઈ પડી.

પોતાની પ્રિયતમા ભગિનીની આવી શોકજનક સ્થિતિ થએલી જોઇને ગરીબ બિચારી દુર્ભાગિની નૌશાબાના હૃદયના કકડે કકડા થઇ ગયા, અને તે એવી તો ગભરાટમાં પડી કે ખૂની ઔરંગજેબને અભિશાપ આપવાનું પણ ભૂલી ગઈ અને ઘાયલ થએલી બાળાના શરીરપર પોતાનું શરીર નાખીને કસાઇની છરીવડે રેંસાતી બકરીની પેઠે પોકાર કરવા લાગી. અલ્પ અવકાશમાં જ અકબરીના પંચ પ્રાણ નશ્વર શરીરને છોડીને ચાલ્યા ગયા, પરંતુ તેનું નૌશાબાને ભાન ન હોવાથી તે તો તેને બાથમાં ઘાલીને એક સરખી રડ્યા જ કરતી હતી.

કોપના આવેશમાં ઔરંગજેબે નિર્દોષ બાળનું ખૂન તો કર્યું, પણ ખૂન કર્યાં પછી તેની વિલક્ષણ અવસ્થા થઇ ગઇ. તે કાવરો બાવરો બનીને આમથી તેમ અને તેમથી આમ ફેરા મારવા લાગ્યો અને મુખથી કેટલાક ન સમજાય તેવા નિરર્થક પ્રલાપ કરવા લાગ્યો. અર્થાત્ તેની એ ચેષ્ટાઓથી તેનું મગજ ઠેકાણે નથી, એમ સ્પષ્ટ દેખાવા લાગ્યું. તેને પકડીને કાબૂમાં લેતાં નોકર ચાકરોને ઘણો જ શ્રમ વેઠવો પડ્યો. ત્યાર પછી મહાલયમાં અને આસપાસ જે ભયંકર અને વિલક્ષણ કોલાહલ વ્યાપી ગયો તેનું તો વર્ણન થવું પણ અશક્ય છે. ઔરંગજેબના સંબંધમાં અત્યાર સૂધી એ મહાલયમાં જે છુપાછુપીનો પ્રકાર ચાલતો હતો, તે હવે તત્કાળ પ્રકાશમાં આવ્યો; કારણ કે, બાદશાહની પશુ સમાન નિર્દયતા અને અકબરીના ખૂનની વાત હાફિજાના જાણવામાં આવી, ત્યારે તે બિચારીનું કાળજું કપાઈ ગયું અને ત્યાર પછી તેણે જે આક્રોશ કર્યો અને નરાધમ ઔરંગજેબના નામનો સ્પષ્ટ ઉલ્લેખ કરીને તેની ઉપર જે ગાળોનો વર્ષાદ વર્ષાવવા માંડ્યો, તેથી ભયભીત થએલા ત્યાંના બધા ચાકર નોકરોના જાણવામાં આવી ગયું કે, તે નિર્દોષ બાળા અકબરીનું ખૂન કરનાર બીજો કોઈ નહિ, પણ મહા પ્રતાપી ઔરંગજેબ પોતેજ હતો!! દિલ્લીના સિંહાસનના સાર્વભૌમ અધિપતિના પોતાના હાથે જ એ દુષ્ટ કૃત્ય થયું હતું. ચાકર નોકરોને આ ભેદની જાણ થતાંજ બાદશાહને એકદમ ફરહત બાગમાંના બાદશાહી મહેલમાં લઈ જવાની તેમણે તત્કાળ વ્યવસ્થા કરી નાખી.

નૌશાબાના હૃદયમાં અકબરીના મરણથી એવો તો અનિવાર્ય આઘાત થયો કે, તે દિવસથી જ તેણે અન્નજળનો અને કોઈ પણ મનુષ્ય સાથે બોલવાના વ્યવસાયનો ત્યાગ કર્યો. થોડા જ દિવસમાં હૃદયની એ વ્યથા અસહ્ય થવાથી તે પણ પોતાની ભગિનીને મળવામાટે અને સ્વર્ગનું અક્ષય સુખ ભોગવવામાટે આ સંસારમાંથી સદાને માટે ચાલતી થઈ. જે રોપાઓની ઔરંગજેબના હાથે જ વૃદ્ધિ થઈ હતી, તેનો ક્ષય પણ તેના હાથે જ થયો. એ જ સંસારની વિલક્ષણતા!

---

# એકાદશ પરિચ્છેદ

## પાપની પરિસીમા અને પાપીનો પશ્ચાત્તાપ!

"જયસા બીજ કોઈ બોયેગા, વયસાહી ફલ પાયેગા;
ફલ પાયેગા કભી ન વ્હો, જો દુખિયાકો કલ પાયેગા!"

ફરહત બાગમાં ઔરંગજેબ ઘણાક દિવસ સુધી જ્વરથી પીડાતો પડ્યો હતો. તેનું શરીર અગ્નિ સમાન તપ્યા કરતું હતું; મસ્તકમાં ભ્રમનો સંચાર થવાથી તે રાત દિવસ બડબડાટ કર્યાં કરતો હતો. એવી અવસ્થામાં પોતાના જીવનકાળમાં કરેલાં સર્વ દુષ્કૃત્યો એક પછી એક તેની દૃષ્ટિ સમક્ષ આવી આકાર ધારણ કરીને ઉભાં રહેતાં હતાં, અને તે સર્વમાં પણ અકબરીના ખૂનનો નવીન ભયંકર દેખાવ તો ક્ષણે ક્ષણે તેની દૃષ્ટિ સમક્ષ આવ્યા કરતો હતો. એ દેખાવને જોતાં જ અકબરીને તે મોટા અવાજથી બોલાવતો અને 'હું પાપી છું, હું દુષ્ટ ચાંડાલ છું; તું મને ક્ષમા આપ!' એ પ્રમાણે બોલીને પોતાના ગાલપર પોતે જ તમાચા મારતો અને દાઢી મૂછોના વાળ તાણતો તેમ જ અંતે તેનાપર દયા અને ક્ષમા કરવામાટે અકબરીને દીનમુદ્રાથી પ્રાર્થના પણ કરતો હતો. એવી સ્થિતિમાં ઘણા દિવસ રહ્યા પછી તેનું થાકેલું શરીર એ ત્રાસોને સહન કરી શક્યું નહિ. તે નિશ્ચેષ્ટ થયો અને તેની શુદ્ધિનો લોપ થઈ ગયો. એમ થવું એક રીતે જોતાં તેના માટે ઇષ્ટ જ હતું; કારણ કે શરીરને થતા ત્રાસથી અત્યારે તે કેટલેક અંશે મુક્ત થયો કિંવા ત્રાસ હોવા છતાં પણ ત્રાસની વેદના થતી તો અટકી પડી, એમાં તો જરા પણ સંશય નહોતો જ.

એવી અવસ્થામાં પણ કેટલાક દિવસ વીતી ગયા. ત્યાર પછી હકીમોના ઔષધોપચાર કાંઇક સફળ થયો અને બાદશાહની તબીયતમાં કાંઇક સુધારો થયો. તે બિછાનામાં ઊઠીને બેસવા લાગ્યો, તે વેળાએ તેનો ચ્હેરો એકદમ બદલાઈ ગયો હતો. તેની ચર્યા એક ક્ષીણ અને અશક્ત બાળક સમાન થઈ ગઈ હતી. તેનું પેટ ફૂલી ગયું હતું અને હાથ પગ સૂકાઇને દીવાસળી જેવા થઈ ગયા હતા. અશુદ્ધિની અવસ્થાનો અંત આવીને તે કાંઇક શુદ્ધિમાં આવ્યો એટલે પુનઃ સત્વર જ તેને પોતાના ભયંકર કુકર્મોનું સ્મરણ થવા લાગ્યું. તેણે હાફિજાને બોલાવવાનો નોકરને હુકમ ફર્માવ્યો; કારણ કે, તેણે પોતે જ જેને દુઃખના સમુદ્રમાં નાખી દીધી હતી, છતાં જેનાપરનો પ્રેમ તેના હૃદયમાં અદ્યાપિ કાયમ જ હતો અને જેને અદ્યાપિ તે જીવતી રહેલી ધારતો હતો, તે નૌશાબાના સમાચાર હાફિજાના મુખથી સાંભળવાની તેને ઉત્કટ ઇચ્છા થઈ હતી. તે બિછાનામાં બેઠો બેઠો ખિન્ન મુદ્રાથી મનમાંજ કહેવા લાગ્યો;

"તે સુંદર અને સુકોમળ ગુલાબકળીને-મારી દૌહિત્રી નૌશાબાને

અત્યારે જ મળવાનું હું સાહસ કરી શકતો નથી. પ્રથમ મારાપરના તેના કોપનો લોપ થાય અને મારા વિશે તેના મનમાં દયા ઉત્પન્ન થાય એટલા-માટે હું પરવરદિગારના શરણમાં જઇશ અને એકનિષ્ઠાથી તેની પ્રાર્થના કરીશ. હવે હું એને એકાંતવાસમાં ઉત્સુક પ્રજાજનોની દૃષ્ટિથી દૂર ગુપ્ત રીતે કદાપિ રહેવા દેવાનો નથી. હવે હું એને એના પિતાના મહાલયમાં રહેવામાટેની વ્યવસ્થા કરી આપીશ. ત્યાં મારી નૌશાબા ઉત્તમોત્તમ વસ્ત્રાલંકારો પરિધાન કરીને એક શાહજાદીને છાજતા ઠાઠમાઠથી રહેશે. હે દયાળુ બારેતાલા! તારો અનિવાર્ય કોપ થએલો હોવાથી જો કે આ પાપી ઔરંગ્ઝેબની પ્રાર્થનાને તું ધ્યાનમાં લેવાનો નથી અને મારાથી વિમુખ જ થવાનો છે, એ નક્કી છે; તોપણ જો મારાં દુષ્ટ કૃત્યો વિશે મારા હૃદયમાં ખરેખરો પશ્ચાત્તાપ થયો હોય અને તે નિરપરાધિની કન્યા-માટે જ હું પ્રાર્થના કરતો હોઉં, તો તો એ પ્રાર્થના તું અવશ્ય માન્ય કરીશ જ. જો એમ થશે તો એકવાર એવો સુદિન પણ આવશે કે તેની સાથે હું પણ તારાં ચરણોમાં લીન થઇશ, અને તેના યોગે મારા જેવા પાપી મનુષ્યની પ્રાર્થના પણ તારા દરબારમાં કબૂલ થશે અને તારી કૃપાથી હું પવિત્ર થયો છું એવું સમાધાન માનીને હું તારા ધન્યવાદ ગાઇશ!"

અહાહા! પશ્ચાત્તાપને પ્રાપ્ત થએલા દુ:ખી મનુષ્યના મનોરાજ્યમાંનો એ કેવળ એક સૂક્ષ્મતમ્ આશાતંતુ જ કહી શકાય! જે દુ:ખરૂપ વિષનો આકંઠ ભરેલો પ્યાલો ઔરંગઝેબના ગળામાં રેડાવાનો હતો, તે દુ:ખરૂપ વિષનો અદ્યાપિ તેણે જરા પણ સ્વાદ લીધો નહોતો, અર્થાત્ જે દુ:ખ હવે પછી આવવાનું હતું તેની સાથે સરખાવતાં ગત દુ:ખોની મહત્તા કાંઈ પણ નહોતી. પરંતુ જ્યારે તેની આજ્ઞાને અનુસરીને હુસ્ન્િજા આવીને તેની સ્હામે ઉભી રહી, ત્યારે તેને જોતાં જ બાદશાહ કાંઇક અચ-કાયો અને અદ્યાપિ પોતાની શિક્ષાનું પ્રમાણ ઓછું થયું નહોતું એવો તેનો નિશ્ચય થયો.

આગળ જ્યારે હુસ્ન્િજા તેના સમક્ષ આવતી હતી, ત્યારે ભર તારુ-ણ્યમાં વિહરતી કોઈ એક તરુણ સ્ત્રી જેવી તેજસ્વિતા તેના અંગમાં દેખાતી હતી; પરંતુ અત્યારે તેના શરીરનો દેખાવ એક વૃદ્ધ સ્ત્રી જેવો થઈ ગયો હતો. તેનામાં શક્તિ કે ઉત્સાહ જેવું કાંઈ પણ રહ્યું નહોતું. તેના હાથ પગ થરથર કંપતા હતા અને તેના શરીરમાં કેટલેક અંશે વક્ર-તાનો પણ આવિર્ભાવ થયો હતો. તેની આંખો ઉંડી ઉતરી ગઈ હતી અને તેના મલિન મુખમંડળને જોતાં તે હતાશ થએલી હોવી જોઇએ એવું સ્પષ્ટ અનુમાન કરી શકાતું હતું.

હુસ્ન્િજાની જો કે આવી અવસ્થા થએલી હતી, તોપણ જ્યારે તે ઔરંગઝેબ બાદશાહ સમક્ષ આવીને ઉભી રહી, ત્યારે તેના હૃદયમાં

પૂજ્યબુદ્ધિ કિંવા ભીતિ ઉત્પન્ન થવાનો લેશ માત્ર પણ રંગ દેખાયો નહિ. હાફિજાએ બિલકુલ બેપરવાઈથી બાદશાહ તરફ નજર કરી અને પોતે પાળી પોષી ઉછેરીને મોટી કરેલી તે બે નિર્દોષ બાળાઓ નૌશાબા અને અકબરીના ખૂનનું પાપ કોઈ પણ પ્રકારના સંકોચ વિના તે બાદશાહના માથાપર ચઢાવવા લાગી. એવિશે બોલતાં ઔરંગજેબમાટે તેણે પોતાના હૃદયમાં દયા કિંવા માયાને જરા પણ સ્થાન આપ્યું નહિ, અથવા પોતાના એ બોલવાથી ઔરંગજેબના મનને ત્રાસ થશે એનો પણ વિચાર કર્યો નહિ. અર્થાત્ હાફિજાનાં એ શબ્દશરો પાપી બાદશાહના મનમાં વજ્રપ્રહાર પ્રમાણે વેદના ઉપજાવવા લાગ્યાં. એમ થાય એમાં કાંઈ આશ્ચર્ય જેવું પણ નહોતું. નૌશાબા પણ આ પ્રપંચમય અને પાપમય સંસારને ત્યાગીને ચાલી ગઈ હતી. ઔરંગજેબની પોતાની પ્રસ્તુત પીડાકારક સ્થિતિમાં સમાધાન મેળવવાનું એક માત્ર સાધન નૌશાબા જ હતી અને તેને પરલોકના પવિત્ર માર્ગનું દર્શન કરાવનારી જ્યોતિ પણ તે જ હતી, પરંતુ તેનો પણ સદાને માટે લોપ થયો અને તેના નાશનો હેતુ પણ ઔરંગજેબ પોતે જ હોવાથી તેના પશ્ચાત્તાપ અને શોકનો અવધિ જ નહોતો.

"દુષ્ટ અને પ્રજાપીડક બાદશાહ!" હાફિજા અત્યંત આવેશમાં આવીને તિરસ્કાર વર્ષાવતી કહેવા લાગી: "જો માનવજાતિ વિશે તારા હૃદયમાં દયાનો અંશ માત્ર પણ હોત, તો તો તને સહજમાં જ દેખાઈ આવ્યું હોત કે, આ અસાર સંસારમાં જેમનો જન્મ પણ એક સમયે થયો હતો અને જેમનું આયુષ્ય પણ એકત્ર જ વીત્યું હતું, તેમજ જેઓ એકબીજાના સહવાસથી પુષ્પકલિકાઓ પ્રમાણે ઉછરીને મોટી થઈ હતી, તેમનો ભયંકર મૃત્યુ પણ વિયોગ કરાવી શકે એ કદાપિ ન બને તેવી ઘટના છે. તેમનું પરસ્પર પ્રેમબંધન એટલું બધું દૃઢ અને પ્રબળ હતું કે, તેને તોડી નાખવાના કાર્યમાં તારાં ક્રૂર ફૌલાદી શસ્ત્રો પણ સર્વથા અસમર્થ જ થયાં છે. તેં તો માત્ર એકલી અકબરીની છાતીમાં જ તારી નિર્દય કટાર ખોસી હતી, તોપણ બન્ને બહેનોનો જીવ એક જ હોવાથી તેવડે નૌશાબાના અંતઃકરણનું પણ તે ક્ષણે જ વિદારણ થઈ ગયું અને તે પણ આ પાપિષ્ટ જગતના પાપબંધનથી સદાને માટે મુક્ત થઇ છે! એક ચોળી નાખેલા નિસ્તેજ કુસુમ પ્રમાણે સર્વથા મ્લાન થઇને પોતાની વહાલી બહેનના મૃત શરીરને આલિંગન આપીને તે પણ પડી અને તે વેળાએ આસપાસમાં શું થાય છે અને શું નહિ એનું પણ તેને ભાન ન હોતું. જ્યારે અકબરીની લાશને અમે અન્યત્ર લઈ જવાનો પ્રયત્ન કર્યો, તે વખતે માત્ર એક જ વેળા તેણે કાંઇક ચલન વલન કર્યું, પરંતુ ત્યાર પછી સત્વર જ નૌશાબાના કોમળ શરીરમાં ખેંચ-

તાણુ થવા લાગી અને તે અત્યંત પીડાતી હોય એમ અમારા જાણવામાં આવ્યું. અર્થાત્ તેના અંતઃકરણની વ્યથાનું શમન થયું નહોતું અને તેનું શરીર જો કે ચેતનારહિત અને પ્રાણશૂન્ય થઈ પડયું હતું, તોપણ થતી વેદનાઓનું તેના મનમાં પરિણામ દેખાયા કરતું હતું, એ અમે ખુલ્લી રીતે જોઈ અને અનુભવી શકતાં હતાં."

હાફિજા બહુ જ રડવું આવવાથી થોડીવાર બોલતી અટકી ગઈ અને આંખો લૂછીને પાછી આવેશથી કહેવા લાગી કે;-

"ત્યાર પછી મારી લાડકી નૌશાબા પાસે બેસીને મેં મારો કેટલોક સમય રુદનના વ્યવસાયમાં વીતાવ્યો; પરંતુ નાશાબાની સ્થિતિમાં કાંઈ પણ સુધારો થવાનાં ચિન્હો ન દેખાયાં. અંતે હૃદયની ગતિ મંદ થવાથી તેના પવિત્ર શરીરપર દેવદૂતોની પાંખોની છાયાનો પ્રસાર થયો—અર્થાત્ તેનો અંતકાળ સમીપ આવી લાગ્યો હોય, એવો મને ભાસ થવા લાગ્યો. છતાં પણ અદ્યાપિ તેના પવિત્ર આત્માએ કષ્ટમાં પડીને શરીરનો ત્યાગ કર્યો ન હોતો. ત્યાર પછી સૂર્યાસ્ત સમયનાં સુવર્ણમય કિરણોના પ્રકાશ જેવો તેના મુખમંડળમાં અચાનક પ્રકાશ પડ્યો અને તેની મુદ્રામાં સ્વર્ગીય આનંદની છટા દેખાવા લાગી. તે એકદમ ઉઠીને બેઠી થઈ અને પોતે જાણે કૃતકૃત્ય થઈ હોયની એવો ભાવ બતાવીને આનંદથી પોતાના હાથોને ઉંચા કરી બોલી કેઃ—"મારી પ્રાણાધિક બહેન અકબરી! જરા થોભ—ચાલવામાં ઊતાવળ ન કરીશ; કારણ કે, હું પણ આવું છું—હું તને એકલી જ જવા દેવાની નથી." એ બનાવને એક ક્ષણ જેટલો સમય થયો ન થયો એટલામાં તો નૌશાબાનું શરીર શીતલ થઈ ગયું. મારી નાનેનીપાળી નૌશાબા આ અભાગિની હાફિજા—રાક્ષસી હાફિજાને આ પાપી સંસારમાં એકલી જ રડતી કકળતી છોડીને સ્વર્ગના માર્ગમાં ચાલતી થઈ! ઓ નરાધમ! ઓ રાક્ષસ બાદશાહ! એ નિર્દોષ અને નિરપરાધી બાળાઓનો તેં વિના કારણ ઘાત કર્યો છે. તેમના સહવાસથી મળતા આનંદનું સુખ તારા ભાગ્યમાં લખાયલું જ ન હોતું. તું રાજા હોવા છતાં પાપી હોવાથી રંક છે અને રંકના ભાગ્યમાં રત્ન ન હોય, એ સ્વાભાવિક જ છે. ઓ ચાંડાલ બાદશાહ! તે દેવીતુલ્ય કન્યાઓના પિતાને તેં કારાગૃહમાં નાખ્યો છે અને ત્યાં તે અદ્યાપિ કારાગૃહનાં દારુણ દુઃખો ભોગવ્યા કરે છે. એવી જ રીતે પોતાની મહત્ત્વાકાંક્ષાના યજ્ઞમાં તેં બીજા પણ અનેક મનુષ્યોનાં શરીરોનું નિર્દયતાથી બળિદાન આપ્યું છે. એ સર્વ કૃત્યોનો જ્યારે તું શાંતિથી વિચાર કરીશ—અને મોડે વ્હેલે એ વિચાર કરવાનો પ્રસંગ તને અવશ્ય પ્રાપ્ત થવાનો જ છે—ત્યારે ઉચ્ચ રાજસિંહાસને વિરાજવા છતાં પણ તારા

હૃદયને સુખનો સ્પર્શ થવાનો નથી અને પરિણામે ખુદાના દરબારમાં કયામતને દિવસે આ બધાં પાપોનો તારે જવાબ આપવો જ પડશે, એ તું કદાપિ ભૂલીશ નહિ!"

હાફિજા હજી પણ વધારે બોલવાની હતી, પરંતુ ઔરંગજેબમાં હવે તેના એ શબ્દશરના પ્રહારને સહન કરવાની શક્તિ ન હોવાથી તે રડી પડ્યા. મનઃસંતાપ અને ઉદ્વિગ્નતાએ તેના અંતઃકરણને ઘેરી લીધું અને તેનાં નેત્રોપર છવાયલું રાજમદ અને રાજવૈભવનું પટલ એકાએક દૂર ખસી ગયું. એ પાપવૃદ્ધિકારક બંધનથી તે મુક્ત થયો. અંતે તે નીચે જમીનપર બેસીને પોતાનાં પાપોની ક્ષમા કરવામાટે અનન્ય ભાવે ઈશ્વરની કરુણા માગવા લાગ્યો. આજ સુધીમાં પોતાના હાથે થએલાં પાપોના ક્ષાલનમાટે પોતાના અવશિષ્ટ આયુષ્યને તેણે પશ્ચાત્તાપ તથા દેહદંડન કરીને સન્માર્ગમાં વીતાડવાનો દૃઢ નિશ્ચય કર્યો. તેનો એ નિશ્ચય સ્મશાનવૈરાગ્ય સમાન ક્ષણિક ન હોતો. તેણે પોતાના હાથે ગતાયુષ્યમાં થએલાં સર્વ દુષ્ટ કૃત્યોને બહુ જ સૂક્ષ્મતાથી શોધી જોયાં, તેમ જ જગતના નશ્વર વૈભવોનો તેની આંખો આડો જે પડદો આવી ગયો હતો અને જેના પરિણામે તેની આત્મિક દૃષ્ટિ મંદ થતાં તેના મસ્તિષ્કમાંથી સત્યાસત્યના વિવેકનો લોપ થયો હતો, તે પડદાને હવે તેણે જ્ઞાનશસ્ત્રથી ફાડી નાખવાનો પ્રયત્ન કર્યો. પોતાના ગતાયુષ્યમાં પોતાના હાથે થએલાં અનેક દુષ્કૃત્યોનું તેમ જ માનવજાતિના નાશમાં થનારી પોતાની પ્રવૃત્તિનું ખરું સ્વરૂપ તેના જોવામાં આવી ગયું. એવી સ્થિતિ થવા પછી દીન અને ઉદ્વિગ્ન થઈને તેણે તે સ્વર્ગવાસિની ભગિનીદ્વયના સંબંધમાં એક અનતિક્રમણીય અને પવિત્ર કર્તવ્ય કરવાનો વિચાર કર્યો. તેણે એ ભગિનીદ્વય સાથેના પોતાના સત્ય સંબંધનો જગત્માં પ્રકાશ કર્યો અને રાજકુળને શોભાવે એવી રીતે તેમની પ્રેતક્રિયા કરી. એવી રીતે તૈમૂરના વંશમાંની તે સુંદર બાળાઓ જેવી રીતે જીવિત દશામાં એકત્ર રહેતી હતી તેવી જ રીતે મરણ પછી પણ તેમને એકત્ર જ દફનાવવામાં આવી. તેમની કબ્રો ઉપર એક મકબરો બાંધવાના કામની ઔરંગજેબે શરુઆત કરી અને શાહજાદા મહમૂદને બંધનમુક્ત કરી ત્યાં લઈ આવવામાટેનો પરવાનો આપી એક દૂતને તેણે ગવાલિયર તરફ મોકલ્યો.

---

## દ્વાદશ પરિચ્છેદ

### મહમૂદના ઉદ્‌ગારો

"પડા હય કામ કયસે સંગદિલ જાલિમ કમીનેસે;
લગા રહને નહીં દેતા જિગરતકકો ભી સીનેસે!"

ઔરંગજેબનો દૂત બનતી ઊતાવળે ગવાલિયરમાં આવી પહોંચ્યો અને તરત કારાગૃહમાં જઇને તેણે શાહજાદા મહમૂદની મુલાકાત લીધી. સંધ્યાસમય થવામાં થોડો જ વિલંબ હતો. કારાગૃહના ચોગાનમાં એક પાષાણશિલાપર મહમૂદ પોતાની દુર્દશાનો વિચાર કરતો બેઠો હતો. તેના હાથ અને પગમાં રૂપાની બેડીઓ પડેલી હતી અને વસ્ત્રો સાધારણ હતાં. કારાગૃહમાં ઘણાં વર્ષો વીતી જવાથી તેની તેજસ્વિતાનો નાશ થયો હતો, છતાં અદ્યાપિ તેની આંખોમાં એક પ્રકારનો પ્રભાવદર્શક પ્રકાશ બાકી રહ્યો હતો. રાજદૂતે આવીને તેને સલામ કરી, અને અદબથી પૂછ્યું કે–"વલીઅહદ! તબીયત તો સારી છે ને?"

"પરવરદિગારની મેહરબાની છે કે, અત્યાર સુધી હું જીવતો છું!" શાહજાદાએ કટાક્ષથી ઉત્તર આપ્યું.

"આજે ઘણા દિવસ પછી બાદશાહ સલામતે આપને એક સંદેશો કહેવડાવ્યો છે અને તે કહેવામાટે જ હું અહીં આવ્યો છું;" દૂતે કહ્યું.

"બાદશાહની એ મેહરબાની છે કે, રોજ સંદેશા નથી મોકલતા અને મારા જખ્મી જિગરમાં વધારે ઊંડા જખ્મ નથી કરતા. આજે પણ એ તસ્દી ન લીધી હોત તો વધારે સારું થાત; કારણ કે, એ સંદેશો મારા દુઃખમાં વધારો કરનાર જ હશે, એવી મારી ખાત્રી છે." મહમૂદ બોલ્યો.

"જી, નહિ; બાદશાહે આપને આ કારાગૃહમાંથી છોડવાનો પરવાનો લખી આપ્યો છે અને અહમદનગરમાં આપને મળવામાટે તેઓ આતુર થઇને બેઠા છે;" દૂતે તેના ભ્રમનો નાશ કર્યો.

"મને છોડવાનો પરવાનો લખવામાં પણ કાંઈ ભેદ હશે; કારણ કે, વાઘ અપવાસ કરે છે, ત્યારે રોજ કરતાં બમણા જીવોની હિંસા નક્કી થાય છે. આ કારાગૃહમાં પણ મને સુખે બેસવા નથી દેતો, એ પિતા તે કેવો શત્રુ! ઓ ખુદા! આ પોતાની ઓલાદના દુશ્મન, માનવજાતિના દુશ્મન, ઇમાનના દુશ્મન અને ખાન્દાનના દુશ્મન, કમીનાના ઘરમાં મને જન્મ શામાટે આપ્યો?" મહમૂદે પશ્ચાત્તાપ કરવા માંડ્યો.

"શાહજાદા સલામત! આ વખતે બાદશાહે આપને વધારે દુઃખી

કરવા માટે નથી બોલાવ્યા, પણ વધારે સુખી કરવામાટે બોલાવ્યા છે; માટે ચિંતા કે પશ્ચાત્તાપ કરવાની કશી પણ આવશ્યકતા નથી." દૂતે આશ્વાસન આપ્યું.

"મારે હવે સુખ નથી જોઇતું. નરકના કીડા જેમ નરકમાં જ આનંદ માને છે, તેવી રીતે આ કેદખાનામાં મને આનંદ છે. મને અહીં જ રહેવા દો, અને સર્વ સુખો બાદશાહ સલામતને જ ભોગવવા દો." મહમૂદે કહ્યું.

"શાહજાદયે આલમ! આપને ત્યાં બોલાવાનો બાદશાહનો ખાસ ઉદ્દેશ એ છે કે, આપ આપની બે બાલિકાઓને મળો અને સ્વર્ગવાસિની આયેષાની ભેટનો સ્વીકાર કરો!" દૂતે તેના મનને વાળવાનો બીજો પ્રયોગ અજમાવવા માંડ્યો.

"ઓ દુષ્ટ! તેં આયેષાનું સ્મરણ કરાવીને મારા બળતા હૃદયમાં ઘી શામાટે હોમ્યું? પણ નહિ—હું ભૂલું છું. પવિત્ર આયેષાના નામનો ઉચ્ચાર કરનાર તું પણ પવિત્ર જ હોવો જોઇએ. શું મારી તે કન્યાઓ હજી જીવે છે? હાફિજાને છાવણીમાંથી મોકલ્યા પછી તેના વિશે મેં કાંઈ પણ સાંભળ્યું નથી. તેઓ ક્યાં છે, કેવી અવસ્થામાં છે અને મને યાદ કરે છે કે નહિ?" મહમૂદે ઉન્માદમાં આવીને એ સવાલો પૂછ્યા.

દૂત જો કે તે બાળાઓના મરણ વિશેની બધી હકીકત જાણતો હતો, છતાં મહમૂદની આવી અવસ્થા જોઇને ખરી બીના જણાવવાથી કદાચિત્ વધારે હાનિ થશે એમ ધારીને તેણે અસત્ય વિધાન કરવાનું યોગ્ય ધાર્યું અને કહ્યું;—"યુવરાજ! તે બાળાઓ જીવતી છે અને બાદશાહે તેમનામાટે ખાસ બંધાવેલા અહમદનગરમાંના મહાલયને તેઓ પૂર્ણિમાનો ચંદ્ર જેવી રીતે આકાશને શોભાવે છે તેવી રીતે શોભાવી રહી છે. તેઓ આપને મળવા માટે અત્યંત આતુર હોવાથી જ બાદશાહ સલામતે આપને ત્યાં બોલાવ્યા છે. બાદશાહના મનમાં પણ હવે પશ્ચાત્તાપ થયો છે અને તેથી તેઓ આપને સુખી કરવા જ ચાહે છે."

"જો મારી બાળાઓનાં દર્શન થવાનો અને તેમને મારી ગોદમાં બેસાડીને ચૂમવાનો આનંદ મને મળતો હોય, તો હું ગમે ત્યાં આવવાને અને ગમે તેવાં દુઃખો ખમવાને તૈયાર છું. ચાલો ત્યારે વિલંબ ન કરો." એમ કહીને મહમૂદે ઉદ્ગાર કાઢ્યો કે;—

"હાં હાં મયઁ લાખ તરહસે પહલૂ બદલ ચલું;
થક જાયઁ અગર પાઉં તો ફિર સરકે બલ ચલું!"

ઔરંગજેબની આજ્ઞાથી ગવાલિયરના કિલ્લાના દરવાજા ખોલી નાખવામાં આવ્યા અને શાહજાદો મહમૂદ તથા તે દૂત, તે જ રાત્રે ત્યાંથી અહમદનગર તરફ જવાને રવાના થઈ ગયા.

---

## ત્રયોદશ પરિચ્છેદ !

### હાફિઝાની આત્મહત્યા

દૂત સાથે શાહજાદો મહમૂદ સત્વર જ અહમદનગરમાં આવી પહોંચ્યો ઔરંગઝેબ પાસે આવી તેનાં ચરણોમાં પડીને તેણે કહ્યું–"પિતાજી! આપે જો કે મારાપર એક કટ્ટો દુશ્મન પણ ન ગુજારે એટલા બધા જુલ્મો ગુજાર્યાં છે અને મારાં સંસારસુખોની પાયમાલી કરી નાખી છે, છતાં પણ આપે મારી આયેષાની બે કન્યાઓને પાળી પોષીને મોટી કરી છે, એ આપના ઉપકારથી હું તે જુલ્મોને ભૂલી ગયો છું અને મારા તે જિગરના ટુકડાઓને જોવામાટે અત્યંત આતુર થયો છું. બતાવો, બતાવો; મારી બાલિકાઓને જલદી બતાવો!"

ઔરંગઝેબ ગભરાયો. શાહજાદાની આવી હાલત જોઇને તેને શો જવાબ આપવો અને શો નહિ, એના વિચારમાં તે પડી ગયો. અંતે હૃદયને કઠિન કરીને તે પોતાના આસનપરથી ઉઠ્યો અને મહમૂદનો હાથ ઝાલીને કહેવા લાગ્યો;–"ચાલ–મારી સાથે આવ અને તારી બાલિકાઓને જો!" ઔરંગઝેબ આગળ અને શાહજાદો તેની પાછળ એવી રીતે ચાલતા તેઓ ભગિનીદ્વયના મકબરા આગળ આવી પહોંચ્યા. ઔરંગ-જેબે તે કબ્રોને આંગળીથી બતાવીને કહ્યું કે;–"શાહજાદા ! આ શું છે?"

"એ મુએલાં માણસને જેમાં દફનાવવામાં આવે છે તે કબ્ર!" શાહજાદાએ કહ્યું.

"નહિ; એમ કહે કે, આ પ્રપંચી, કાવાદાવાથી ભરેલા અને પાપી સંસારનાં બંધનોને તોડીને ઇન્સાન જેમાં સદાનું નિર્વિકાર સુખ ભોગવવામાટે નિદ્રાધીન થાય છે, તે સ્થાન એ જ છે!" ઔરંગ-જેબે કહ્યું.

"પણ પિતાજી! એથી આપ શું કહેવા માગો છો? મારી બાલિકા-ઓ ક્યાં છે તે બતાવો છો કે આ કબ્રસ્તાનમાં લાવી તત્ત્વજ્ઞાનનો પાઠ ભણાવો છો?" મહમૂદે અધીરતાથી કહ્યું.

"તારી બન્ને કન્યાઓએ આ પાપી સંસારનો ત્યાગ કરી થોડા દિવસથી આ કબ્રોમાં નિવાસ કરેલો છે અને તેથી જ હું તારી આગળ એ કબ્રની મહત્તાનું વર્ણન કરું છું." ઔરંગજબે છેવટનો ભેદ ખોલી નાખ્યો.

"ઓહ! શું મારી આયેષાની યાદગાર નિશાનીઓ પણ મને છોડીને ચાલી ગઇ! આ પરવરદિગારનો કેવો કહર! પણ મને શંકા થાય છે, કહો કે તેઓ સ્વાભાવિક મરણથી મરી ગઈ છે કે તેમના

પ્રાણોનો કોઈ પાપીનાં કાવત્રાંથી અંત થયો છે?" મહમૂદે વિલાપ કરીને પૂછ્યું.

"એમાંની એક બાળાનો દુરાત્મા ઔરંગજેબની કટારથી અંત થયો છે અને બીજીનો જીવ પોતાની ભગિનીના વિયોગના દુઃખથી પોતાની મેળે જ ચાલ્યો ગયો છે. હલાહલમાં જે અમૃતની આશા રાખવામાં આવી હતી તે નિષ્ફળ નીવડી છે અને જે બાદશાહે પ્રથમ એ બાળાઓનું રક્ષણ કર્યું હતું, તેમનું જ અંતે તેણે ભક્ષણ કર્યું છે." મકબરાના બહારના ભાગમાંથી કોઈ વ્યક્તિનો ધ્વનિ સંભળાયો. ઔરંગજેબ જાણી ગયો કે, એ શબ્દો ઉચ્ચારનાર બીજું કોઈ નહિ પણ હાફિજા જ હતી.

હાફિજા એક બે દિવસથી ગાંડી થઈ ગએલી હોવાથી તેને ત્યાં ન આવવા દેવામાટેની અનુચરને આજ્ઞા આપવાનો બાદશાહનો વિચાર હતો, પણ એટલામાં તો તે ત્યાં આવી અને ઔરંગજેબ તથા શાહજાદા સમક્ષ ઉભી રહી. પરંતુ તેના ઉગ્ર સ્વરૂપને અને તેના હાથમાંની એક વિલક્ષણ વસ્તુને જોઇને ઔરંગજેબ જેવો ક્રૂર બાદશાહ પણ ગભરાટમાં પડી ગયો. હાફિજાના હાથમાંની તે વસ્તુ તે એક વિષધર નાગ હતો. ઔરંગજેબ આશ્ચર્યથી તેને પૂછવા લાગ્યો કે;–"હાફિજા! આ તારા હાથમાં શું છે?"

"નાપાક! તું તારા પોતાના સમસ્વભાવી ભાઇને પણ નથી ઓળખી શકતો કે? કદાચિત્ તું જાણી જોઇને પણ ન ઓળખવાનો દંભ બતાવતો હોય તો સાંભળ કે, એ તું છે?" હાફિજાએ કહ્યું.

"હું?" ઔરંગજેબે આશ્ચર્યથી પૂછ્યું.

"હા–તું–ઔરંગજેબ–ઔરંગજેબનો તૌર, ઔરંગજેબનો જવાબ અને ઔરંગજેબનો નમૂનો! આના હૃદયમાં પણ દયા નથી અને તારા હૃદયમાં પણ દયા નથી. આને પણ દોસ્ત કે દુશ્મનની તમીજ નથી અને તારામાં પણ તે ચીજ નથી!"

"હાફિજા! અત્યારે તું વધારે ન બોલ; કારણ કે, તું જુનૂની છે!" ઔરંગજેબે એ પ્રસંગને ટાળવાનો પ્રયત્ન કર્યો.

"ઓ પાપી! તું મને બોલતી ન અટકાવ; કારણ કે, તું ખૂની છે!" હાફિજાએ સ્હામો દાંતતોડ જવાબ આપ્યો.

"શું હવે આ ગુનાહ તું મને માફ નહિ કરે?" બાદશાહે આજીજી અને કાલાવાલા કરીને કહ્યું.

"ઓ સંગદિલ! તેં એવી બેગુનાહ બાળાઓના ખૂનથી પોતાના

હાથોને રંગી લીધા છે કે, ફરિસ્તાઓના આંસૂ પણ તેને સાફ નહિ કરે!" હાફિજાએ તેના કાલાવાલાનો તિરસ્કાર કરીને કહ્યું.

"હા, પણ જો ખુદાએ મારા દિલમાં હિર્સ, હવસ, ગુસ્સો, તાકત, જોશ અને હોશ એ સર્વ વિકારો પ્રથમથી ન આપ્યા હત, તો દુનિયાની મહબ્બતમાં હું આટલી હદ સુધી ગિરફતાર ન થાત!" ઔરંગજેબે પોતાનો એક નવો બચાવ રજૂ કર્યો.

"ઓ કોરદિલ! ખુદાએ જેમ અંધકાર ઉત્પન્ન કર્યો છે તેમ જ પ્રકાશ પણ બનાવ્યો છે. ઇન્સાનને નેકીની સાથે બદીની કુવ્વત આપી છે તો તે બદીપર હુકૂમત કરવામાટે ઇન્સાનને શરીઅત અને અકલ પણ આપી છે. ગુસ્સો એટલામાટે આપવામાં આવ્યો છે કે, અત્યાચારીઓને તેવડે ડરાવો; જોર એટલામાટે અપાયું છે કે, નિર્બળોને બચાવો, હિર્સ એટલામાટે આપવામાં આવ્યો છે કે, નેકીઓને એકઠી કરો અને હિમ્મત એટલામાટે અપાઈ છે કે, બદીઓને ફના કરો. પણ તેં એ સર્વનો ઉંધો જ ઉપયોગ કર્યો છે અને તેથી ખુદાનો તારાપર કહર ઉતર્યો છે. મારો કૌલ છે કે, તું કદાપિ સુખી થવાનો નથી!" હાફિજાએ અચલ હિમ્મત રાખીને બેપરવાઇથી આ શબ્દો ઉચ્ચાર્યા.

"હાફિજા! જે બનવાનું હતું તે બની ગયું છે, એટલે હવે આ વાતને આગળ લંબાવવામાં શો સાર છે? હવે હું એવાં પાપો કરવાનો નથી. તું શાંત થા. હું તને સુખી કરીશ." ઔરંગજેબે બહુ જ નમ્રતા બતાવીને કહ્યું.

"હું હવે આ જગત્માં સુખી થવાની જ નથી. મારે મા નથી, બાપ નથી, ભાઈ નથી, બહેન નથી, શૌહર નથી અને આલાદ પણ નથી. માત્ર આ બે છોકરીઓ મારા જીવનનો આધાર હતી, તેમને પણ તેં મારી નાખી. સર્પનો પોતાનાં બચ્ચાંને મારીને ખાઈ જવાનો સ્વભાવ જેવી રીતે કાયમ રહ્યો છે, તેવી રીતે તું પણ તારાં બચ્ચાંનો કાળ થયો છે. એટલામાટે તારા અવતારરૂપ આ સર્પને હું અહીં લાવી છું કે, તેં જેવી રીતે આ નિર્દોષ બાળાઓનો નાશ કરી નાખ્યો છે; તેવી રીતે મને દંશ કરીને એ મારી દુ:ખી જીન્દગીનો અંત લાવી નાખે અને ઔરંગજેબના માથાપર એક ખૂનની વધારે જવાબદારી લાદે!" એમ કહીને હાફિજાએ તે સર્પનું મોઢું પોતાના ગળાની મુખ્ય નસપર રાખ્યું. સર્પે પોતાના સ્વભાવ પ્રમાણે દંશ કર્યો એટલે તેણે સર્પને દૂર ફેંકી દીધો અને થોડીવારમાં શરીરમાં વિષનો પ્રસાર અને પ્રભાવ થવાથી તે જમીનપર પડી ગઈ.

આ દેખાવને જોઇને શાહજાદો મહમૂદ પણ મૂર્ચ્છિત થયો.

ઔરંગજેબે શાહજાદાને મહાલયમાં મોકલી આપ્યો અને મૃત હાફિજાની કબ્ર ત્યાં જ ચણાવીને તેનાપર એક માનદર્શક લેખ કોતરાવ્યો. શાહજાદો મહમૂદ ઘણા વખત સૂધી ગાંડો થઈ ગયો હતો, પણ અનેક ઉપચારો પછી જ્યારે તે પાછો સારો થયો ત્યારે ઔરંગજેબે તેના બધા હકકો તેને પાછા આપ્યા અને તેને યુવરાજ જાહેર કરી દીધો.

---

## ચતુર્દશ પરિચ્છેદ

### સ્મારક

"...........................And, when the stream
Which overflowed the soul was passed away,
A consciousness remained that it had left,
Deposited upon the silent shore
Of Memory, images and precious thoughts,
That shall not die, and cannot be destroyed."

*Wordsworth.*

નૌશાબા અને અકબરીનો સ્વર્ગવાસ થવાથી ઔરંગજેબના નેત્રો આગળથી જો કે તેમનાં ભૌક્તિક શરીરો તો અદૃશ્ય થયાં હતાં, છતાં સ્મૃતિના નિઃસ્તબ્ધ તીરપ્રાંતમાં તેમનું અને તેમના ગુણોનું સ્મરણ તો તે જ સ્વરૂપમાં અવશિષ્ટ રહ્યું હતું. એ સ્મૃતિ એક એવી વસ્તુ છે કે જે કદાપિ નષ્ટ પણ થતી નથી અને મરી પણ જતી નથી. છતાં પણ પોતાના મરણ સાથે તે બહેનોની સ્મૃતિ પણ કદાચિત્ મરી જશે, એવા ભયથી ઔરંગજેબે તેમના સ્મારક તરીકે અહમદનગરની જે આમ્રવૃક્ષરાજીમાંનાં આમ્રવૃક્ષોની છાયામાં તે ભગિનીદ્વયનું નિવાસમંદિર બનાવરાવ્યું હતું તેની પાસે જ, થોડા અંતરપર એક બીજી પણ સુંદર ઇમારત બંધાવી દીધી, કે જે આજે પણ અહમદનગરમાં લોકોના જોવામાં આવી શકે છે. એ ઇમારતને જોતાં જ એક સિતમગર બાદશાહનાં દુષ્ટ કૃત્યોનું, પાપી મનુષ્યના પશ્ચાત્તાપનું અને એક મમતાળુ પિતાના પ્રેમનું આપણને અચાનક સ્મરણ થઈ આવે છે. એ ઇમારત એટલી બધી મનોહર અને ચિત્તાકર્ષક છે, તેમ જ એના ઉપર આપેલો ઇતિહાસ તે ઇમારતનો વૃદ્ધ સંરક્ષક એવી તો હૃદયંગમતાથી કહી સંભળાવે છે કે કોઇપણ પ્રવાસી અહમદનગરમાં ગએલો હોય-તે સહજ રીતે ગએલો હોય અથવા તો તેને કામકાજનું ભલે ને ગમે તેવું રોકાણ હોય તો પણ-તે એ નિર્દોષ ભગિનીદ્વયના સમાધિસદનની મુલાકાત લીધા વિના અને તેમના શોકપર્યવસાયી ઇતિહાસનું શ્રવણ કરી આંખોમાંથી ચાર આંસૂ પાડ્યા વિના ત્યાંથી એમને એમ ચાલ્યા જવાનો

વિચાર કદાપિ મનમાં લાવી શકતો નથી. એ સમાધિસદનના સુવર્ણ દ્વારપર નીચેનો સ્મરણલેખ સર્વ લોકો અશ્રુપૂર્ણ લોચનથી વાંચ્યા કરે છે;–

"સ્વર્ગવાસિની ભગિનીદ્વય નૌશાબા અને અકબરીના સ્મરણમાં:–
'ન ગુલ પાયા ન બાગે દહરમેં કોઈ સમર પાયા;
ગુલિસ્તાં જિસ્કો સમઝીથી, ઉસે કાંટોંકા ઘર પાયા;
હુવા ખાલી ઉન્હોંકા બસ યુંહી પયમાનયે હસ્તી;
ઉન્હોંને આલમે ઈશ્કાંકે મયખાનેસે ભર પાયા!"

---

# શાહજાદી જેબુન્નિસા

---

## પ્રથમ પરિચ્છેદ

### વિવાહવૈરાગ્ય

દિલ્લીના મુગલબાદશાહ આલમગીર અથવા ઔરંગજેબની સર્વથી મોટી શાહજાદી જેબ્ન્દ: અથવા જેબુન્નિસા એક દિવસ સંધ્યાકાળે શાહીજનાનખાનામાંના પોતાના ઓરડાની બારીમાં યમુના નદીના જલપ્રવાહનું અવલોકન કરતી ચિન્તામગ્ન અવસ્થામાં બેઠી હતી.

એ શાહજાદીના અંગમાં સર્વના વૃક્ષસમાન મધ્યમ આકાર, ગૌરવર્ણ, ડોળદાર હાથપગ, ગોળ વદન, લીંબુંફાડ કાળી આંખો, સુશોભિત બાંધો, ભરેલા ગાલ, ઘૂઘરિયાળા વાળ અને કપાળમાં વચ્ચોવચ કાળો તલ ઇત્યાદિ સૌન્દર્ય તથા લાવણ્યનાં સર્વ લક્ષણોનો એક સરખો સમાવેશ હોવાથી તેને જોનાર કોઇપણ જો–

"હર અદા મસ્તાના સરસે પાંઉતક છાઈ હુઈ;
ઉફ્! તેરી કાફિર જવાની જોશપર આઈ હુઈ!"

એવા ઉદ્‌ગારો કાઢે તો તે સર્વથા સ્વાભાવિક અને નૈસર્ગિક જ હતું.

તે સમયના ઘણાક મહાનુભાવ વિદ્વાનોનું કથન છે કે, શાહજાદી જેબુન્નિસા કદાપિ મિસ્સી, કાજળ, સુરમો, મહાવડ કે મેંદી આદિનો ઉપયોગ કરતી જ નહોતી. અત્યાર સુધી કોઇવાર પણ તેણે રંગીન વસ્ત્રને પોતાના શરીરપર ધારણ કર્યું નહોતું. તે હમેશા શ્વેત વસ્ત્રો જ પરિધાન કરતી હતી. અત્યારની પેઠે તે કાળમાં ફેશનની ફિશિયારી કે ફજેતા તો હતા જ નહિ. રિવાજી વસ્ત્રોની વેતર કતર તો મહમ્મદશાહી પછી જ થઈ; એટલે તે પૂર્વે કુલીન–ખાન્દાન–અમીરોના ઘરની સ્ત્રીઓ હિન્દવાણી ઢબનો અથવા તો ઇરાની કાપનો પોશાક જ પહેરતી હતી. જો કે શાહજાદીએ પોતાની દાસી અને બાંદીઓને તેમની ઇચ્છાનુસાર

નાના રંગનાં વસ્ત્રો પહેરવાની સદર પરવાનગી આપેલી હતી, પણ પોતે તો નિરંતર ઇરાની પદ્ધતિનાં શ્વેત વસ્ત્રોથી જ પોતાના સુંદર શરીરને શોભાવતી હતી. તે પોતે અલંકારો જો કે પહેરતી, પણ ઘણા જ થોડા પ્રમાણમાં. એક એકસરખાં મોતીનો ભારી કંઠો કે જેમાં બે ત્રણ હીરા-જડિત તાવીજો શોભતાં હતાં તે તેના ગળાને નિરંતર શોભાવતો રહેતો હતો; કાનોમાં રત્નજડિત કર્ણપુષ્પ અને હાથોમાં હીરાની બબ્બે ઝીણી બંગડીઓ. આવી સાદગીમાં પણ જેબુન્નિસા એવી તો મનોહારિણી અને રમણીય લાગતી કે સોળે શંગારથી સુસજ્જિત સહસ્રાવધિ સુંદરીઓને તેના એક કાળા તલપરથી જ ઓવારી નાખીએ. કોઇએ ખરું જ કહ્યું છે કે;–

"નહીં મોહતાજ જેવરકા જિસે ખૂબી ખુદા દેદે;
કે દેખો ખુશ્નુમા લગતા હય કયસા ચાંદ બિનગહને!"

અત્યારે પણ તે એવા સાદા પોશાકમાં જ ઝરૂખામાં બેઠી હતી. એટલામાં એક બાંદીએ આવીને ખબર આપી કે,–"શાહજાદી સલામત, આપના કિબ્લેગાહ બાદશાહ સલામત પધારે છે."

"ચિન્તા નહિ. પધારવા દો." એમ કહીને શાહજાદી પોતાના પિતાને આવકાર આપવામાટે તયાર થઇને ઊભી રહી.

બાદશાહ ઔરંગજેબ આવી લાગ્યો. તેણે પણ અત્યારે તે મગરિબની નમાજ પઢીને આવેલો હોવાથી સાદો પોશાક જ ધારણ કરેલો હતો અને તેની મુખમુદ્રા જો કે કેટલેક અંશે શાંત દેખાતી હતી, છતાં બારીકીથી જોનારને તે શાંત મુદ્રામાં પણ ક્રૂરતાનો રંગ સ્પષ્ટ જોવામાં આવી શકે એમ હતું. શાહજાદીએ ઊઠીને તેને નમન કર્યું અને બાદશાહે તેને આશીર્વાદ આપી બાંદીને બહાર મોકલી આસનપર બેઠા પછી કહ્યું કે; -"નૂરેનજર, હું અત્યારે અહીં શા મતલબથી આવ્યો છું તે તું જાણે છે કે?" આનું શાહજાદીએ કાંઈ પણ ઉત્તર ન આપવાથી બાદશાહે પોતાના મનોગત ભાવને વ્યક્ત કરતાં કહેવા માંડ્યું કે;–"કુર્રતુલઅયન્, આમ હજી તું કુમારિકાવસ્થામાં બીજાં કેટલાંક વર્ષ ગાળવા ઇચ્છે છે, એ હું સમજી શકતો નથી. મારો હવે તને જલ્દી જ પરણાવી દેવાનો વિચાર થાય છે અને તે વિશે તારી શી ઇચ્છા છે, તે હું જાણવાને અત્યારે અહીં આવ્યો છું. તારી ઉમ્ર વીસ બાવીસ વર્ષની થઈ ગઈ છે, એટલે તું હવે કાંઈ ન્હાની નથી, એનો તારે પણ વચાર કરવો જોઇએ."

"કિબ્લેગાહ, હું આપને એકવાર નહિ, પણ અનેકવાર જણાવી ચૂકી છું કે, શાદી કરવાનો મારો વિચાર નથી. છતાં આપ જ્યારે ને ત્યારે મારાપર શાદી કરવા માટેનું આટલું બધું દબાણ શામાટે કર્યાં કરો

છો, એ હું સમજી શકતી નથી. જ્યાં સુધી મેં કોઈ પણ આડા માર્ગનો સ્વીકાર કરી આપણા ખાન્દાનના નામને દાગ લગાડવા જેવું કર્મ નથી કર્યું, ત્યાં સુધી મારી મરજીથી ખિલાફ આવું દબાણ કરવાની કશી પણ જરૂર નથી. મારા સ્વતંત્ર જીવનને પરાધીન કરવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. કૃપા કરીને હવેથી આ વાત કદાપિ ન ઉચ્ચારશો, એ જ મારી આપ મુરબ્બીનાં ચરણોમાં નમ્ર પ્રાર્થના છે." જેબુન્નિસાએ સ્પષ્ટ અનિચ્છા દર્શાવીને કહ્યું.

શાહજાદીનું આવું ઉત્તર સાંભળીને વિશેષ કાંઈ પણ ન બોલતાં બાદશાહ ઔરંગજેબ ત્યાંથી ઊઠીને પોતાના જનાનખાનામાં ચાલ્યો ગયો. અને જેબુન્નિસા પુન: ઝરૂખામાં બેસી યમુનાના જલતરંગનું કૌતુકથી અવલોકન કરી પોતાની મનોગત વ્યથાને ઘટાડવાનો યત્ન કરવા લાગી.

સૃષ્ટિનો સાધારણ ગુણ અથવા ધર્મ એ છે કે, સ્ત્રી અથવા પુરુષ જ્યારે તારુણ્યના વસંત કાળમાં આવી લાગે છે, તે વેળાએ સ્વાભાવિક જ તેમના મનમાં મદનભોગ વિલાસની ઇચ્છાનો ઉદય થાય છે. તેમાં પણ જેમને આસપાસનાં અન્ય સવ ઐહિક સાધનોની અનુકૂળતા હોય છે, તેમને તો વળી એ વિના બીજું કાંઈ દેખાતું જ નથી. આવો નિયમ હોવા છતાં અને જેબુન્નિસાને સર્વ ઐહિક સાધનોની જોઇએ તેવા અનુકૂલતા હોવા છતાં તેના મનમાં વિવાહવૈરાગ્યનો ઉદ્ભવ કેમ થયો હશે, એવો પ્રશ્ન અહીં સ્વાભાવિક જ ઉત્પન્ન થાય છે. એનાં બે કારણો હતાં. એક તો બાલ્યકાળથી જ તેનો વિદ્યાભ્યાસંગ એટલો બધો હતો કે વિદ્યાના અધ્યયનમાં નિમગ્ન રહેવાથી વિકાર આદિનું તેને સ્મરણ પણ ભાગ્યે જ કોઇવાર થતું હતું અને જો વિકારની પ્રબળતા થાય, તો પણ તેને વિવેકથી શમાવી દેવાની તેનામાં સંપૂર્ણ શક્તિ હતી. કુરાનશરીફની સમસ્ત આયતો તેને મુખોદ્ગત હતી અને ફારસી ભાષામાં તે પોતે એવી તો ઉત્કૃષ્ટ કાવ્યરચના કરતી હતી કે સારા સારા શાયરો પણ તેનાં કાવ્યોને સાંભળીને આશ્ચર્યથી ડોકું ધૂણાવતા હતા. શાહજાદીના વિદ્વત્તારૂપ કુસુમના કીર્ત્તિસૌગંધ્યનો સર્વત્ર વિસ્તાર થયો હતો અને લોકો તેને ફરિસ્તાના નામથી બોલાવતા હતા. એથી તે સમયમાં કેટલાક વિઘ્નસંતોષી લોકો એમ પણ બોલતા હતા કે;—"એની વિદ્વત્તા ઘણી આગળ વધી ગઈ છે અને પોતાની સર્વત્ર થતી પ્રશંસાને સાંભળીને એના મનમાં અભિમાન પણ આવ્યું છે, એટલામાટે પરણીને કોઇની બેગમ એટલે કે તાબેદાર થવાનું એને ગમતું નથી અને એથી જ જ્યારે ને ત્યારે એ પરણવાની ના ને ના જ પાડ્યા કરે છે." પણ તેમનો આ અભિપ્રાય યોગ્ય નહોતો. ખરું કારણ તો એ હતું કે, ઔરંગજેબે પોતાના ભાઈ

અને ભત્રીજાઓને રંજાડ્યા, માર્યા અને પાયમાલ કર્યાં, તે જોઇને આ સ્વાર્થમય સંસારમાંના સ્વાર્થાન્ધ પુરુષોપ્રતિ તેના મનમાં કાંઇક અભાવ થઈ ગયો હતો અને તેમાં પણ પ્રબળતા કરનારી એક એવી ઘટના બની કે, સાંસારિક સુખોમાંથી તેના યોગે શાહજાદીનું મન બિલ્કુલ ઊઠી ગયું. તે ઘટના એ હતી કે, ઔરંગજેબે પોતાના ભાઈ દારા શિકોહના પુત્ર સાથે તેનું સગપણ કર્યું હતું, પરંતુ પછીથી રાજપ્રપંચના કારણથી ક્રૂર ઔરંગજેબે પોતાના એ ભાવિ જામાતાનો નિર્દયતાથી વધ કરી નાખ્યો. આ ઘટનાથી જેબુન્નિસાની વૈરાગ્યશીલતા અને નિરાશાનો અવધિ થયો અને તે દિવસથી પોતાના ભાવિ પતિના મરણના શોકમાં નિમગ્ન થઈ તે નિરંતર આંસૂ વર્ષાવતી એકાંતમાં જ પોતાનો કાળ વ્યતીત કરવા લાગી. એ પછી ઔરંગજેબે જ્યારે પણ તેના લગ્નની વાત કાઢી, ત્યારે તે દૃઢ મનની અબળાએ તેમાટે ઉપર જણાવ્યા પ્રમાણે ધસીને નાની ના જ પાડી હતી. અર્થાત્ આ પ્રબળ કારણથી તેણે આજન્મ કુમારિકા–પતિવિહીન–દશામાં રહેવાનો નિશ્ચય કર્યો અને તેથી કેટલાક દ્વેષી જનો તેના વર્ત્તનની પોતાના સ્વભાવ પ્રમાણે નિંદા પણ કરવા લાગ્યા. આ નિંદાના સમાચાર વારંવાર શાહજાદીના સાંભળવામાં પણ આવતા હતા, પરંતુ નિંદાનિપુણ નિંદકોની નિંદા કે ગુણગ્રાહક હંસ પુરુષોની સ્તુતિની લેશ માત્ર પણ પરવા ન કરનારી જેબુન્નિસા પોતાના સ્વીકારેલા માર્ગમાંથી ચલિત થઈ નહિ.

શાહજાદી જેબુન્નિસાને રક્તભૂમિ દિલ્લીમાં વસવાનો પણ હવે કંટાળો આવવા લાગ્યો હતો. એટલામાં બનાવ એવો બન્યો કે, ઇ. સ. ૧૬૬૨ માં અચાનક ઔરંગજેબ માંદો થયો અને શાહી હકીમોની સલાહથી તે હવા ફેરબદલ કરવાને લાહોર ગયો. ત્યાંનાં હવા પાણી માફક આવવાથી તેની તબીયતમાં સારો સુધારો થયો અને તેથી તેણે પોતાના બધા કુટુંબને લાહોરમાં બોલાવી લીધું. અર્થાત્ જેબુન્નિસા પણ લાહોરમાં આવી.

---

## દ્વિતીય પરિચ્છેદ

### આકિલખાન

એ સમયમાં ઔરંગજેબ બાદશાહના વજીરનો પુત્ર આકિલખાન લાહોરનો સૂબેદાર હતો. એ પચ્ચીસ કે છવ્વીસ વર્ષના વયનો તરુણ આકિલખાન વિદ્વાન્, બુદ્ધિમાન્ અને સ્વરૂપવાન્ હોવાથી શાહનો પૂર્ણ કૃપાપાત્ર હતો. એના શરીરનો બાંધો અને મુખનો ઘાટ એવા તો

ચિત્તાકર્ષક હતા કે એકવાર જોતાં ફરીફરીને જોવાનું જરૂર મન થયા કરે. તેના સંભાષણમાં એવી તો મધુરતા સમાયલી હતી કે જાણે દિવસ અને રાત તેના ભાષણને સાંભળ્યા જ કરીએ. નીચેનો શેર જાણે એના માટે જ લખાયો હતો;–

"અસર લુભાનેકા' પ્યારે તેરે બયાનમેં હય;
કિસીકી આંખમેં જાદુ તેરી જબાનમેં હય।"

એ ઉપરાંત કાવ્યકળામાં પણ તે એટલો બધો પ્રવીણ હતો કે, માત્ર તેનાં કાવ્યોનું શ્રવણ કરવામાટે જ દૂર દૂરના લોકો **લાહોર**માં આવીને એકઠા થતા હતા. દિલ્લીમાં શાહના દરબારમાં જેટલી સમસ્યાઓ નીકળતી, તેટલી સર્વ તેનાપર **લાહોર** મોકલી આપવામાં આવતી અને તેમની બરાબર તે પૂર્તિ કરી મોકલતો હતો. વળી દિલ્લીના કવિઓની પૂર્તિઓ પણ **લાહોર** જતી અને તેમાંની જેબુન્નિસાની અપૂર્વ કાવ્યકૃતિઓ આકિલખાનના મનને વીંધી નાખતી હતી. એથી દીઠાવિના જ આકિલખાન જેબુન્નિસાને ચાહનાર થઈ પડ્યો હતો. તે નિરંતર શાહજાદીના નામનું જ રટન કર્યાં કરતો હતો. તે ઘણીકવાર અમુક નિમિત્ત કાઢીને દિલ્લી જવાનો વિચાર કરતો, પણ શાહીફર્માન વિના પોતાના પદ અને તેને લગતા કાર્યભારને છોડી તે ત્યાં જઈ શકતો નહોતો. સૂબેદારનો ઓહદો અને હફતહજારી મન્સબ (સાતહજારનો પગાર) તેને વિષ સમાન થઈ પડ્યા. જો પ્રભુ પાંખો આપે, તો ઉડીને પણ દિલ્લી જઈ શાહજાદીના દર્શનથી નેત્રોને પવિત્ર કરવાની તેની અભિલાષા દિન પ્રતિદિન વધતી જ ચાલી. એવામાં ઉપર જણાવ્યા પ્રમાણે અચાનક પોતાની મનોદેવી જેબુન્નિસાનું **લાહોર**માં આગમન થવાથી આકિલખાનના આનન્દનો અને હર્ષનો પરમાવધિ થયો. તેણે પ્રત્યેક મસ્જિદમાં નમાજો પઢાવી, કબરે કબરે ઘીના દીવા સળગાવી ફૂલોની ચાદરો ચઢાવી અને ગરીબોને અન્ન વસ્ત્ર આપી સંતુષ્ટ કર્યાં: પોતાના પ્રેમભાજનની પધરામણીથી તે ફૂલ્યો સમાતો નહોતો.

જેબુન્નિસાના આવતાં જ **લાહોર**માં મુશાયરા (કવિસમાજ) ની ધામધૂમનો આરંભ થઈ ગયો અને કવિતાના નાદે તે શાહજાદીને અહીં પણ ગલીએ ગલીમાં પ્રખ્યાત કરી દીધી. આકિલખાને કવિતાઓમાં પોતાની મહબ્બત વિશેના અસે મસે ઘણાક ઇશારા કર્યાં, પણ શાહજાદીએ તે ઇશારાઓને ધ્યાનમાં લીધા નહિ. એ પછી આકિલખાને બીજા પ્રયત્નો કરી જોયા અને કાગળો પણ લખ્યા, છતાં કોઈ રીતે તેની નિરાશાનો અંત ન આવ્યો. અંતે એક દિવસે નગરચર્યા જોવાના અને શાહી મહલના નકશા પ્રબંધને તપાસી જોવાના બહાનાથી જેબુન્નિ-

સાના નિવાસસ્થાન પાસે આવીને તે આસપાસ ચક્કર મારવા લાગ્યો. પોતાના એ વ્યવસાયને એ દિવસ પછી તેણે અવ્યાહત ચાલુ રાખ્યો. એક દિવસ સંધ્યાકાળ થવા આવ્યો હતો, શીતલ પવનની લહરી લાગતી હતી, સૂર્યનાં કિરણોની પ્રખરતા મંદ થઈ હતી અને ઉદ્યમની પણ મંદતા થતી જતી હતી, એવા સમયમાં પ્રેમાતુર આકિલખાન કિલ્લાની ઉત્તર બાજૂએ રાજમહાલયની નીચે પોતાની નિત્યની ભાવનાથી આંટાફેરા કરી રહ્યો હતો અને એમ ધારતો હતો કે, 'અગાસીમાં ફરતી ફરતી કદાચિત્ મારી મનોરમા મારા જોવામાં આવશે;' અને થયું પણ તેમજ. એક હિંદુજાતિની અબળા અગાસીપર ફરતી જોવામાં આવી. ત્યારે શું તે હિંદુરમણી હતી ? નહિ. લાહોરમાં આવ્યા પછી એક બે સરખે સરખા સખીઓએ શાહજાદીને એમ કહ્યું કે:–"તમો હિન્દુ અને મુસલમાન બન્નેનાં શાહજાદી છો એટલે હિન્દુ સ્ત્રીનો પોશાક પણ તમારે પહેરવો જોઇએ." શાહજાદીએ લાહોરમાં આવ્યા પછી રંગીત વસ્ત્રો પણ પહેરવા માંડ્યાં હતાં અને તેવામાં સખીઓના આવા અનુરોધથી તે જોબનના જોરમાં આવેલી મદમાતી શાહજાદીએ ચોળી, ઘાઘરો અને સાડી આદિ વસ્ત્રોના પરિધાનનો પણ આરંભ કરી દીધો. અત્યારે તેણે મેવાડની રાણીઓ જેવો પોશાક પહેર્યો હતો અને તેથી તે જેબુન્નિસા છે કે નહિ એ વિશે આકિલખાનના મનમાં સંશય થવા લાગ્યો. એવામાં શાહીમહલના બે ખાજાસરાઓની વાતચીતથી તે જાણી શક્યો કે, તે શાહજાદી જ હતી. બસ, દર્શન થતાં જ પ્રેમીનું હૃદય હાથમાંથી છટકી ગયું અને તે પોતાના બાકી બચેલા ભાનને પણ ભૂલી ગયો. અત્યાર સુધી તેના હૃદયમાં પ્રેમનો જે પાવક મંદમંદ પ્રજળ્યા કરતો હતો તે પાવકે અચાનક ગગનભેદક જ્વાળાનું સ્વરૂપ ધારણ કરી લીધું. તેના મુખમંડળમાંથી પ્રસ્વેદના બિન્દુઓ ટપકવા લાગ્યા. તેની આવી દશાને જોઈ તેની સાથેના અનુચરે ગભરાઇને પૂછ્યું કે;–"હુઝૂર, ખૈર તો છે ને ?'

ભાનભૂલ્યા પ્રેમીએ આસપાસ જોયાવિના જ બૂમ પાડીને કહ્યું કે;–"સુર્ખ પોશે બલબેઆમ નજર મીઆયદ !" ('એક રક્તવસ્ત્રધારિણી રમણી અગાસીમાં મારી દૃષ્ટિએ પડી!')

તેના આ શબ્દો તત્કાળ જઇને જેબુન્નિસાના કાનોમાં અથડાયા અને તેણે નીચે દૃષ્ટિ કરીને જોયું તો આકિલખાન એ જ શબ્દોનો વારંવાર ઉચ્ચાર કરતો અને તડપતો તેના જોવામાં આવ્યો. તે પોતાના મનમાં સમજી ગઈ કે, "મારા નયનબાણુથી ઘાયલ થએલો આ શિકાર પોતાના સાનભાનને ખોઈ બેઠો છે;" છતાં તેની હાજરજવાબ તબીય-

તથી આ સાંખી શકાયું નહિ અને તેથી જેવા આકિલખાને ઉપર્યુક્ત શબ્દોનો પુનઃ ઉચ્ચાર કર્યો કે તરત તેના જવાબમાં શાહજાદીએ જણાવ્યું કે;-"ન બજારી ન બજોરો ન બજર મીઆયદ!" (અર્થાત વિલાપ, બળ કે ધન એમાંના કોઇપણ સાધનથી તે પ્રાપ્ત થઈ શકે તેમ નથી.) આટલું બોલતાંની સાથે જ શાહજાદી જેબુન્નિસા અગાસીમાંથી દ્વિતીયાના ચંદ્ર પ્રમાણે જોતજોતાંમાં અદૃશ્ય થઈ ગઈ.

## તૃતીય પરિચ્છેદ

### પ્રેમજવાળા

શાહજાદી બોલતાં બોલી અને હટતાં હટી તો ગઈ ખરી, પરંતુ એ ક્ષણે જ પોતાના દિલને પણ તે ખોઈ બેઠી હતી, એની તેને તે વેળાએ શુદ્ધિ ન રહી. તેની અવસ્થા એવી જ થઈ હતી કે,

"હોશ જાતા રહા નિગાહકે સાથ;
સબ રુખ્સત હુવા એક આહકે સાથ!"

સત્ય પ્રેમ કદાપિ એકપક્ષીય હોતો નથી; કિન્તુ તે ઉભય પક્ષનાં મનોરૂપ મંદિરોને બાળીને જ શાંત થાય છે. જે પ્રેમ એકપક્ષીય હોય તે પ્રેમ સત્ય નથી. તેમ જ પ્રેમ પ્રથમ માશૂકના મનમાં જ પેદા થાય છે; કારણ કે, જ્યાં સૂધી દીપક પ્રકટે નહિ, ત્યાં સૂધી પતંગ પોતાના પ્રાણની આહુતિ શાનાપર આપે વારુ? અર્થાત્ શાહજાદીએ જ્યાં સૂધી આકિલખાનને જોયો નહોતો, ત્યાં સૂધી તેના કાગળ, કાવ્યમાંના ઇશારા અને અન્ય પ્રયત્નોનું તેના મનમાં કાંઇ પણ પરિણામ થઈ શકતું નહોતું; પરંતુ ચાર આંખો થતાંની સાથે જ જેબુન્નિસાની આટલા કાળની દૃઢતાપર પાણી ફરી વળ્યું. આકિલના પ્રબળ પ્રેમે અંતે પોતાનો પ્રભાવ દેખાડવા માંડ્યોઃ હૃદયમાં આટલી બધી પ્રેમજ્વાળા પ્રકટેલી હોવા છતાં પણ વિચારશીલ અને વિવેકવતી શાહજાદીએ પોતાના મનના ભાવને મનમાં જ દબાવી રાખ્યો. શું કરે? રાજમંદિર તે કાંઈ કોઇ ઘાંચી મોચીનું ઘર નહોતું કે ગમે તે આવે અને ગમે તે જાય. ચોકી પહેરા, દાસદાસી અને અંતઃપુરના સંરક્ષક હજારો ખાજાસરાઓનો કાળસમાન ભય હતો. ઔરંગજેબનું નામ તો વળી એવું ભયંકર હતું કે, તેના શ્રવણથી જ પ્રેમ સ્વપ્નવત્ ઊડી જાય. નિરુપાયવશ બન્ને જણ પોતપોતાનાં સ્થાનમાં ચાલ્યાં ગયાં, પણ હૃદયનો અદલા બદલો તો થઈ જ ગયો.

થોડા દિવસ તો બન્ને મૌન ધારી રહ્યાં; પણ બન્નેની ક્ષુધા અને નિદ્રા એવી તો જતી રહી કે, જેમ બંગાળીઓના માથાપરથી ટોપી

અને અમદાવાદીઓના પગમાંથી જોડા. આંખો તેમની રાત દિવસ આંસુઓથી ભરેલી હોવા છતાં તરસી ને તરસી જ જોવામાં આવતી હતી.

"સમઝાએ સમઝે નહીં, પલક દેત નહિ ચૈન;
નીરભરે પ્યાસે રહે, નિપટ અનોખે નૈન!"

ઉભયના મનની અભિલાષાઓએ અંતે તેમને મેળાપમાટેનો એક દરવાજો દેખાડી દીધો. શાહજાદીએ લાહોરમાં પોતાના આગમનનું એક સ્મારક બનાવવામાટેની પિતા પાસેથી અનુમતિ મેળવી અને અનારકલી નામના મોહલ્લાથી મુલ્તાન જવાના માર્ગમાં એક વિશાળ વાટિકા અને તેમાં એક ઇમારત બાંધવાનો શાહજાદીએ પોતાના મુબારક હાથે પાયો નાખ્યો. એ સ્મારકનું કામ ધમધોકાર ચાલવા માંડ્યું એવામાં જ બાદશાહે દિલ્લી તરફ પ્રયાણ કર્યું અને જેબુન્નિસાને એવી આજ્ઞા કરી કે, "તારે આ ઇમારત તૈયાર થઈ ગયા પછી દિલ્લી આવવું." અહીં તો એ જ જોઇતું'તું. 'ભાવતું'તું તે વૈદ્યે બતાવ્યું' જેવો જ ઘાટ થયો. એક દિવસ શાહજાદી પોતે ઇમારત જોવાને આવી. આકિલ તો રાત દિવસ તેના દીદારના ઇન્તેજારમાં જ રહેતો હતો, એટલે તે પણ ઝટ ત્યાં આવી પહોંચ્યો. તપાસ કરતાં જણાયું કે, બારાદરી તૈયાર થઈ ચૂકી હતી અને ઉપરનાં મકાનો હજી ચણાતાં હતાં. એટલે ઉપર જવાનો કોઈ ઉપાય જોવામાં ન આવ્યો; કારણ કે, ચારે તરફ સિપાહીઓના સખ્ત ચોકી પહેરા રાખવામાં આવ્યા હતા. આકિલખાન એક મજૂરને એક બાજૂએ લઈ ગયો અને તેને એક દુશાલો પહેરાવી તેનાં કપડાં ઉતારીને પોતે પહેરી લીધાં. આવી રીતે મજૂરનો વેશ કરી માથાપર ચૂનાનું તગારું ઉંચકી તે કોઈપણ જાતના ખટકા વગર સડસડાટ ઉપર ચઢી ગયો. જે સ્થળે કડિયાઓ કામ કરતા હતા, તેની સ્હામેના ઘરમાં જ શાહજાદી બેઠી બેઠી પોતાની સાહેલીઓ સાથે ચોસરની બાજી રમતી હતી. આકિલ ઉંચો નીચો થયો, પણ રમવામાં લીન થએલી શાહજાદીનું ધ્યાન ન આકર્ષાયું. અંતે તે ઉચ્ચ સ્વરે બોલ્યો કે;—

"મંદર તલબત ગિર્દેજહાં મીગર્દમ્" ('હું તારા શોધમાટે સમસ્ત જગત્માં ફરી રહ્યો છું!') એ પછી તેણે કડિયાને ઉદ્દેશીને કહ્યું કે;—

"ગીર ઉસ્તાદ આહક." ('મિસ્ત્રી, ચૂનો લે.') જેબુન્નિસા આ અવાજને સાંભળીને ચમકી અને ઉંચું જોઈ ઝટ બોલી કે;—"શશ, પંજ, દો, યક!" આમ કહીને તેણે તત્કાળ ચોસરની બાજીને વીંટી નાખી.

હવે તો મન રહ્યા સહ્યા ધૈર્યને પણ ત્યજી બેઠું. સખીઓપર દૃષ્ટિ નાખી તો કેવળ એક રોશન જ વિશ્વાસપાત્ર જોવામાં આવી: કારણ કે, તે

તેની સમાનવયસ્કા, ચતુરા, ભલી તેમ જ કાવ્યકાળામાં નિપુણ હતી; એટલે પ્રેમીના ઘાયલ મનપર મલમપટો લગાડવામાં તેને કાંઈ શીખવવું પડે તેમ ન હોતું. બીજીઓને કોઈ મિશથી છેટી કરી જેબુન્નિસાએ રોશનને પોતાના મનનો ભેદ ખુલ્લો કરીને જણાવી દીધો. રસિકા રોશન મનમાં સમજી ગઈ કે, પ્રેમપીડિતાને સદ્બોધનું વિષ પાવા કરતાં સંયોગની સુધા વિશેષ લાભકારક થઈ પડશે, એટલે ઉપદેશ આપવાને બદલે તેણે તેના ચિતડાના ચોરને બાંધી લાવી શાહજાદી સમક્ષ હાજર કરી દીધો. બન્ને પ્રેમી એક મસ્નદપર બેઠાં અને મનમાં દાટી રાખેલા ઘણા દિવસના ઉભરાઓને છૂટથી બહાર કાઢ્યા. એક પ્રહરનો સમય વાતચીતમાં ક્યાં ઉડી ગયો એનું કોઇને કાંઇ પણ જ્ઞાન કે ભાન રહ્યું નહિ. ભય તો સ્હામો ઉભો ઉભો આંખો ઘુરક્યા જ કરતો હતો. અંતે લાચારીએ તેમણે છૂટાં પડવું જ યોગ્ય ધાર્યું. આકિલ જવા નીકળ્યો, પણ તેને શાહજાદીએ બારણા સૂધી ગયેલો બેવાર પાછો બોલાવ્યો. છૂટાં પડતી વેળાએ લજ્જાને ત્યાગીને જેબુન્નિસાએ રોશનના દેખતાં જ બે વાર પોતાના આશકનાં ઓવારણાં લીધાં. વીસેવીસ કટકાને ફૂટતા સાંભળી શાહજાદીના સત્ય સ્નેહવિશે આકિલનો નિશ્ચય થઈ ગયો.

## ચતુર્થ પરિચ્છેદ

### વિયોગ

"ગજબ હય કહર હય યારો સિતમ જુદાઈકા;
ખુદા કિસીકો ન દિખલાય ગમ જુદાઇકા!"

નિર્દય આકાશ બે હૃદયોને મળેલાં જોઇને સદા બળતું જ રહે છે. પ્રેમ કોઈ પણ પ્રકારે ગુપ્ત રહી શકતો જ નથી. પ્રેમીઓના શત્રુની આંખોમાં કીડા પડે! તેઓ કોઈ એવી આંખો ધરાવે છે કે હૃદયના મર્મને મુખના દર્શનથી જ સમજી જાય છે. થોડા દિવસ પ્રેમના બજારની તેજી રહી. પણ તે દાઝે બળતા અદેખા દલાલોથી દેખી ન ખમાયું અને તેથી તેમણે યેન કેન પ્રકારેણ દિલ્લીમાં શાહ ઔરંગજેબના કાન સૂધી એ શાહજાદીના સ્નેહના સમાચાર પહોંચાડી દીધા.

ક્રોધાન્ધ ઔરંગજેબના કાનપર આ વાત આવતાં જ તે આગભભૂકા થઈ ગયો; પણ લોકલજ્જાને લીધે બીજું વિશેષ કાંઇપણ ન કરતાં એકદમ જેબુન્નિસાપર તરત દિલ્લી ચાલ્યા આવવાનું આજ્ઞાપત્ર પાઠવી દીધું. શાહજાદીએ શાહી પયગામને મૌતના પયગામ પ્રમાણે વાંચ્યો

અને માથે ચઢાવ્યો. બન્ને પ્રેમીઓના છેવટના મેળાપ સમયે પ્રેમનિભાવનાં વચનોની આપ લે થઈ તથા પત્રવ્યવહારના અને વિયોગના સમયમાં ન રડવાના સોગંદો ખવાયા; પણ હાય, વિરહવેદના! જેબુન્નિસાની સવારી જે વેળાએ લાહોરના દિલ્હી દરવાજામાંથી બહાર નીકળી તે વેળાએ તે ફાટતી છાતીએ રડતી અને રોશન તેના તૂટતા હૃદયનું સાંત્વન કરતી હતી, જો કે એ સમયે રોશનની આંખો પણ અશ્રુની ધારા વર્ષાવતી હતી. આગળથી જ બે ગાઉના અંતરપર જઇને આકિલખાન એકલો ઘોડાપર સવાર થઈ શાહજાદીના છેવટના દીદારમાટે માર્ગમાં ઊભો હતો. જેબુન્નિસાનો રથ ત્યાં આવી લાગ્યો, માફાનો પડદો હટયો અને તેનો મુખચંદ્ર દૃષ્ટિગોચર થયો. દુ:ખી ચકોરને દર્શન થયું ન થયું એટલામાં તો તે ચંદ્ર પાછો વાદળાંમાં છુપાઈ ગયો. આકિલ ચોધારાં આંસૂએ રોતો રિસાલાની ઉડતી ધૂળ જોવામાં આવી ત્યાં સુધી ત્યાં જ ઊભો રહ્યો. જ્યારે તે રિસાલો દૃષ્ટિની મર્યાદાથી દૂર નીકળી ગયો ત્યારે બેભાન જેવી દશામાં તેણે પોતાના ઘોડાને પાછો ફેરવ્યો, પણ તે પોતે ક્યાં જતો હતો એનું તેને જરાપણ ભાન હતું નહિ. તેનો ઘોડો જાતવંત હોવાથી તેને બરાબર ઘેર લઈ આવ્યો. જ્યારે ઘોડો ઘર પાસે આવીને ઊભો રહ્યો ત્યારે જ આકિલ શુદ્ધિમાં આવ્યો. તે પોતે નોકરના હાથમાં લગામ આપીને ઘોડાપરથી નીચે ઊતરી પડ્યો. તે અત્યારે વિરહની કેવી ભયાનક અને અસહ્ય વેદના ભોગવતો હતો, તેનું વર્ણન થવું સર્વથા અશક્ય છે.

---

## પંચમ પરિચ્છેદ

### ભાગ્યની ભયંકરતા

શાહજાદીના દિલ્હીમાં આવી પહોંચ્યા પછી બાદશાહે બીજું કાંઈ પણ ન કર્યું પણ તેનાપર એકદમ લગ્ન કરવામાટેનું દબાણ કરવા માંડ્યું. અંતે નિરુપાય થઈ જેબુન્નિસાએ હાથ જોડીને માગી લીધું કે,—"હું શાહજાદી હોવાથી જો પોતાને યોગ્ય વર શોધી લેવાની મને આજ્ઞા આપવામાં આવે, તો હું પરણવાને તૈયાર છું. ખાન્દાન ઉમરાના પુત્રોની છબીઓ જોવામાટે મને મગાવી આપો એટલે જેનાપર મારી પસંદગી ઊતરશે તેને હું ખુશીથી વરીશ."

ઇસ્લામ ધર્મમાં એવો એક નિયમ છે કે, વિવાહયોગ્ય થયેલી કન્યા પિતાની ઇચ્છાનુસાર લગ્ન ન કરતાં ઇચ્છાવરને વરવાનો અધિકાર ધરાવી શકે છે; એટલે ઔરંગજેબથી શાહજાદીની આ માગણીનો અસ્વી-

કાર કરી શકાયો નહિ. તેણે ચારે દિશામાં આણુ ફેરવી દીધી કે, 'શાહજાદીનો હાથ મેળવવાની ઇચ્છા ધરાવનાર સર્વ અહલે ઇસ્લામ અને આલીખાન્દાન નૌજવાનોએ પોતાની તસ્વીરો દરબારમાં મોકલી આપવી.' થોડા દિવસમાં જ નાના પ્રકારના તરુણોની ચિત્ર વિચિત્ર છબીઓનો મોટો ઢગલો થઈ ગયો. અંતે શાહજાદીએ પોતાના પ્રાણપ્રિય આકિલખાનના ચિત્રને જ તારવી કાઢીને શાહને દેખાડયું. બાદશાહે તે દાનાદુખ્તરની ઇચ્છા પ્રમાણે તેના મનના માન્યા પતિ સાથે પરણાવવાનો નિશ્ચય કરી હર્ષથી આકિલખાનને નીચે પ્રમાણેનું પત્ર પાઠવ્યું;

"નૂરેનજર આકિલખાન, શાહજાદી જેબુન્નિસાએ તમને ઇચ્છાપૂર્વક પસંદ કર્યા છે અને તમને પોતાના દામાદ—જમાઈ—તરીકે સ્વીકારવામાં મને પણ કશો વાંધો નથી; માટે તમારે આ આજ્ઞાપત્ર વાંચી કોઈ પણ પ્રકારની ઢીલ ન કરતાં દિલ્લી તરફ આવવા રવાના થવું. લગ્નની બન્ને તરફની સામગ્રી અને તૈયારીનો બધો ખર્ચ શાહી ખજાનામાંથી જ આપવામાં આવશે, એટલે તે વિશેની વ્યવસ્થામાં સમય વીતાડવો નહિ.

શહનશાહ ઔરંગજેબ."

એક તરફથી બાદશાહે આવા પ્રકારનું પત્ર પાઠવ્યું અને તે જાણીને બીજી તરફથી કેટલાક દુષ્ટ અને દ્વેષી શત્રુઓએ દશથી પંદર નનામાં પત્રો આકિલખાનપર રવાના કર્યાં. તે સર્વ પત્રોમાંની વિગતનો સાર એ જ હતો કે;—"શાહે તમારી તથા શાહજાદીની લાહોરમાંની છુપી મુલાકાતોનો બધો ભેદ જાણી લીધો છે અને તેથી તે કોઈ પણ પ્રકારે તમને દિલ્લીમાં બોલાવી તમારા પ્રાણ લેવાના નિશ્ચયપર આવી ચૂકયો છે; એટલામાટે જો જીવનરક્ષાની ઇચ્છા હોય, તો દિલ્લીની દિશામાં પણ પદસંચાર કરશો નહિ, એટલું જ નહિ, પણ હવે લાહોરમાં પણ વધારે દિવસ રહેવામાં તમારી નિર્ભયતા નથી. પછી તો જેવી તમારી ઇચ્છા અને જેવું તમારું ભાગ્ય.

લા૦ તમારા જેવા નરરત્નનો કપટથી નાશ ન થાય,
એમ ઇચ્છનારા તમારા શુભેચ્છક મિત્રો."

દુષ્ટ અને દ્વેષી મિત્રરૂપ શત્રુઓનો આ ઉપદેશ નિષ્કપટ અને ભોળા આકિલખાનને અક્ષરે અક્ષર સત્ય ભાસ્યો અને તેથી તેણે બાદશાહના પત્રના પ્રત્યુત્તરમાં લખી મોકલ્યું કે;—"હું જેબુન્નિસાના હસ્તનો અસ્વીકાર કરું છું, એટલું જ નહિ, પણ આજથી લાહોરની સૂબેદારીને પણ મારા નમસ્કાર છે!" આવું ઉત્તર મોકલી તે ગુપ્ત વેષથી દિલ્લીમાં આવ્યો અને ત્યાં એક ગુપ્ત સ્થાનમાં સંતાયો.

આ વાર્તા જ્યારે પ્રેમઘેલી જેબુન્નિસાના જાણવામાં આવી, તે વેળાએ તેના હોશહવાસ ગુમ થઈ ગયા અને 'આકિલ જેવા પ્રેમીએ આવી રીતે વિશ્વાસઘાત શા ઉદ્દેશથી કર્યો હશે?' એ પ્રશ્ન દિવસ અને રાત તેના મનમાં જાગ્રત રહેવા લાગ્યો. એ વાર્તા સાંભળી તે દિવસથી જ તેણે ખાન, પાન, ગાનતાન અને નિદ્રા આદિનો સર્વથા ત્યાગ કરી દીધો. એક દિવસ અચાનક મનમાં કાંઇક વિચાર આવતાં તેણે આકિલના એક મિત્ર અને આ પ્રેમવિષયના જ્ઞાતા પુરુષપર એક પત્ર પાઠવ્યું કે જેમાં નીચેના શેરનું એક ચરણ માત્ર જ લખવામાં આવ્યું હતું;—

"શનીદમ્ તર્કે ખિદમત્ કર્દ્ આકિલખાં બનાદાની?" (અર્થાત્ મેં સાંભળ્યું છે કે, આકિલખાને મૂર્ખતાથી રાજસેવાનો ત્યાગ કર્યો છે?)

જેબુન્નિસાના ભેદને જાણનાર અને તેના સુખદુઃખમાં ખરા અંતઃકરણથી ભાગ લેનાર જો કોઈ પણ હોય, તો તે માત્ર એકલી રોશન જ હતી. તે પોતાના મસ્તકને હથેળીમાં લઇને શાહજાદીનું ખાનગી કામ કરતી હતી. તે પત્ર લઇને આકિલના મિત્રને આપવા જતી હતી એટલામાં માર્ગમાં સંયોગવશ ગુપ્ત વેશધારી આકિલખાનનો જ મેળાપ થઈ ગયો. તેણે એ પત્ર વાંચીને તરત પાછળ બીજું ચરણ લખી આપ્યું કે;—

"ચિરા કારે કુનદ્ આકિલ કે બાજ઼ાયદ્ પશેમાની?" (અર્થાત્ 'બુદ્ધિમાન્ એવું કાર્ય શામાટે કરે કે જેને માટે પાછળથી પશ્ચાત્તાપ કરવો પડે?')

આટલો જવાબ લઈ જવાનું કહી પોતાનો પત્તો નિશાન આપીને તે ત્યાંથી ચાલ્યો ગયો. પણ હાયરે પ્રેમ! પ્રેમે તેનો પીછો કોઈ પણ રીતે ન છોડ્યો તે ન જ છોડ્યો. પરણવાનો તો તે અસ્વીકાર કરી જ ચૂકયો હતો, એટલે હવે બાદશાહ સમક્ષ તો જઈ શકાય તેમ હતું જ નહિ, એથી આશક માશૂક બન્નેએ ગુપ્ત રીતે મળીને પરસ્પર ઠરાવ કર્યો કે, 'ગમે તેમ થઈ જાય, પણ મળવું તો અવશ્ય; પરંતુ કોઈ પણ પ્રકારનો અપવિત્ર સંબંધ અને ધર્મવિરુદ્ધ આચાર ન કરતાં મળતાં રહેવું. સાથે ખાવું પીવું, કવિતાનો આનંદ લૂટવો અને બન્નેએ અવિવાહિત અવસ્થામાં જ પોતાનાં જીવન પૂરાં કરી નાખવાં.' પણ "મેરે મન કછુ ઔર હય, કર્તા કે કછુ ઔર!" કેટલાક દિવસ તો એમ પણ ચાલતું રહ્યું. આજે હુમાયૂનના મકબરામાં મેળાપ થયો અને પ્રહરપર્યન્ત સુખદુઃખની વાતો ચાલી; તો કાલે કુતુબમીનારપર ભેટો થયો અને કવિતાવિષયક સંવાદ ચાલ્યો. પણ એમ તે ક્યાં સુધી ચાલી શકે વારુ? ઔરંગજેબ જેવા એક રાજનીતિજ્ઞ અને કપટકળાપટુ ખેલાડી બાદશાહ આગળ એ બચ્ચાંના ખેલ જેવાં કામો કેટલાક દિવસ સુધી

છાનાં રહી શકે? નિર્દય ગુપ્તચરોદ્વારા તેમની એ ચેષ્ટાઓના બધા સમાચાર બાદશાહના જાણવામાં આવી ગયા.

---

## ષષ્ઠ પરિચ્છેદ

### અગ્નિસ્નાન

"ચાતક, પ્રીતી શીખ તું, કરિ સદ્ગુરૂ પતંગ!
ચું કે ચાં બોલે નહીં, બાળિ જીવતાં અંગ!"

એક દિવસ એ ઉભય પ્રેમી વિહંગો પુષ્પવાટિકામાં વિહાર કરી રહ્યાં હતાં. સાહેલીઓ સેલમાં હતી અને ચોકીદારો દરવાજાપર હતા, એટલામાં ગુપ્તચરોએ આકિલ અને શાહજાદીના બાગમાં હોવાના સમાચાર બાદશાહને પહોંચાડી દીધા. ઔરંગજેબ તરત પાંચસો ઘોડેસ્વાર સૈનિકો સહિત ત્યાં આવી લાગ્યો અને સૈનિકોને બાગને ચારે તરફથી ઘેરીને ઊભા રહેવાનો હુકમ ફર્માવી તેણે ધીમાં પગલાંથી શાહી બગીચામાં પ્રવેશ કર્યો. આ આફતની ખબર થોડીવાર પહેલાં જ રોશનના જાણવામાં આવવાથી તેણે તેમને ચેતવી દીધાં. પણ હવે બચાવની કોશિશ નકામી હતી; કારણ કે, ખબર ઘણી જ મોડી મળી હતી. આવા કટાકટીના પ્રસંગે બચાવનો શો ઉપાય કરવો? બાદશાહના લશ્કરથી પહેલાં ભય, લજ્જા, નિરાશા અને ચિન્તા આદિનું લશ્કર એકદમ તેમનાપર આવીને તૂટી પડ્યું. શાહનાં પગલાંનો અવાજ સંભળાવા માંડ્યો. બન્નેએ પરવરદિગારને એવી પ્રાર્થના કરી કે, "જમીનને ફાડીને આ ક્ષણે જ અમને જીવતાં ને જીવતાં જ દફનાવી દે!' પરંતુ પરવરદિગારે તેમની એ પ્રાર્થના સાંભળી નહિ અને જમીન કાંઈ ફાટી નહિ. લાચારીએ પાસે પડેલી એક ખાલી દેગમાં આકિલખાનને બેસાડી તેના મોઢાને શાહજાદીએ ઢાંકણાથી ઢાંકી દીધું. એ દેગની આસપાસ કેટલીક દેગો ચોખાની નીચે ઉતારેલી અને કેટલીક રંધાતી દાળની દેગો ચૂલાપર ચઢેલી હતી. જેબુન્નિસા જરાક દૂર જઈને ફૂલ વીણવા લાગી, તો જો કે તેના હાથમાં તો એક કળીને તોડવાની પણ શક્તિ ન હોતી.

કહારોએ પાલખીને નીચે ઉતારી અને બાદશાહે તેમાંથી ઉતરીને બધાંસાથે વાતચીત કરતાં કરતાં ગુપ્તચરો—જાસૂસો—દ્વારા ઝાડને પાંદડે પાંદડે ખોળ કરાવી; પણ આકિલખાનનો ક્યાંય પત્તો મળી શક્યો નહિ. અંતે એક બે જણને તેણે કાનમાં કાંઈક કહ્યું અને તેઓ ચારેક

સાહેલીઓને લઇને એક એકાંત સ્થળમાં ચાલ્યાં ગયા. શાહે શાહજાદીને એક પળમાત્રને માટે પણ ત્યાંથી ખસવા ન દીધી.

પેલી સાહેલીઓને દૂર લઈ જનારાઓએ ઈશ્વર જાણે કાંઈ લાલચથી, મારથી કે ધમકીથી તેમની પાસેથી સત્ય ભેદને કઢાવી શાહના કાનપર નાખી દીધો. ક્રૂર બાદશાહ શાહજાદીને વાતોમાં ને વાતોમાં દેગ પાસે લઈ ગયો. બધાં સાથે જ હતાં. તેણે એક એક દેગવિશે ચીપી ચીપીને સવાલો પૂછ્યા. જ્યારે ભાગ્યહીન આકિલવાળી દેગવિશે પૂછવામાં આવ્યું, ત્યારે શાહજાદીએ ગભરાઇને કહ્યું કેઃ–"આમાં મારા સ્નાનમાટે ગરમ કરવાનું પાણી ભરીને રાખવામાં આવ્યું છે."

કપટપટુ ઔરંગજેબે મોઢું ઠેકાણે રાખીને કહ્યું કે–"હવે સાંઝનો વખત થવા આવ્યો છે, એટલે જો મોડી ન્હાઇશ તો શરીર બગડશે; માટે એ દેગને બળતા ચૂલાપર મૂકાવી દે કે પાણી ઝટ ગરમ થઈ જાય અને તું સ્નાનકાર્યથી વહેલી જ પરવારી જાય."

જેબુન્નિસાએ એક બે વાર વાતને ઉડાવી દેવાના પ્રયત્નો કર્યાં, પણ નિર્દય અને હઠીલા ઔરંગજેબે તે બિચારીની કશીપણ ચાલાકી ચાલવા દીધી નહિ. તેણે પોતાનાં માણસોને એક ધગધગતા ચૂલાપર દેગને ચઢાવી દેવાની આજ્ઞા કરી દીધી. એ વેળાએ ધર્મસંકટમાં આવી પડેલી નિરાધાર જેબુન્નિસાએ કકળી પડીને કહ્યું કે;–"ના ના, એ દેગને ચૂલાપર ન મૂકશો!"

ઔરંગજેબે પુનઃ આજ્ઞા કરી કેઃ "એકદમ નવો ચૂલો ખોદી તેમાં પાંચ સાત મણ સૂકાં લાકડાં ભરી સળગાવી તેનાપર આ દેગ ચઢાવી શાહજાદીના સ્નાનમાટે ઝટ ગરમ પાણી તૈયાર કરો."

બાદશાહની આવી આજ્ઞા થયા પછી શી વાર હોય વારુ? જોતજોતાંમાં ચૂલો ખોદાયો, પાંચ સાત મણ લાકડાં તેમાં નખાયાં અને તેમને સળગાવી દેગને ચૂલાપર ચડાવી દેવામાં આવી. ભય અને દયાથી ફાટી જતી છાતીવાળી શાહજાદી જેબુન્નિસા લાકડાં સંકોરવાના નિમિત્તથી દેગ પાસે ગઈ. એ વેળાએ હજી ચિતાનો અગ્નિ સહજ પ્રજળ્યો હતો. તે ધીમા સ્વરથી ગદ્‌ગદ કંઠે કહેવા લાગી કે;–"મારા વ્હાલા અને જાનોજિગર આકિલખાન, આજ પવિત્ર અને સત્ય પ્રેમની પરીક્ષાનો પ્રસંગ છે. જો તું મારો સાચો આશક અને જાંનિસાર હોય અને મને દુનિયાની લાનત મલામતથી બચાવવા જ ઇચ્છતો હોય, તો આ ક્ષણે પોતાના પ્રિય પ્રાણનું બલિદાન આપવામાં જરા પણ સંકોચ કરીશ નહિ. દઢતાથી અગ્નિસ્નાન કરજે! હે મારા વદનદીપકના ભાગી પતંગ, મૌનવૃત્તિથી બળીને ભસ્મીભૂત થજે! તારા બળવા પછી હું પણ નિરંતર જીવતી હોવા છતાં બળતી જ રહીશ!"

દયામયી જેબુન્નિસાએ અંતઃકરણમાં પોતાના પ્રભુને વારંવાર પ્રાર્થના કરી કે: "આ પાષાણહૃદયના શાહને અહીંથી થોડીવારને માટે પણ દૂર કર કે જેથી હું મારા નિર્દોષ અને સત્ય પ્રેમીને અર્ધ મૃત અવસ્થામાં પણ ઉગારી શકું!" નરપિશાચ અને હઠીલો બાદશાહ કોઈ પણ રીતે ત્યાંથી ન ખસ્યો તે ન જ ખસ્યો. પણ વાહરે દૃઢ નિશ્ચયી આકિલખાન! ધન્ય છે તારી પ્રેમભાવના તથા અચલતાને કે બળીને ભસ્મીભૂત થઈ ગયો, પણ મુખમાંથી એક પણ ચીત્કારને બહાર નીકળવા ન દીધો; એટલે સૂધી કે, ચૂલાપર દેગ પણ જરાય ડગમગી નહિ!

આ દેખાવ ડૉક્ટર બર્નિયરે પોતાની નજરે જોયો હતો અને તેથી તેણે પોતાના 'પ્રવાસવૃત્ત' માં એક સ્થળે લખ્યું છે કે, "મેં મારા જીવનકાળમાં કોઈ પણ પુરુષને આવી વીરતા અને અચળતાથી પ્રાણનું બલિદાન આપતો જોયો કે સાંભળ્યો નથી!"

દયાહીન પિતાના ચાલ્યા જવા પછી નિરાશ શાહજાદીએ ઉતાવળ કરીને દેગને ચૂલાપરથી નીચે ઉતરાવી; કારણ કે, હજી તેના મનમાં એવી આશા હતી કે, દયાળુ દેવે આકિલખાન જેવા આશક સાદિકને અવશ્ય કોઈ પણ પ્રકારનું સાહાય્ય કર્યું હશે; પણ વ્યર્થ. એ કાંઈ સુધન્વાની તેલકઢાઈ કે પ્રહ્લાદનો અગ્નિસ્તંભ ન હોતો. દેગને ઉઘાડાંત જ કમકમાટ ઉપજાવનારો દેખાવ જોવામાં આવ્યો અને તેને જોતાં જ જેબુન્નિસા એક ભયાનક ચીત્કાર કરી કોમળ કેળની પેઠે શોકના આઘાતથી મૂર્ચ્છિત થઈને પૃથ્વીપર પટકાઈ પડી. એ પછી તે ઘણાક દિવસ સૂધી એવી ને એવી ચેતનહીન અવસ્થામાં રહી. જ્યારે પણ જરાક ભાન આવતું તે વેળાએ વીતેલી ઘટનાનું સ્મરણચિત્ર તેના હૃદયનેત્રસમક્ષ આવીને ઉભું રહેતું અને તેથી તે પુનઃ બેભાન થઈ જતી. કેટલોક કાળ આવી દુર્દશામાં કાપ્યા પછી ધીમે ધીમે તેની પ્રકૃતિમાં કાંઇક સુધારણા થવા લાગી. આરોગ્યને મેળવ્યા પછી પણ તે નિરંતર એકાંતમાં બેસી રડતી કકળતી કાળની કુટિલ ગતિવિશે કાંઇક લખી વાંચીને પોતાના દુઃખદ દિવસો ગાળ્યા કરતી હતી. આટઆટલું થવા છતાં પણ જ્યારે તે આકિલ તથા તેના પ્રેમને ભૂલી ન ગઇ, ત્યારે બાદશાહે તેને કારાગારમાં રાખી બંદિની બનાવીને પોતાની ક્રૂરતાનો વળી નવીન પરિચય કરાવ્યો.*

---

* કેટલાક લેખકોનો એવો અભિપ્રાય છે કે, ઔરંગજેબ વિરુદ્ધ બળવો જગાડવામાટે અપરાધી ઠરેલા શાહજાદા અકબર સાથે પત્રવ્યવહાર રાખવાથી શાહજાદીને સલીમગઢના કિલ્લામાં કેદ કરવામાં આવી હતી. ગમે તેમ હોય, પણ તે બંદિવાસમાં તો જરૂર પડી હતી; કારણ કે, કારાગૃહનાં સંકટો અને તેમાંથી પોતાને મુક્ત કરવામાટે તેણે કરેલી ઈશ્વરપ્રાર્થનાનાં કાવ્યો કેટલાંક ફારસી પુસ્તકોમાં અદ્યાપિ પ્રસ્તુત છે.

એ કારાગારમાંથી મુક્ત થવા પછી તે મરણપર્યન્ત દિલ્હીમાં ચુપચુપ એક ખૂણામાં જ બેસી રહી હતી. એ પછી શાહજાદી જેબુન્નિસાએ જલસા, મજલિસ કે કવિસમાજમાં કદાપિ પોતાની હાજરી આપી નહોતી.



## સપ્તમ પરિચ્છેદ

### સ્વર્ગવાસ

એક દિવસ જેબુન્નિસા નિત્યના નિયમ પ્રમાણે ખાનપાન કરી ઈશ્વરારાધન કરીને નિદ્રાવશ થઈ. લગભગ અર્ધ રાત્રિના સમયે તે જાગી અને અતિશય તૃષા લાગવાથી બાંદી પાસે પાણી મગાવીને પીધું. તે સાજી તાજી હતી; પણ પ્રભાતમાં સહજ જ્વરનો વિકાર દેખાયો, મધ્યાન્હે તે ઘણો જ વધી પડ્યો અને પછી તે વધતો જ ગયો. સાત દિવસ તેણે આવી સ્થિતિમાં વીતાડ્યા અને આઠમે દિવસે આ અસાર સંસારને ત્યાગી પોતાના પ્રભુ અને પ્રેમીના નામોચ્ચાર સહિત તે સાધ્વી શાહજાદી અનંત સુખધામ સ્વર્ગમાં પ્રયાણ કરી ગઈ. આ બનાવ હિજરી ૧૧૦૦ માં બન્યો.

જેબુન્નિસાના મરણ સમયે ઔરંગજેબ પદાનપુર નામક ગામમાં હતો. શાહી સવારો તેના મરણસમાચાર અને વસીયતનામાને લઇને ત્યાં પહોંચી ગયા, શાહે વસીયતનામું વાંચીને તેના શબને લાહોર મોકલી આપ્યું. શાહજાદીએ પોતાના બનાવેલા નવાનકોટ પાસેના બાગમાં પોતામાટે પ્રથમથી જ ચણાવી રાખેલા મકબરામાં પોતાના શબને દફનાવવાની તે વસીયતમાં ઇચ્છા પ્રકટ કરી હતી, એટલે તેના શબને ત્યાં જ ભૂદાહ આપવામાં આવ્યો.*



* પાશ્ચાત્ય પ્રવાસી ડૉક્ટર બર્નિયર તેમ જ અંગ્રેજ વિદ્વાનોના અભિપ્રાયને અનુસરનારા કેટલાક બંગાળી તથા ગુજરાતી લેખકોએ શાહજાદી જેબુન્નિસાને બહુ જ ચળિતચિત્ત અને વ્યભિચારિણી આલેખી છે; પરંતુ જે એક ફારસી શેર શાહજાદીના મરણસમયનો મળી આવ્યો છે, તેથી સ્પષ્ટ જણાય છે કે, તે વ્યભિચારિણી નહિ, કિન્તુ પવિત્રચરિત્રા હતી. તે શેર આ પ્રમાણે છે:-

"કસમ બાકઅબએ હાજતો આહમદે મુર્સલ;
કે પાકબાજીએ મન બાઇસે ગુનાહ મનસ્ત!"

અર્થાત્ "સૌગંદ છે તે ખુદાપાક અને તેના પયગંબર રસૂલના કે મારી પવિત્રતા જ મારા દોષોના કારણરૂપ છે."

# જમીલા અને જલીમા

અથવા

# પ્રેમની પ્રતિસ્પર્ધા

## પ્રથમ પરિચ્છેદ

### પલાયન

અહમ્મદનગરથી કેટલાક અંતરે એક સુંદર કબરસ્તાન આવેલું છે. એ કબરસ્તાનમાં સુંદર લાલ રંગના પત્થરોની બાંધેલી એક ઇમારત છે અને તેમાં તાજમહાલ પ્રમાણે થોડી ઘણી શિલ્પશાસ્ત્રીની કુશળતા દૃષ્ટિગોચર થાય છે. દૂરથી એ કબ્રસ્તાન તરફ નજર કરતાં એ એક જ ઇમારત છે, એવો જ ભાસ થાય છે; પરંતુ પાસે જઇને જોતાં એ બે ઇમારતો છે, એવો જોનારનો નિશ્ચય થઈ જાય છે. એ ઇમારતોનો ઇતિહાસ બહુ જ રહસ્યપૂર્ણ હોવાથી તે અહીં વાર્તાના રૂપમાં આપવામાં આવે છે.

દક્ષિણમાં મરેઠાઓના પ્રાબલ્યને બહુ જ વધી ગએલું જોઇને તેમના શાસનમાટે ઔરંગજેબ બાદશાહે પોતે દિલ્લીથી નીકળીને દક્ષિણમાં આવી અહમ્મદનગર વસાવીને ત્યાં જ વસવાટ કર્યો હતો અને અંતે તેનો અંત પણ ત્યાં જ થયો હતો; એથી અદ્યાપિ ઔરંગજેબની કબ્ર ત્યાં લોકોના જોવામાં આવી શકે છે. તે સમયે ઔરંગજેબ અને તેના પુત્ર બહાદુરશાહ વચ્ચે પરસ્પર અણબનાવ થએલો હતો, એ તો ઇતિહાસજ્ઞ વાચકોને નવેસરથી કહેવું પડે તેમ નથી જ. બહાદુરશાહ પોતાના પિતાના પક્ષને ત્યાગીને પોતાના સૈન્ય સહિત મરેઠાઓ સાથે જઈ મળ્યો હતો. બાદશાહની તહેનાતમાંના મુગલ સરદારો અને રાજપુત રાજાઓમાંથી કોઇની પણ તેની સાથે જવાની હિમ્મત થઈ નહોતી. બહાદુરશાહના પક્ષમાં જઈ મળવાની ઘણાકોની ઇચ્છા હતી; પણ બાદશાહની ભીતિથી તેમનાથી તેમ કરી શકાતું નહોતું. માત્ર એક જ મુગલ યુવક તેની જોડે ગયો હતો અને પછીથી તે સર્વ સુખદુઃખના પ્રસંગે તેનો સદાનો સાથી બની રહ્યા હતો. એ મુગલ યુવકનું ખરૂં નામ જો કે જલાલુદ્દીન હતું; પરંતુ તેનું મુખમંડળ અત્યંત મનોહર હોવાથી તેને સર્વ જનો દિલખુશના ઉપનામથી જ ઓળખતા હતા. તે બહાદુરશાહની મોટી બેગમની કરીમન્ નામક દાસીનો પુત્ર હતો; પરંતુ તેનામાં બહાદૂરશાહનો અતિશય પ્રેમ હોવાથી અને તેની મુખાકૃતિ

પણ તેના જેવી જ હોવાથી લોકો તેને બહાદુરશાહનો પુત્ર જ સમજતા હતા અને મોટા મોટા સરદારો પણ તેનું સારું માન જાળવતા હતા. બહાદુરશાહ સાથે જવાની કોઇની પણ છાતી થઈ નહિ; પણ એ પંદર વર્ષના વયનો તરુણ હિમ્મત રાખીને તેની સાથે જવાને તૈયાર થઈ ગયો.

જે દિવસે રાત્રે અંધકારના આશ્રયથી બહાદુરશાહ લપાઈ છુપાઇને બાદશાહની છાવણીમાંથી ન્હાસી ગયો હતો, તે રાત્રે બનેલા એક ખાસ બનાવનો અહીં અવશ્ય ઉલ્લેખ કરવો જ જોઇએ. દિલખુશે પ્રથમથી જ બહાદુરશાહની પરવાનગી મેળવી રાખી હતી અને એવો ઠરાવ થઈ ચૂક્યો હતો કે, તેણે અંધકારમાં રાત્રે છાવણીના પાછલા દરવાજા બહાર બહાદુરશાહને જઈ મળવું. ત્યાં જ તેમના માટે ચપળ અશ્વો તૈયાર રાખવાની વ્યવસ્થા પણ કરવામાં આવી હતી. જે દરવાજામાં થઇને બહાર નીકળવાનું હતું, તે દરવાજાપરના પહેરેગીરને રિશ્વત આપીને બહાદુરશાહે પોતાનો કરી લીધો હતો અને ચોરી છૂપીથી દરવાજામાંથી નીકળીને બધાને ફતેહમંદીથી પસાર કરવાનું કામ તેણે દિલખુશને સોંપ્યું હતું. દિલખુશે શાહજાદાની આજ્ઞા પ્રમાણે એ કાર્ય ચોખ્ખું તો કરી રાખ્યું હતું ખરું, પણ આજ્ઞા વિના એક વાતનો તેણે વધારો પણ કર્યો હતો. અને તે એ કે, પ્રથમ તો છાવણીમાંથી માત્ર બે પુરુષોના પલાયનની જ વ્યવસ્થા કરાયલી હતી, પરંતુ દિલખુશે પહેરેગીર સાથે ત્રણ માણસોને જવા દેવાનો કરાર કરી રાખ્યો હતો. બહાદુરશાહ પોતે એ તૃતીય વ્યક્તિ વિશે કાંઈ પણ જાણતો નહોતો. જે વેળાએ બહાદુરશાહ અને પહેરેગીરની એ વિશે વાતચીત થઈ હતી, તે વેળાએ દિલખુશ અને બહાદુરશાહ એ બેના જવામાટેનો જ નિશ્ચય કરાયો હતો, એટલે તૃતીય મનુષ્યનું નામ નીકળતાં જ પહેરેગીરે દિલખુશને પૂછ્યું કે:—"એ તૃતીય વ્યક્તિ કોણ છે વારુ? એ મનુષ્યમાટે સુલ્તાન સાહેબે મને કાંઈ-પણ હુકમ ફરમાવ્યો નથી."

દિલખુશે જરાક હસીને ઉત્તર આપ્યું કે:—"પ્રથમ એ મનુષ્યના આવવાનો નિશ્ચય નહોતો, પરંતુ હવે તેને સાથે લેવાનો સુલ્તાન સાહેબનો નક્કી વિચાર થએલો છે અને તેથી એ કાર્યમાટે તને પચ્ચીસ મોહોરો વધારે આપવાનું પણ તેમણે મને કહેલું છે."

"પણ એ તૃતીય મનુષ્ય છે કોણ?" દિલખુશના વચનમાં વિશ્વાસ ન બેસવાથી પહેરેગીરે પાછો સવાલ કર્યો.

"એ માણસ લશ્કરના સરદારોમાંનો નથી, પણ એક યુવતિ છે અને તે સુલ્તાન સાહેબની ઘણી જ માનીતી છે." દિલખુશે કહ્યું.

"ત્યારે તમે ત્રણે જણ સાથે જ જવાના છો કે?" પહેરેગીરે પૂછ્યું.

"નહિ; કારણ કે એમ કરતાં કદાચિત્ કોઈ જોઈ લે એવો સંભવ હોવાથી પ્રથમ હું જઇશ, મારા જવાપછી અડધા કલાકે સુલ્તાન સાહેબ આવશે અને ત્યાર પછી છેલ્લી તે યુવતિ નીકળશે." દિલખુશે સમજાવીને કહ્યું.

"જુઓ; હું મારી પોતાની ગર્દનપર તલ્વાર રાખીને આપનું આ કામ બજાવવાને તૈયાર થયો છું એટલે જો સુલ્તાન સાહેબ બાદશાહ થાય, તો મને સરદારી આપવી જ જોઇશે, એમ તેમને કહી રાખજો." પહેરેગીરે પ્રાર્થના કરી.

દિલખુશ તે સાધારણ પ્રહરીની આવી મહત્ત્વાકાંક્ષાને જોઇને મનમાં ને મનમાં જરાક હસ્યો અને પછી કહેવા લાગ્યો કે:–"એ માટે વારંવાર કહેવાની કશી પણ અગત્ય નથી. તમે સરદાર તો થવાના જ. વારુ, ત્યારે વ્યવસ્થા તો બધી કરી રાખી છે ને?"

"હા, બધી વ્યવસ્થા કરી રાખી છે; પણ આપ સર્વ જશો કેટલા વાગે?" પહેરેગીરે નિશ્ચયાત્મક સ્વરથી પૂછ્યું.

"બાર વાગ્યા પછી! પણ સાવધ રહેજો. આ ભેદ કોઇના જાણવામાં ન આવવો જોઇએ." દિલખુશે તાકીદ આપી.

"એ કહેવાની કોઈ પણ અગત્ય નથી; કારણ કે મારા જીવની મને હજી પરવા છે." પહેરેગીર બોલ્યો.

"વારુ, ત્યારે હું જાઉં છું." દિલખુશે કહ્યું.

દિલખુશ ત્યાંથી ચાલીને બાદશાહના તંબૂમાં આવ્યો અને ત્યાં તેણે પોતે પહેરેગીર સાથે કરેલા બંદોબસ્તની બીના બહાદુરશાહને કહી સંભળાવી. માત્ર તે તૃતીય મનુષ્યનું નામ તેણે ઉચ્ચાર્યું નહિ. શાહજાદાએ નિયમિત સમયે છાવણીના પાછલા દરવાજાપર હાજર રહેવામાટેની દિલખુશને તાકીદ કરી અને તે પોતે બીજી વ્યવસ્થા કરવા લાગ્યો.

---

## દ્વિતીય પરિચ્છેદ

### ચતુર્થ વ્યક્તિ જમીલા

અમાવાસ્યાની અંધકારમયી રાત્રિ હતી. સર્વત્ર ભીષણ અંધકારનો વિસ્તાર થએલો હતો. આકાશ મેઘાચ્છાદિત હતું. વચવચમાં વીજળીના ઝબકારા થતા હતા અને ઝંઝાવાત સમાન વાયુના ઝપાટા ચાલતા હતા. સારાંશ કે, સર્વત્ર પ્રલયકાળના આગમનનો જ ભાસ થતો હતો. એવા પ્રસંગે મરાઠા બહાદુરો છાવણીપર અવશ્ય હલ્લો કરે એવો સંભવ હોવાથી બાદશાહે છાવણીમાં સખ્ત ચોકી પહેરો

રખાવ્યો હતો. શસ્ત્રાસ્ત્રોથી સજ્જ થઇને મુસલ્માન સિપાહીઓના સમુદાયો છાવણીના બધા રસ્તાઓમાં ફરતા દેખાતા હતા. સર્વ સ્થળે પૂર્ણ વ્યવસ્થા જોવામાં આવતી હતી.

છાવણીના ઘડીયાળમાં રાતના બાર વાગવાના ટકોરા સંભળાયા અને છાવણીના પાછળના દરવાજાપરનો પહેરેગીર દરવાજાને અઢેલીને ઝોકાં ખાતો ઉભો હતો; એટલામાં ઘડીયાળનો અવાજ કાને આવતાં તે એકાએક ઝબકીને જાગ્રત થયો. એક બે ને ત્રણ એવી રીતે બાર ટકોરા તેણે ગણ્યા. ઘડીયાળનો અવાજ જોરથી વાતા વાયુના શબ્દ સાથે મળી જતો હતો. એ ક્ષણે જ માથાથી પગ સુધી એક જ વસ્ત્રમાં ઢંકાયલો કોઈ મનુષ્ય છાવણીમાંથી બહાર નીકળ્યો, એમ તેના જોવામાં આવ્યું. "એ દિલખુશ જ હોવો જોઇએ" એમ ધારીને તે કાંઈ પણ બોલ્યો નહિ.

એ પછી કેટલોક સમય વીતી ગયો અને વળી પણ તેવા જ પ્રકારનો એક બીજો પુરુષ દરવાજા તરફ આવતો તેને દેખાયો. "એ બહાદુરશાહ પોતે જ હોવો જોઇએ." એમ પહેરેગીરે ધાર્યું. તે પુરુષ દરવાજા પાસે આવ્યો અને તેને પહેરેગીરે તલ્વારની સલામી આપી. તે પુરુષ કાંઈ પણ ન બોલતાં એકદમ દરવાજામાં થઇને બહાર ચાલ્યો ગયો. તેના જવા પછી પહેરેગીર ત્રીજા માણસના આવવાની વાટ જોતો ઉભો રહ્યો. ઘણો વખત જવા છતાં કોઇને પણ આવતું ન જોઇને તે કંટાળી ગયો અને કિંચિત્ નિદ્રાનો આસ્વાદ લેવામાટે ભીંતને અઢેલીને ઉભો રહ્યો. તેનાં નેત્રોમાં નિદ્રાનું આગમન થયું. નિદ્રામાં તેને કોઈ યુવક કે યુવતિના દરવાજા બહાર નીકળવાનો ભાસ થયો. એ તૃતીય વ્યક્તિના જવા પછી તે બરાબર જાગ્રત થયો અને તે વેળાએ વળી બીજી એક અલ્પવયસ્ક બાળા દરવાજામાંથી બહાર નીકળતી તેના જોવામાં આવી. મૂળ ત્રણ મનુષ્યોના જવાનો ઠરાવ થએલો હતો, ચારનો નહિ; એનું સ્મરણ થતાં તરત તેણે દોડીને તે બાળાનો હાથ ઝાલી લીધો. બાળાએ પોતાનો હાથ છોડાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેનો તે પ્રયત્ન વ્યર્થ ગયો. એટલામાં વીજળીનો ઝબકારો થયો અને તે પ્રકાશમાં પહેરેગીરને, તે બાળા અત્યંત રૂપવતી અને બાર તેર વર્ષના વયની હોવી જોઇએ, એમ દેખાયું. 'એને મેં કયાંય પણ જોએલી હોવી જોઇએ' એવો તે પહેરેગીરને ભાસ થવાથી તેની તે સ્મૃતિ કરવા લાગ્યો; પરંતુ કાંઈ પણ તેના ધ્યાનમાં આવ્યું નહિ. પહેરેગીર પોતે જોકે કઠણ છાતીનો હતો; છતાં તે બાળાના સુંદર અને મનોહર સ્વરૂપને જોઇને તેનું મન પીગળી ગયું અને તેથી તે આદબથી તે બાળાને પૂછવા

લાગ્યો કે:–"માત્ર ત્રણ માણુસોને જવા દેવાનો જ મારી જોડે કરાર થએલો છે; તોપછી તમે ચોથાં કોણ છો?"

"હું ચોથી નથી; પણ તે ત્રણ વ્યક્તિમાંની જ એક છું." તે બાળાએ હિંમતથી જવાબ આપ્યો.

"ત્રણ માણુસોને જતાં તો હું મારી આ આંખોથી જોઈ શકયો છું એટલે તમે તે ત્રણ વ્યક્તિમાંનાં તો નથી જ." પહેરેગીરે દઢતાથી જણાવ્યું.

એ જવાબ સાંભળીને તે બાળાએ પોતાના ગળામાંથી એક બહુમૂલ્ય મોતીનો કંઠો કાઢીને પહેરેગીરના હાથમાં આપ્યો અને કહ્યું કે: બસ હવે વધારે કાંઈ પણ બોલ્યા વિના મને જવા દે."

"આ કંઠો મારા શા ઉપયોગનો વારુ? જો માથું સલામત ન રહે તો કંઠો પહેરશે કોણ?" પહેરેગીરે કંઠો પાછો આપીને માર્મિકતાથી કહ્યું.

પહેરેગીરનું એ શુષ્ક ઉત્તર સાંભળીને બાળા કાંઇક અસ્થિર અને અસ્વસ્થ થઇને કહેવા લાગી કે:–"જો; હું જવાની તો નક્કી! તું મને કદાપિ રોકી શકવાનો નથી. જો તું મને જતી અટકાવીશ, તો હું આ ક્ષણે જ પોકાર કરીને બધા સિપાહીઓને એકઠા કરીશ અને તેં રિશ્વત લઇને બહાદુરશાહને છાવણીમાંથી બહાર નીકળી જવા દીધા છે, તે વાત જાહેર કરી નાખીશ."

બાળાનાં એ વચનો સાંભળીને પહેરેગીર ભયથી થરથર કંપવા લાગ્યો અને તે બાળાના હાથને છોડી દઇને બે ચાર પગલાં પાછળ હટીને ઉભો રહ્યો. પ્રસંગ મળતાં જ તે બાળા ક્ષણના પણ અર્ધ ભાગ જેટલા સમયમાં ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ!!

તે બાળાના જવા પછી પહેરેગીર એકદમ હેબતાઈ ગયો. એ બાળા કોણ હતી, એનું હવે તેને સ્મરણ થયું અને આશ્ચર્યચકિત થતો તે મનસ્વી જ કહેવા લાગ્યો કે:–"એ બાળા તો ખાસમહાલ બેગમની દુખ્તર સુલતાના જલીમા જ હતી ને શું?"

તે રાત્રે ઔરંગજેબની છાવણીમાંથી ત્રણ માણુસો ન્હાસી ગયાં હતાં, એની પહેરેગીર વિના બીજા કોઇને પણ ખબર નહોતી. ત્રણ માણુસ ઉપરાંત એક ચતુર્થ વ્યક્તિ પણ ચાલી ગઈ હતી, એની તો તે પહેરેગીરને પણ ઓળખ નહોતી રહી. તેણે તે વ્યક્તિને ઓળખી કાઢવામાટે આખી રાત પોતાની વિચારશક્તિને પરિશ્રમ આપ્યો, પરંતુ એ વિશે તે કાંઈ પણ નિશ્ચય કરી શકયો નહિ. છેવટે તેણે એવી રીતે પોતાના મનને સમજાવ્યું કે:–"એ તો ત્રણ માણુસ જ ગયેલાં છે; ચોથાનો તો મને ખોટો ભાસ જ થયો હશે!"

સૂર્યોદય થતાં બહાદુરશાહના પલાયનની વાર્તા સાંભળતાં જ આખી છાવણીમાં મહા કોલાહલ વ્યાપી ગયો અને ઔરંગજેબના મનમાં ઘણો જ સંતાપ થવા લાગ્યો. મુસલ્માન સૈનિકો સર્વત્ર શોધ કરવા લાગ્યા; પણ બહાદુરશાહનો કયાંય પત્તો ન મળ્યો.

---

## તૃતીય પરિચ્છેદ

### પ્રેમપ્રતિસ્પર્ધા

ઔરંગજેબની સર્વથી પ્રિય બેગમ ખાસમહાલ હતી. જો કે ઔરંગજેબ સાધારણ રીતે પોતાની સ્ત્રીઓ સાથે નિષ્ઠુરતાથી જ વર્તતો હતો, પરન્તુ ખાસમહાલ બેગમ અત્યંત રૂપવતી હોવાથી તેના પ્રેમમાં તે સારી રીતે સપડાઈ ગયો હતો. ખાસમહાલની આજ્ઞાનું ઉલ્લંઘન કરવાની કોઇની પણ શક્તિ નહોતી. એ ખાસમહાલ બેગમની બે કન્યાઓ હતી અને તેઓ એક સાથે જ અવતરેલી હતી. એકનું નામ જલીમા અને બીજીનું નામ જમીલા હતું. એ બાળાઓ જેવી સુંદર બાળાઓ તે વેળાએ કોઈ પણ બાદશાહના જનાનખાનામાં નહોતી, એવી ચારે તરફ ખ્યાતિ હતી. એ ઉપરાંત એ બન્ને બહેનો દેખાવમાં એટલી બધી એકસરખી હતી, કે ખાસમહાલ બેગમ પણ કઈ જલીમા અને કઈ જમીલા, એ બરાબર ઓળખી શકતી નહોતી. બાદશાહ પોતે પોતાની એ પુત્રીઓને પ્રાણ કરતાં પણ અધિક પ્રિય માનતો હતો અને તેમના સુખમાટે પોતાનાં સર્વ સુખોનું બળિદાન આપવા તૈયાર હતો.

ઉપર વાંચકોને જે જલાલુદ્દીન અથવા દિલખુશનો પરિચય થએલો છે; તે દિલખુશ કેવળ એકલી જલીમાને દિલોજાનથી ચહાતો હતો; પણ દિલખુશના એક દિલની જમીલા અને જલીમા બન્ને ખરીદદાર હતી. તેમનો એ પ્રેમ નિર્મળ, શુદ્ધ અને નિષ્પાપ હતો. દિલખુશ અને જમીલાને વાર્તાલાપ કરતાં અને એક બીજા સાથે હસતાં રમતાં જોઇને જલીમાના હૃદયમાં અત્યંત આઘાત થતો હતો. પણ એ ઈર્ષાને તેણે છાતીમાં જ દાબી રાખી હતી અને એની બીજા કોઇને જાણ થવા દીધી નહોતી. દિલખુશે છાવણીમાંથી ન્હાસી જવામાટેનો પોતાનો નિશ્ચય જમીલાને જણાવ્યો હતો અને ચંચળ ચિત્તની જમીલાએ પણ તેની સાથે જવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. "તને છોડીને હું એક પળ માત્ર પણ જીવતી નથી રહેવાની ?" એમ જમીલાએ કહ્યું. દિલખુશ પણ હજી નાદાન છોકરો જ હતો, એટલે તેને પણ કાંઈ લાંબો વિચાર

સૂઝ્યો નહિ, અને બહાદુરશાહને એ વિશે કશું પણ ન કહેતાં તેણે છુપી રીતે જમીલાને છાવણીમાંથી સાથે લઈ જવાનો નિશ્ચય કર્યો.

જલીમાએ દિલખુશ અને જમીલાના એ મનસૂબાને છુપી રીતે જાણી લીધો હતો. એ બન્નેની જે જે વાતચીત થાય, તે સર્વ છુપાઇને સાંભળવાનો જલીમાનો નિત્યનો પરિપાઠ પડી ગયો હતો. તેમનો પરસ્પર આદરભાવ, પરસ્પર વાર્તાલાપ અને પરસ્પર પ્રેમને જોઇને જલીમાના હૃદયમાં વિષકંટક ખૂંચ્યા સમાન વેદના થયા કરતી હતી. અંતે તેની ઈર્ષા એટલી બધી વધી ગઈ કે, તેમના એ નિષ્પાપ સુખને તે જોઈ શકી નહિ અને તેથી તેમના સુખમાં અંતર પાડવામાટેની તે ઉત્કટ ઇચ્છા કરવા લાગી. એવામાં તેણે દિલખુશ અને જમીલાની ન્હાસવામાટેની મસ્લત સાંભળી લીધી. એ બન્ને સાથે જઈ સાથે રહીને સુખ ભોગવે અને પોતે માત્ર દુ:ખમાં જ દિવસ ગાળે, એ વાત જલીમાને યોગ્ય લાગી નહિ; એટલે તેણે પણ તેમની પાછળ પાછળ જવાનો નિશ્ચય કર્યો.

એ બન્ને બહેનો એક જ તંબૂમાં સૂઈ રહેતી હતી. જલીમાને ગાઢ નિદ્રાવશ થએલી જોઇને જમીલા ધીમેથી બિછાનાપરથી ઉઠી અને તે ન્હાસી જવાની તૈયારી કરવા લાગી. જમીલાના જવા પછી જલીમા પણ શય્યામાંથી ઉઠી અને અંધકારમાં જમીલાની પાછળ પાછળ કેટલાક અંતરપર ચાલવા લાગી. તે છાવણીના દ્વારમાંથી કેવી રીતે બહાર નીકળી ગઈ એ ઉપર જણાવેલું હોવાથી પુનરુક્તિ કરવાની કશી પણ અગત્ય નથી.

છાવણીના પાછળના ભાગમાં એક પર્વતમાળા વિસ્તરેલી હતી અને બે ટેકરીઓના મધ્યમાં લીલાછમ ઘાસથી ભરેલી એક ખીણ આવેલી હતી. દિલખુશે એ ખીણમાં પોતાના આવવાની વાટ જોઇને બેસવાનું જમીલાને કહ્યું હતું. એ સ્થાને તે બન્ને પ્રેમી મળવાનાં હતાં. દિલખુશે જમીલાને એ ખીણના રસ્તાથી સારી રીતે વાકિફ કરી રાખી હતી, એટલે જમીલા છાવણીમાંથી નીકળીને તરત તે ખીણ તરફ જ ચાલવા લાગી. જલીમા પણ અંધકારમાં તેની પાછળ જ હતી. બન્ને બહેનોના મનમાં પોતપોતાના વિચાર ચાલ્યા કરતા હતા. એ બાળાઓના મનમાં એવા અંધકારમાં ચાલતાં ભય ઉત્પન્ન થવો જ જોઇએ, પરંતુ બીજા વિચારની પ્રબળતા હોવાથી તેમના હૃદયમાં ભીતિને સ્થાન મળવું અશક્ય થઈ પડ્યું હતું.

નિયત સ્થાને આવતાં જ જમીલા જમીનપર બેસી ગઈ. અંધકારમાં સ્પષ્ટ દૃષ્ટિ ન પડવાથી જલીમાએ જમીલાને બેસતી જોઈ નહોતી,

એટલે તે સરળ રેષામાં જ આગળ વધવા લાગી. ચાલતાં ચાલતાં અંધારામાં જ જમીલાના શરીર સાથે અથડાઈ ને તે ધડાક દેતી કે નીચે પડી ગઈ. બન્નેએ ગભરાઇને પોકાર કર્યો. એટલામાં વીજળીનો ચમકાટ થયો અને બન્ને બહેનોએ એક બીજાને ઓળખી લીધી. જલીમાને જોતાં જ જમીલાએ પ્રથમ સવાલ કર્યો કે:–"કેમ જલીમા! તું અહીં શામાટે આવી વારુ?"

"અને તું શામાટે આવી છે વારુ?" જલીમાએ હસીને સામો સવાલ પૂછ્યો.

"એ કારણ તારાથી છુપાવી રાખવાનું કાંઈ પણ કારણ નથી. હું દિલખુશને મળવામાટે જ સર્વને ત્યાગીને અહીં આવી છું." જમીલાએ જવાબ આપ્યો.

"અને તારો તથા દિલખુશનો મેળાપ ન થાય, એટલામાટે હું સર્વસ્વનો ત્યાગ કરીને અહીં આવી છું." જલીમાએ વિકટ મુદ્રા કરીને કહ્યું–

"જલીમા! તું એ શું બોલી?" જમીલાએ આશ્ચર્યથી પૂછ્યું.

"કાંઈ નહિ." જલીમાએ કહ્યું.

"એટલે?" જમીલાએ પુનઃ પૂછ્યું.

"એટલે એજ કે, હું આજે તારો જીવ લેવાની છું! જો આ કટાર પણ હું સાથે જ લેતી આવી છું!!" એમ કહીને જલીમાએ પોતાના કમરપટામાં છુપાવી રાખેલી તીક્ષ્ણ ધારવાળી કટારને બહાર કાઢી. કટારને જોતાં જ જમીલા ગભરાઈ ગઈ અને કહેવા લાગી કે:–"જલીમા! તું આજે ગાંડી તો નથી થઈ ને? તારો મારામાં આટલો બધો પ્રેમ હોવા છતાં તું મને મારે એ ન બનવાજોગ છે!"

"મારો તારામાં જે અત્યંત અનુરાગ છે, તેટલામાટે જ હું તને મારી નાખવાની છું. જોડીયા ભાઈ કે જોડીયા બહેનોમાંથી એકનું મરણ થતાં બીજાનું જીવન ટકી નથી શકતું, એ શું તારા સાંભળવામાં નથી આવ્યું કે? એટલે કે, તને મારી નાખ્યા પછી હું તારા ગળે વળગીને અહીં જ પડી રહીશ અને અહીં જ મરી જઇશ! તું સુખ ભોગવે અને હું મારા દિવસો દુઃખમાં વીતાડું, એ બની જ કેમ શકે? તને એ યોગ્ય દેખાય છે ખરું કે?" જલીમાએ અત્યંત વિકટ હાસ્ય કરીને કહ્યું.

"ત્યારે શું તું ખરેખર મને મારી જ નાખવાની કે?" જમીલાએ ભયભીત અને ગર્ભગળિત થઇને પૂછ્યું.

"જો એમ ન હોત, તો હું અહીં આવત જ શામાટે?" જમીલાએ કહ્યું.

"ઠીક, ત્યારે જો તારી એવી જ દૃઢ ભાવના થઈ હોય, તો હવે વિલંબ ન કર, જલીમા! નહિ ને જો દિલખુશ આવી લાગશે, તો તારાથી મને મારી શકાશે નહિ. તને દુઃખમાં નાખી દઇને સુખ ભોગવવાની મારી જરાપણુ ઇચ્છા નથી." જમીલાએ પ્રાર્થના કરી.

ઉન્માદિની જલીમાએ તે ક્ષણે જ પોતાની કટાર જમીલાની છાતીમાં ભોંકી દીધી અને તે પ્રેમી બાળાએ તરત પોતાના પ્રાણ છોડી દીધા! જલીમાએ પોતાની મૃત ભગિનીનું શરીર તૃણશય્યામાં રાખ્યું, તેના ઓષ્ઠોને ચુંબન કર્યું. અને તેને આલિંગન આપીને ત્યાંજ શયન કર્યું. રાજમહાલયમાંની મૃદુશય્યામાં જેવી રીતે તેઓ નિદ્રાનો આસ્વાદ લેતી હતી, તેવી જ રીતે એ નિર્જન ખીણમાંની પાષાણુ-શિલાપર પણ તેઓ અક્ષય્ય નિદ્રાસુખમાં પડેલી દેખાતી હતી. હવે તેમના સુખનો રંગ અવિભંગ હતો!!!

---

## ચતુર્થ પરિચ્છેદ

### સ્મારક

બહાદુરશાહના છાવણી છોડીને ચાલ્યા જવાથી બાદશાહ ઔરંગજેબના અંતઃકરણમાં ઘણો જ ખેદ થયો. તેનાપર જ બાદશાહના ભવિષ્યનો સઘળો આધાર રહેલો હતો. બહાદુરશાહના હાથમાં જ સર્વ રાજ્યકાર્યભાર સોંપીને બાદશાહનો મક્કાની યાત્રાએ જવાનો મનોભાવ હતો. એ સર્વ મનના મન્સૂબા મનમાં જ રહ્યા અને તે પિતાને છોડીને ચાલ્યો ગયો; એટલું જ નહિ, પણ તેણે શત્રુનો અવતાર ધારણ કર્યો, એટલે એથી ઔરંગજેબના હૃદયમાં જે વજ્રઘાત થયો તે સર્વથા અસહ્ય જ હતો. છતાં બાદશાહ પોતે અત્યંત દૃઢ છાતીનો હોવાથી એ સર્વ દુઃખોને મૂક મુખથી સહન કરી રહ્યો. જો કે પુત્રના દુરાચરણથી તેનું હૃદય ચીરાઇને છિન્ન વિચ્છિન્ન થઈ ગયું હતું; તથાપિ એ શોકનું ચિહ્ન તેણે બહાર પ્રકટ થવા ન દીધું. અંતે જ્યારે પોતાની પ્રાણાધિક પુત્રીઓ જમીલા અને જલીમાના પલાયનની વાર્તા તેના સાંભળવામાં આવી, ત્યારે એ આઘાત સહન ન થવાથી તે મૂર્ચ્છિત થઇને ધરણીપર ઢળી પડ્યો અને તેની પ્રકૃતિમાં ઘણો જ ફેરફાર થવાથી તે શય્યાનું સેવન કરવા લાગ્યો. એ શોકના આઘાતથી તેનું પાષાણુસમાન કઠિનતમ હૃદય શતધા વિદીર્ણ થઈ ગયું. ત્રણ દિવસ સૂધી તેના સમક્ષ જવાની કોઇની પણ હિંમત ચાલી શકી નહિ.

કન્યાવિયોગની વેદનાથી ઉન્મત્ત થએલી ખાસમહાલ બેગમ દોડતી દોડતી બાદશાહ પાસે આવી અને શોકપૂર્ણ કરુણ સ્વરથી બાદ-

શાહને કહેવા લાગી કે:—"જહાંપનાહ! મારી છોકરીઓ મને પાછી લાવી આપો!" બાદશાહનો કશો પણ ઉપાય ચાલે તેમ નહોતું; કારણ કે તે છોકરીઓને શોધવાનો એક પણ ઉપાય ઔરંગજેબે બાકી રાખ્યો નહોતો. મુગલ સૈનિકો ચારે દિશામાં તે બાળાઓનો અનેક પ્રકારે શોધ કરી આવ્યા હતા; પરંતુ તેમનો કશો પણ પત્તો મળી શક્યો નહોતો.

ત્રણ દિવસ પછી બાદશાહે શય્યાનો ત્યાગ કર્યો. એટલા સમયમાં જમીલા અને જલીમાનો કાંઈક પત્તો મળ્યો હતો અને તેઓ પાછી પણ આવી હતી, એટલે કે તે ભગિનીદ્વયનાં મૃત શરીરોને ત્યાં લાવવામાં આવ્યાં હતાં! જે વેળાએ મુસલ્માન સૈનિકો પર્વત અને અરણ્યમાં ભટકતા તે બાળાઓનો શોધ કરતા ફરતા હતા, તે વેળાએ અચાનક ઉપર કહેલી ખીણમાંથી તેમનાં મૃત શરીરો તેમને મળી આવ્યાં હતાં અને તે શરીરોને તેઓ છાવણીમાં લઈ આવ્યા હતા. જમીલાના વક્ષસ્થળમાં એક કટાર ભોકાયલી હતી અને જલીમાના શરીરમાં શસ્ત્ર લાગવાનું કાંઈ પણ ચિન્હ હતું નહિ. જમીલાના ગળામાં હાથ નાખીને જલીમા તેના દેહપર પડેલી હતી અને બન્ને બહેનોના હોઠો એક સાથે મળી ગયા હતા, એવી અવસ્થામાં તે મૃત શરીરોને સિપાહીઓ બાદશાહ સમક્ષ ઉપાડી લાવ્યા. ઔરંગજેબ એ હૃદયદ્રાવક દૃશ્યને જોઇને ત્યાંનો ત્યાં જ સજ્જડ બની ગયો અને થોડીવારમાં જ મૂર્છિત થઈ ગયો.

એ બે બાળાઓના સ્મરણાર્થ—સ્મારક તરીકે જ—બાદશાહે ઉપર્યુક્ત સંયુક્ત કબ્ર બંધાવી હતી.

*   *   *   *

એ પછી ઘણા દિવસ સુધી એક ફકીર એ કબ્રોપર ફૂલ ચડાવ્યા કરતો હતો. તેના એ ક્રમને આસપાસનાં ગામોના લોકોએ કેટલાક વર્ષ પર્યંત અવ્યાહત ચાલતો જોયો હતો. જ્યારે ને ત્યારે એ બન્ને કબ્રો ફૂલોથી ઢંકાયલી જ લોકોના જોવામાં આવ્યા કરતી હતી. પરંતુ તે ફકીર કોઇવાર પણ કોઇની નજરે પડ્યો નહોતો.

એ ફકીર કોણ હોવો જોઇએ, એ ચતુર તથા મર્મજ્ઞ વાંચકોને નવેસરથી કહેવાની આવશ્યકતા નથી.

—:※※※※※:—

# હશ્મતઆરા બેગમ



પ્રસ્તુત વાર્તાનો ઈ. સ. ૧૬૬૨ ના જૂલાઈ માસની પહેલી તારીખે આરંભ થાય છે. રાત્રિના અગિયાર વાગ્યા હતા. દિલ્લીના બજારોની રૌનક ફીકી પડતી જતી હતી. ગામગપાટાને સ્થળે મૌનનો વિસ્તાર થતો જતો હતો. આવા સમયમાં એક દીર્ઘકાય અને હૃષ્ટપુષ્ટ તરુણ, નગરના એક જનશૂન્ય બજારમાં ઘણી જ બેપરવાઇથી ધીમે ધીમે આગળ અને આગળ ચાલ્યો જતો હતો. એટલામાં બીજા બે મનુષ્યો કે જેઓ સશસ્ત્ર હતા અને જેમનામાંના એકના હાથમાં એક ફાનૂસ હતું તેઓ પાછળથી આવીને તે તરુણના શરીરને લાગીને પસાર થઈ ગયા. પરંતુ જેવી તેમની દૃષ્ટિ એ હૃષ્ટપુષ્ટ નવયુવકપર પડી, તેવા જ તેઓ તરત આશ્ચર્યચકિત થઈ ગયા અને એ યુવકને આડી આંખે જોતા જોતા તથા પોતપોતામાં કાંઇક ધીમા સ્વરે વાતો કરતા આગળ વધવા લાગ્યા. તેમની આવી ચેષ્ટાને જોઇને તે હિંમતબહાદુર યુવકે સ્પષ્ટ અને ગંભીર સ્વરથી પૂછ્યું કે;–

"દોસ્તો, તમે મારામાં એવી તે શી અજાયબી જોઈ કે આમ વિસ્મયતામાં પડી ગયા? તમારી આંખો મારામાં કોઈ પ્રકારની નવીનતાને નિહાળી શકે છે કે શું?"

તરુણનો એ પ્રશ્ન સાંભળીને તે બન્ને મનુષ્યો ઊભા રહી ગયા. તેમાંના એકે એના ઉત્તરમાં જણાવ્યું કે;–"જી હા, જનાબેમન્, અમારી નજરમાં તો આપ કોઈ અજાયબ ઇન્સાન દેખાઓ છો. અમારી આંખો તમારામાં ઘણી જ નવીનતાને નિહાળી શકે છે. શું આપ મૂળ દિલ્લીના જ નિવાસી છો?"

"જી નહિ, આલીજનાબ, હું દિલ્લીનો નહિ, પણ મૂળ આગરાનો નિવાસી છું અને આજે સંધ્યાસમયે જ દિલ્લીમાં આવ્યો છું." તરુણે કહ્યું.

તેનું આ ઉત્તર સાંભળીને તે બે મનુષ્યો તે યુવકની વધારે નિકટમાં આવી લાગ્યા અને એકવાર ચારે તરફ નજર ફેરવીને બીજા મનુષ્યે મંદ સ્વરથી કહ્યું કે;–"તમે આ દિલ્લીમાં નવા સવા આવેલા અને અહીંના ભેદોથી અજ્ઞાન હોવાથી જ આટલી મોડી રાતે દિલ્લીના આ માર્ગમાં એકલા એકાટ હથિયાર વગર ફરી રહ્યા છો. તમારી આ હિંમતને જોઇને જ અમને અજાયબી થઈ હતી."

"પરંતુ દિલ્લી જેવા રાજનગરમાં આટલી રાતે શસ્ત્ર વિના અને એકલા ફરવામાં એટલો બધો ભય શાનો છે, એ મારા સમજવામાં આવી શકતું નથી." તે તરુણે આશ્ચર્યથી કહ્યું.

પ્રથમ મનુષ્યે કહ્યું કે: "આજે કેટલાક માસથી આ બજારના કોઈ પણ એક ભાગમાં એક અથવા બે મડદાં રોજ સવારમાં પડેલાં મળી આવે છે. તે મડદાંની છાતીમાં છુરાનો એક મોટો ઘા પડેલો હોય છે અને તેથી એમ અનુમાન કરવામાં આવ્યું છે કે, એ સર્વને મારવાવાળો કોઈ એક જ હત્યાકારી હોવો જોઇએ."

"એવા ઘોર અત્યાચારી પાતકીનો કાંઈ પણ પત્તો નથી મળી શકતો?" યુવકે વચ્ચે પૂછ્યું.

"બાદશાહના સિપાહી અને સરદારોએ તે પાપીને શોધી કાઢવાના અનેક પ્રયત્ન અને પરિશ્રમો કર્યાં, પણ અદ્યાપિ તેનો કાંઈ પણ પત્તો મળી શક્યો નથી અને મળવાની આશા પણ નથી. વળી વિશેષ આશ્ચર્ય તો એ છે કે, આજ સુધીમાં જેટલાં મડદાં મળી આવ્યાં છે, તે બધાં સુંદર અને હૃષ્ટપુષ્ટ તરુણોનાં જ હતાં." દીપકવાળા મનુષ્યે કહ્યું.

તેની આ વાર્ત્તા સાંભળીને તે દીર્ઘકાય તરુણે અટ્ટાટ્ટહાસનો આરંભ કરી દીધો અને હસિત મુદ્રાથી જ કહ્યું કે: "તે એ બધાનો કોઈ જાની દુસ્મન હશે અને પ્રસંગ સાધીને તેણે તે સર્વને મારી નાખ્યા હશે."

તે બન્ને પુરુષો એ અવિચારી તરુણના આવા અપ્રાસંગિક હાસ્યને જોઇને બહુ જ આશ્ચર્યમાં પડી ગયા. તે તરુણને તાકી તાકીને જોયા પછી એક પુરુષ બોલ્યો કે: "પણ જેટલા તરુણો માર્યા ગયા છે, તેમાંના માત્ર બે ત્રણ જ આ નગરના નિવાસી હતા અને બાકીના બધા તો પરદેશી જ હતા. એટલામાટે અમારો આપને એ જ ઉપદેશ છે કે, જનાબેઆલી, આપ હવે અહીંના ભ્રમણવ્યવસાયને છોડી દઇને પોતાના ઊતારામાં તશરીફ લઈ જાઓ; નહિ તો, મારે અફસોસની સાથે કહેવું પડે છે કે, આવતી કાલે સવારમાં આપની લાશ પણ આ સડકપર જ ક્યાંક પડેલી મળી આવશે."

"આહ! દિલ્લી જેવા રંગીલા શહરમાં આવ્યા છતાં પણ જો આજે હું મારી બગલને ગર્મ ન કરી શકું, તો પછી મારા જેવો બેવકૂફ દુનિયામાં મળવો મુસ્કિલ છે." તરુણે બિલ્કુલ બેપરવાઇથી જવાબ આપ્યો.

આટલું બોલીને તે નવયુવાએ પોતાના ગાંધર્વસમાન બુલંદ સ્વરથી પ્રેમરસની એક ગજલ લલકારવાનો આરંભ કરી દીધો અને તે નીચે પ્રમાણેઃ—

ગઝલ

"ચયન દમભર ન મિલા હુસ્નપે માઇલ હોકર,
મેરે બસ્મેં નહીં કમ્બખ્ત મેરા દિલ હોકર;
સર્ફ પયમાના હુવા જિસ્મ મેરા ગિલ હોકર,
લે તેરે પાસ મયેં આયા તેરે કાબિલ હોકર;
મેરે મતલબકા નહીં હય યે દિલે હુસ્નપરસ્ત,
કયું રહે પાસ મેરે આપકે કાબિલ હોકર!"

એ ગજલ ગાતો ગાતો તે, તે બે પુરુષોને પાછળ છોડીને, આગળ વધવા લાગ્યો. તે બન્ને મનુષ્યો કેટલીકવાર સુધી એ પરદેશી તરુણને જોતા ઉભા રહ્યા અને તેના અદૃશ્ય થવા પછી ઊતાવળથી પોતાના માર્ગે ચાલ્યા ગયા.

તે તરુણ પોતાના ગાનના તાનમાં ગિલ્તાન થઈ ધીમી ચાલથી આગળ ચાલ્યો જતો હતો, રાત ભીની હતી અને સર્વત્ર શાંતિનું સામાજ્ય વ્યાપેલું હતું. તરુણના તાનપલ્ટાનું બજારમાં ગુંજન થઈ રહ્યું હતું અને તેથી જાણે બજારમાંનાં બધાં મકાનો મસ્ત બનીને તાન મારતાં હોયની! એવો જ આભાસ થતો હતો. એટલામાં અચાનક કોઇએ પાછળથી આવીને તે તરુણના સ્કંધભાગપર પોતાનો હાથ રાખી દીધો. તેનું ગાયન અટકી પડ્યું અને તેણે વીજળીના વેગથી પાછળ ફરીને જોયું તો એક શ્વેત મૂર્તિ ઊભેલી તેના જોવામાં આવી.

* * * * *

તે મૂર્તિપ્રતિ આગળ વધીને તરુણે ગંભીર સ્વરથી પૂછ્યું કે: "તમે કોણ છો અને મારી પાસેથી શા કામની આશા રાખો છો?"

તરુણનો આ પ્રશ્ન સાંભળતાંની સાથે જ તે માનવમૂર્ત્તિના મસ્તકપરનું વસ્ત્ર પાછળના ભાગમાં ખસકી ગયું. તત્કાળ એક સ્ત્રીના સુંદર મુખમંડળનું દર્શન થયું અને તેણે પોતાના કોમળ અને સ્ત્રીને શોભાવનારા સ્વરથી કહ્યું કે:–"આપ તો ખરેખર કોઈ રંગીલારસીલા નૌજવાન દેખાઓ છો."

તે સ્ત્રીના આ ઉદ્ગારને સાંભળીને તે તરુણ ચમકયો, પણ તત્કાળ ચપળતાને ધારણ કરીને કહેવા લાગ્યો કે: "અંધકારમાં તમારી મુખમુદ્રા જો કે કાંઇક સુંદર દેખાય છે, પરંતુ તમારો નિર્બળ સ્વર સ્પષ્ટ કહી દે છે કે, તમારી અવસ્થા ચાળીસ વર્ષ કરતાં વધારે જ હોવી જોઇએ. હા–શું કહું કે, મારું બેતાબ દિલ માશૂકને મળવામાટે કેટલું બધું તડફડ્યા કરે છે; પણ મારા જેવા બદકિસ્મતની એવી કિસ્મત કયાંથી કે કોઈ સબ્જ્પરીની બગલમાં મને આસરો મળી શકે? એવા મૌકા તો કોઈ બખ્તાવરને જ મળી શકે છે!"

તે પ્રૌઢા સ્ત્રીએ તરુણના આવા મનોભાવને જાણીને પ્રથમ ચારે તરફ દૃષ્ટિપાત કર્યો અને ત્યારપછી તેને ઉદ્દેશીને કહ્યું કેઃ "પણ કોશિશ કરવાથી બધું બની શકે એમ છે. તમે એક ખુબસૂરત નૌજવાન છો, એટલે જો તમારી ઇચ્છા હોય, તો તમારી આ ગોરીગોરી સૂરતપર એક તો શું પણ સેંકડો પરીઓ પોતાની જાન ફિદા કરવાને તૈયાર થઈ જાય એમ છે. ઇચ્છા હોય, તો આ દુનિયામાં જ તમને જન્નતની મઝા મળી શકે તેમ છે."

"બડી બી, આ બધી ખ્વાબની જ વાતો છે! પરી તો દૂર રહી, પણ મને તો કોઈ ચુડેલ પણ આજ સૂધીમાં મળી નથી. દૂરથી તો અનેક પરીપયકરોની શકલો જોઇ, કલેજાને મસોસીને બેસી રહ્યો, કેટલીક ઘડીઓ સૂધી ઠંડા શ્વાસ ભરતો રહ્યો; પણ તમે કહો છો, તેવો મોકો ખ્વાબ વિના જાગ્રતાવસ્થામાં તો મને કદાપિ નથી મળ્યો. બડી બી, અમારા જેવા કમ્નસીબોને માટે આવા અયશ આરામ ગૈરમુમ્કિન જેવા જ છે." તરુણે નિરાશાસૂચક ઉદ્ગાર કાઢ્યા.

"આ દુનિયામાં ગૈર મુમ્કિન્ અથવા અશકય હોય એવું કાંઈ પણ નથી!" પ્રૌઢાએ કહ્યું.

"ત્યારે શું તમારી મેહરબાનીથી હું આ ફાની દુનિયામાં જ જન્નતના અયશ ભોગવવાનો મોકો મેળવી શકીશ? મારા ફ઼રિસ્તા, જલ્દી જવાબ આપો." તરુણે અતિશય આતુરતાથી પ્રાર્થના કરી.

"મેળવી શકશો, જરૂર મેળવી શકશો. આમાં ગૈરમુમ્કિન જેવું કાંઈ પણ હું જોઈ શકતી નથી." પ્રૌઢાએ આશ્વાસન આપ્યું.

"પણ તે કેવી રીતે?"

"ગુપચુપ મારી પાછળ ચાલ્યા આવો."

આ જવાબ સાંભળીને તરુણે ખોંખારો કર્યો. તેના એ ખોંખારામાં કાંઇક વિચિત્રતા સમાયલી હોવાથી તે પ્રૌઢા જરાક ચમકી અને કેટલાંક પગલાં પાછળ હટી ગઈ. નક્ષત્રોના મંદ પ્રકાશના સાહાય્યથી તેણે તે તરુણના મુખમંડળનું સૂક્ષ્મ અવલોકન કર્યું; પરંતુ તેમાં શંકા ઉત્પન્ન કરનારું કોઈ પણ ચિહ્ન તેના જોવામાં ન આવ્યું. પછી તેણે તરુણને કહ્યું કેઃ "જો આ જિન્દગીમાં જ જન્નતના અયશ ભોગવવા હોય, તો કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ગુપચુપ મારી પાછળ પાછળ ચાલ્યા આવો."

"ગુલામ ફ઼ર્માનનો તાબેદાર છે." તરુણે એમ કહીને તેની પાછળ ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં તેના મનમાં અનેક પ્રકારના તર્ક વિતર્ક થયા કરતા હતા.

*　　*　　*　　*　　*

દિલ્લીના શાહીમહલની પાછળના ભાગમાં એક વિશાળ આમ્રવૃક્ષરાજી હતી. તે આમ્રવૃક્ષરાજી એટલી બધી નિબિડ અને નિર્જન હતી કે જાણે તે કોઈ મહા અરણ્યની જ એક શાખા હોયની, એવો તેમાં પ્રવેશ કરનારને ભ્રમ થતો હતો. તે આમ્રવૃક્ષરાજીનો એક ભાગ શાહીમહલની પાછળની દીવાલ સુધી ચાલ્યો ગયો હતો. શાહીમહલની પાસેના ભાગમાં એક વિશાળ પુરાણી મસ્જિદ હતી કે જેની સફેદ દીવાલો કાળના આઘાતથી મેષ જેવી કાળી થઈ ગઈ હતી. એ મસ્જિદના અંતર્ભાગમાં કરોળીઆએ પોતાનાં જાળાં બાંધ્યાં હતાં અને છતમાં ચમગિદડિયોએ પોતાનાં ઘર બનાવ્યાં હતાં. એ મસ્જિદમાં સવાર અને સાંઝ બીજા પક્ષીઓને બદલે ચિમગિદડિયોની પાંખોના ફડફડાટના અવાજ આવ્યા કરતા હતા.

તે પ્રૌઢા અને તરુણ એ મસ્જિદમાં આવીને ઊભાં રહ્યાં. મસ્જિદમાં અંધકારનો પૂર્ણ અધિકાર વ્યાપેલો હતો. તે પ્રૌઢા સ્ત્રીએ ક્યાંકથી એક દીપક ખોળી કાઢ્યો અને તેને સળગાવીને અંધકારના સ્થાનમાં પ્રકાશનો વિસ્તાર કરી દીધો. અજ્ઞાન તરુણે તે દીપકના પ્રકાશમાં મસ્જિદની હાલતનું સારી રીતે અવલોકન કરી લીધું અને તે અવલોકનના પરિણામે તેની મુખમુદ્રામાં ગંભીર ચિન્તાની સૂક્ષ્મ છટા વ્યાપી ગઈ. તે એ ચિન્તાને ટાળવાનો આંતરિક પ્રયત્ન કરવા લાગ્યો.

પ્રૌઢા સ્ત્રીએ મસ્જિદના એક ખૂણામાં જઈને જમીનપર પગનું દબાણ કર્યું અને તેથી તત્કાળ ફર્શમાંનો એક પત્થર નીચેની બાજૂએ લટકી પડ્યો. ત્યાં એક ચોરદરવાજો જોવામાં આવ્યો. પ્રૌઢા દીપકને હાથમાં લઈને તે ચોરદરવાજામાં ઉતરી ગઈ અને તરુણને ઉદ્દેશીને બોલી કે: "તમે પણ મારી પાછળ ચાલ્યા આવો.' તરુણ કાંઈક અચકાયો અને ધીમા સ્વરથી બોલ્યો કે: "આ જહન્નમમાં જવાના માર્ગે આપણે જન્નતમાં જ જઈ પહોંચીશું, એની તમારી પાસે કાંઈ સાબેતી છે ખરી કે?"

"એની સાબેતી તમને તમારી હિંમત આપી શકે એમ છે. હિંમત ધરીને અને મારી વાતપર એતેબાર કરીને મારી પાછળ પાછળ ચાલ્યા આવો. જો એમ કરશો, તો હું તમને સાબેતી આપીશ. અને જો એમ વર્ત્તવાની ઇચ્છા ન હોય, તો જાઓ, અહીંથી જ પાછા વળી જાઓ. પણ એટલું જરૂર યાદ રાખજો કે, તમે જન્નતના દરવાજા સૂધી આવીને પાછા ફરો છો." પ્રૌઢાએ લાલચ બતાવીને કહ્યું.

પ્રૌઢાનાં આ વચનો સાંભળીને તે તરુણ કેટલીક વાર સૂધી કાંઈક વિચારમાં નિમગ્ન થયો; અને ત્યાર પછી તેણે જોરથી ખોંખારો કર્યો, અને પ્રૌઢાને સંબોધીને કહ્યું કે: "ચાલો, હું તમારી પાછળ આવવાને

તૈયાર છું.” પ્રૌઢા નીચે ઊતરવા લાગી અને તરુણ પણ તેની પાછળ જ હતો. તે ચોરદરવાજાની નીચે ઊતરવામાટેનાં પગથિયાં હતાં. જ્યારે તે તરુણ કેટલાંક પગથિયાં ઊતરી આવ્યો, ત્યારે પ્રૌઢાએ ચોરદરવાજાને અંદરથી બંધ કરી દેવાનું તેને કહ્યું. તરુણે એકવાર ઉપરના ભાગમાં દૃષ્ટિપાત કર્યો અને કિંચિત્ સ્મિત કરીને દરવાજો બંધ કરી દીધો. કેટલાક અંતર સૂધી લંબાઇ ને પગથિયાં એક લાંબી સુરંગમાં પૂરાં થઈ ગયાં. પ્રૌઢા અને તરુણ એ સુરંગમાં જ આગળ વધ્યાં જતાં હતાં. સુરંગની બનાવટ પાકી અને મજબૂત હતી. કેટલાક અંતર પછી સુરંગ ચઢાણના રૂપમાં બદલાઈ અને ત્યાર પછી પાછાં પગથિયાં દેખાયાં કે જે ઉપરના એક દરવાજાપર જઇને પૂરાં થતાં હતાં.

પગથિયાંપર ચઢીને પ્રૌઢાએ દરવાજાને ખખડાવ્યો, તે ઊઘડી ગયો અને તેમાં પ્રૌઢા તથા તરુણ બન્નેએ પ્રવેશ કર્યો.

તરુણે પોતાને એક ન્હાનકડી સાદી કોટડીમાં ઊભેલો જોયો. એ કોટડીની દીવાલોના ઉપરના ભાગમાં મોટા મોટા ઝરૂખા હતા અને તેમાં થઇને મધ્ય રાત્રિનો સ્વચ્છ તથા શીતલ વાયુ અંદર આવ્યા કરતો હતો. એ કોટડીમાં એક ભયાનક અને હટ્ટોકટ્ટો હબશી ઉભેલો હતો. જે દરવાજામાંથી તે તરુણ કોટડીમાં દાખલ થયો હતો, તે દરવાજાની બરાબર સ્હામે જ એક બીજો દરવાજો હતો. કોટડીના મધ્યભાગને ઓળંગી તે બીજા દરવાજા સૂધી પહોંચીને પ્રૌઢાએ તે દરવાજો ઉઘાડી નાખ્યો. દરવાજાના આંતરિક ભાગમાં બારીક અતલસનો એક પડદો પડેલો હતો અને તેને ભેદીને પ્રકાશનાં કિરણો કોટડીમાં આવી પડતાં હતાં. એ પડદાના એક ભાગમાં પોતાના મસ્તકને અંદર સરકાવીને પ્રૌઢાએ કહ્યું કે: “નૌજવાન હાજ઼િર છે.” ત્યાર પછી તરુણતરફ ફરીને તે બોલી કે: તમારી હિમતે તમને જન્નતમાં પહોંચાડી દીધા છે. બે કદમ આગળ વધો એટલે તમે પોતાને બાગે બિહિસ્તમાં ઊભેલા જોઈ શકશો! ખુબસૂરત જવાન, આ ઓરડામાં જાઓ.”

આટલું કહીને તે પ્રૌઢા ત્યાંથી અદૃશ્ય થઈ ગઈ. તરુણ આગળ વધ્યો અને ઓરડામાં દાખલ થયો. ખરેખર એ વેળાએ તે નંદનવનના મધ્ય ભાગમાં જ ઊભો હતો. ત્યાંની પ્રભાને જોઇને તેનાં નેત્રો અંજાઈ ગયાં.

* * * * *

હા—! તે નવયુવક અત્યારે નંદનવનના મધ્ય ભાગમાં જ ઊભો હતો. તેણે એક એવા ઓરડામાં પોતાને ઊભેલો જોયો કે જેની દીવાલોપર મીનાકારી કરવામાં આવી હતી અને તેમાં બેશુમાર બહુમૂલ્ય

જવાહિરાત પણ જડેલાં હતાં. છતમાં પણ એવા જ પ્રકારની કારીગરી જોવામાં આવતી હતી. છતમાં રેશમી દોરીઓના આધારે લટકાવેલાં નાના પ્રકારનાં બિલ્લૂરી ઝાડ અને ફાનૂસમાં કપૂરીદીવા બળી રહ્યા હતા અને તેમનો કોમળ તથા શીતલ પ્રકાશ દીવાનખાનામાં પ્રસરી ગયો હતો. એમના સુગંધથી વાયુ પણ સુગંધિત થયો હતો. દીવાનખાનાના ફર્શપર કારચોબી કારીગરીનો એવો તો વિશાળ અને કોમળ મખમલી ગાલીચો બિછાવેલો હતો કે પગ ઉપાડ્યા પછી પગનું નિશાન સુદ્ધાં પણ તેમાં દેખાતું નહોતું. દીવાલોમાં મોટા મોટા તખ્તા (દર્પણો) લગાડેલા હતા, ખૂણામાં મોટા મોટા જડાઉ ગુલદસ્તા જોવામાં આવતા હતા અને ચાર દીવાલોના ચાર મધ્ય ભાગોમાં ચાર મોટી મોટી અલમારીઓ ગોઠવી રાખી હતી, અને તેમનાપર શરાબ તથા શરબતના શીશા વ્યવસ્થાપૂર્વક રાખેલા હતા. એ દીવાનખાનામાં એક સ્થળે પલંગ હતો અને તેનાપર મખમલનાં ગદેલાં તથા ઝાલરમાં મોતી પરોવેલી રેશમી ચાદર જોવામાં આવતી હતી. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, એ દીવાનખાનું અને દીવાનખાનામાંની સર્વ વસ્તુઓ સાનંદાશ્ચર્ય ઉત્પન્ન કરાવનારી હતી અને અત્યારે ત્યાંના દિવસ સમાન રાત્રિદીપકના પ્રકાશમાં તે સર્વ વસ્તુઓ અપૂર્વ ચમકાટનું દર્શન કરાવી રહી હતી. પણ શું માત્ર આ ઉત્તમોત્તમ વસ્તુઓના યોગે જ આપણે એ સ્થાનને બિહિસ્ત (સ્વર્ગ)-ના નામથી ઓળખી શકીએ કે? નહિ. ખરી રીતે એ નામની સાર્થકતા કરનારી એક પરીપયકર નારી પણ ત્યાં હાજર હતી. સૌન્દર્યસરિતા, લાવણ્યખનિ, રૂપરંભા, રતિની પ્રતિમૂર્ત્તિ અને ધવલતાના ભંડારરૂપ એક લલના ત્યાં બેઠી હતી. તે તરુણ કામિનીનું કદ બૂટા સમાન, ચહેરો ગોળ અને ગુલાબી, ગર્દન સુરાહીદાર, સ્તનો ગોળ અને ઉન્નત, કમર પાતળી, જંઘાઓ ભરેલી, પિંડલિયો ચમકીલી અને પગ ન્હાના તથા સ્વચ્છ હતા. તેના અલંકારોનું ભિન્ન ભિન્ન વર્ણન થવું અશક્ય છે; કારણ કે, તે નાના પ્રકારનાં રત્નોની નદીમાં જ ડૂબેલી હતી. તેનાં વસ્ત્રોના ઉલ્લેખમાં એટલું કહેવું જ સંપૂર્ણ છે કે, તે વસ્ત્રો તે રત્નજડિત અલંકાર અને તે કામિનીના ઉભરાતા નવયૌવનોન્મત્ત શરીરને શોભાવે તેવાં જ ઉત્કૃષ્ટ હતાં.

તે હુસ્નઆરા નાજ઼નીન એક જડાઉ કુરસીપર બેઠી બેઠી તે નવયુવકના યૌવનમદ ભરેલા મુખમંડળને નિહાળી રહી હતી. તરુણે પણ બીજી વસ્તુઓના અવલોકનમાંથી પોતાની દૃષ્ટિને વાળીને એ મદનમોહિનીને નિહાળવાનો આરંભ કર્યો. બન્નેની ચાર આંખો થઈ. કામિ-

નીનાં નેત્રોમાં મસ્તીની ચમક હતી અને તરુણનાં લોચનોમાં તે પદાર્થનો ચમકાટ હતો કે જેને લોકો, 'ખેદ' ના નામથી ઓળખે છે.

લલનાએ ઊઠીને એક બાંકી અદાથી તરુણનો હાથ પકડી લીધો અને કહ્યું કે: "આજે મારાં અહોભાગ્ય કે આપ જેવા સુંદર અને સુસ્વરૂપ તરુણ નર સાથે મારો પરિચય થયો. પાતળિયા, પલંગે પધારો; આજની રાત આપણે અયશ આરામમાં વીતાડીએ અને કરી શકાય તેટલા પ્રમાણમાં જીવનનું સાર્થક્ય કરીએ!"

યુવકે પણ મસ્તીમાં આવીને ઉદ્દગાર કાઢ્યા કે:—

"જાન ખોએં નજાતકે ગમમેં;
અયસી જન્નત ગઈ જહન્નમમેં;
જીતેજી ખુલ્દકા મજા હય યહાં,
ફાસલા ક્યા હય હૂરમેં હમમેં?"

તે ચપલા તરુણને સાથે લઇને પલંગપર બેઠી. પાસેજ મેજપર શરાબના શીશા અને જામ પડેલા હતા તેમ જ નાસ્તાની કેટલીક વસ્તુઓ પણ હાજર હતી. તરુણીએ શરાબનો એક જામ ભરીને તરુણને આપ્યો. એ પછી શરમ છૂટતાં શરાબનો દોર વધવા લાગ્યો અને શરાબ, પીનારાઓના શરીરમાં, પોતાનો રંગ પણ ચમકાવવા લાગી. પણ એનો નિર્ણય થવો કઠિન હતો કે, શરાબે પોતાનો રંગ એકના શરીરમાં ચમકાવ્યો કે બન્નેના? કારણ કે, યૌવનમદમાતી સુંદરીના હસ્તે મળતી મદિરા તે તરુણ ઘણા જ થોડા પ્રમાણમાં પીતો હતો કિંવા બિલ્કુલ પીતો નહોતો, એ જાણી શકાતું નહોતું. એ પછીના દૃશ્યનું વર્ણન કરીને અમે અમારી લેખિનીને ભ્રષ્ટ કરવા નથી ઇચ્છતા! કલ્પનાદ્વારા જ એ પ્રકારને જાણી લેવાની વાંચકોને નમ્ર પ્રાર્થના કરવામાં આવે છે.

* * * * *

ઉષ:કાળ થઈ ચૂક્યો હતો. સ્વર્ગની પર્યંકશય્યામાં તે તરુણ નયનો મીચીને સુતો હતો. તે તરુણી યોગ્ય પ્રસંગ જાણીને તેના પડખામાંથી ઊઠી અને ઓસીકાતળેથી એક લાંબો અને તીખી ધારવાળો છરો કાઢીને તેને તેણે પોતાની મુઠીમાં દૃઢતાથી પકડી લીધો. આ ક્ષણે તેની સૌમ્ય અને મનોહર મુખમુદ્રા મહાભયંકર દેખાતી હતી. જે તરુણના પ્રથમ મિલનપ્રસંગે દેવી સમાન દેખાઈ હતી, તેણે અત્યારે ભયાનક રાક્ષસીનો અવતાર ધારણ કરી લીધો હતો. તેણે ચપળતાથી છરાને હવામાં ઊંચો ઉપાડ્યો અને તે નિદ્રિત તરુણની છાતીમાં ભોકવાની તૈયારી કરી. એક નિમેષમાત્રમાં જ છરો તે તરુણની છાતીમાં પેસી

ગયો હોત, પણ એ ક્ષણે જ તેણે આંખો ઉઘાડી નાખી અને તે પિશાચિકાને બળથી પલંગની નીચે પછાડી નાખી. તે ભયંકર ભામિનીના હાથમાંથી છરો છૂટી ગયો અને ભયંકર ચીતકાર કરીને તે પલંગની નીચે પટકાઈ પડી. તેને આવી રીતે જેર થએલી જોઈ સિંહ સમાન છલંગ મારીને તરુણે તે છરાને તરત ઉપાડી લીધો અને ધિક્કારદર્શક સ્વરથી તે તરુણીને કહ્યું કે: "ઓ બેહયા, બેસવા, બાજારી, આજે તારો બધો ભેદ ખુલ્લો થઈ ગયો. આટલા બધા તરુણ પુરુષોનાં ખૂન કરનારી જલ્લાદ કાતિલા તું જ છે. હું આ ભેદને જાણવામાટે જ ખાસ અહીં આવ્યો હતો. એ જ કારણથી મેં શરાબ પીધી ન હોતી અને હું નિદ્રાને આધીન પણ નહોતો થયો. સૂતો જાગતો હું તારી બધી કપટચેષ્ટાઓને જોયા કરતો હતો. હવે તું મારા હાથમાંથી છટકીને ક્યાં જવાની છે?"

તે પાપિનીએ આ સર્વ આક્ષેપોનું કાંઈ પણ ઉત્તર ન આપતાં એક ભયાનક ચીત્કાર કર્યો અને તેની સાથે જ ચાર જડાઉ અલમારીઓ પાસેના ચાર ચોર દરવાજા ખુલી ગયા અને તેમાંથી ચાર પહાડી કદના જવાન હબ્શીઓ હાથમાં નાગી તલ્વારો લઇને બહાર નીકળી આવ્યા. તે તરુણે તેમને જોતાં જ જોરથી ખોંખારો કર્યો. એ તે જ વિચિત્ર ખોંખારો હતો કે જેને પેલી પ્રૌઢા માર્ગમાં બે વાર સાંભળી ચૂકી હતી. એ પછી પોતાનાં વસ્ત્રોની નીચેથી એક લાંબી તલ્વારને બહાર કાઢી તે તરુણે હબ્શીઓપર ઉગામી; હબ્શીઓ જાન આપવાને તૈયાર થઈ ઊભેલા હોવાથી તરુણના શરીરપર તૂટી પડવાની અણીપર હતા, એટલામાં તે તરુણે પોતાના ચહેરાપરના બનાવટી ચેહરાને અને માથાપરના બનાવટી વાળોને ઉતારીને દૂર ફેંકી દીધા, અને ભીષણ સ્વરથી ગર્જના કરીને કહ્યું કે;-

"હરામજાદાઓ, આંખો ઉઘાડીને જુઓ કે હું કોણ છું? કેમ કાંઈ ઓળખાણ પડે છે કે વધારે ઓળખાણ આપું?"

એ જ ક્ષણે કેટલાક આશ્ચર્યજનક ધ્વનિઓથી અચાનક ઓરડો ગાજી ઊઠયો. તે હબ્શીઓ ઓળખી ગયા કે, તે તરુણ બીજો કોઈ નહિ, પણ બાદશાહ ઔરંગઝેબ પોતે જ હતો. એ પછી શાહનશાહના ખોંખારાનું પરિણામ પણ પ્રત્યક્ષ જોવામાં આવ્યું. વીસ હથિયારબંધ જવાનો કે જેઓ બજારમાંથી જ છુપી છુપીને શાહની પાછળ ચાલ્યા આવતા હતા, તેઓ દરવાજાને તોડીને અંદર પેસી આવ્યા અને તેમણે આલમગીરના ફર્માનથી તે પ્રૌઢા દલ્લાલા શયતાનની ખાલા, દરવાજો ખોલનાર હબ્શી અને આ ચાર હબ્શીઓને એકદમ ગિરફતાર

કરી લીધા. એ બધા કાર્યક્રમની સમાપ્તિ થયા પછી બાદશાહ તે પરી-સૂરત, પરંતુ શયતાંખુસ્લત ઔરત, નૌજવાન નાઝનીને ઉદ્દેશીને કહેવા લાગ્યો:–

"મલકા હુસ્મતઆરા, મહલના ચોર દરવાજામાંથી આ ઓરડામાં આવીને તું પોતાની મદનજ્વાળાને શાંત કરતી હતી અને પોતાની આ નિર્લજ્જતાપર આચ્છાદન નાખવાને જેમની સાથે આખી રાત અયશોઇશરતમાં વીતાડતી હતી તેમને જ પરોઢિયામાં નિર્દયતાથી મારી નાખતી હતી. એ પછી તે નૌજવાનોની લાશોને આ હબ્શીઓ માર્ફત બાજાર, ખંડિયેર અથવા વીરાન જગ્યામાં ફૂંકાવતી હતી. પણ દિલ્લીની વબા, આજે તારો અને તારા નીચ સાથીઓનો ખાતમો થાય છે."

આમ બોલીને શહનશાહે પોતાના સિપાહીઓને કાંઇક ઇશારત કરી. ઇશારતને જોતાં જ તેમનામાંનો એક સિપાહી મ્યાનમાંથી તલ્વાર ખેંચીને મલકા હુસ્મતઆરા તરફ વધ્યો. બાદશાહે એ ક્ષણે પોતાનું મુખ બીજી દિશામાં ફેરવી દીધું હતું. એક ઔરતનો ચીત્કાર અને તેની સાથે તલ્વારના ઝટકાનો અવાજ તેના સાંભળવામાં આવ્યો. શાહે મુખ ફેરવીને જોયું તો ત્યાંની જમીનપર મલકાના શરીરના બે કટકા પડ્યા હતા–મસ્તક અને ધડ.

પેલી દલ્લાલા અને હબ્શીઓને પણ મલકાની સેવામાટે જહન્નમમાં રવાના કરી દેવામાં આવ્યાં. એ ઘટના પછી એ બિહિસ્ત (?) ના બધી તરફના દરવાજાને બંધ કરાવીને આલમપનાહ આલમગીર બાદશાહે તે બદખ્સ્લત મલકા અને તેનાં બદમાશ સાથીઓનાં નામોને આ દુનિયામાંથી હમેશને માટે નાબૂદ કરી નાખ્યાં.



# જીનતમહાલ બેગમ

## પ્રથમ પરિચ્છેદ

### મુલાકાત

જોકે આષાઢ માસ હતો, છતાં ઉષ્ણુતાનું બળ વિશેષ નહોતું. સૂર્ય અસ્તંગત થવાની તૈયારીમાં હતો. થોડીવાર પહેલાં જ વર્ષાદનું ઝાપટું પડી ગયું હતું, પણ અત્યારે આકાશ સ્વચ્છ હતું. વાયુની મંદ મંદ લહરીઓ ચાલ્યા કરતી હતી. એવા સમયમાં એક નવયુવક, લશ્કરી પોશાક પહેરી અરબી ઘોડાપર સ્વાર થઇને કુદસિયાબાગ તરફ જવાને દિલ્લીના રાજમાર્ગમાં ચાલ્યો જતો હતો. સમીપમાં એક મોટી ઇમારત

હતી, તે ઇમારતની નીચે તે આવી લાગ્યો. ત્યાં કોણ જાણે શી વસ્તુ તેના જોવામાં આવી કે જેની ઉપર તેની નજર બંધાઈ ગઈ. થોડી વાર પછી તેણે આંખોને નીચી નમાવી લીધી અને ઘોડાની પાછળ પોતાનો નોકર ચાલ્યો આવતો હતો તેને પૂછ્યું કે: "હરિહર,, આ કોનું મકાન છે, એ તું જાણે છે કે?"

"આ મકાન રાય સંસારચંદનું છે. આપના પિતાશ્રીના સમયમાં તેઓ આપણે ત્યાં ઘણીવાર આવતા હતા."

એ ક્ષણે તે નવયુવકનું મન ચંચળ બની ગયું હતું અને તેની છાતી ઉછળ્યા કરતી હતી. તે કાંઇક વિચાર કરવા લાગ્યો, પણ એટલામાં તે ભવ્ય ભવનમાંથી કોઇને બહાર નીકળતું જોઇને ઘોડાને એડી લગાવી અને પોતાના માર્ગમાં આગળ વધ્યો. તે આવી રીતે ચાલ્યો જતો હતો, એટલામાં એકતરફથી એક યૂરોપીયન્ યુવતિ આવતી તેના જોવામાં આવી. તે આંગ્લ યુવતિએ તે યુવકને આંગ્લભાષાભિજ્ઞ જાણીને આગળ વધી પ્રશ્ન કર્યો કે:—"આ રસ્તો કયાં સુધી ગએલો છે વારુ?"

"કુદસિયા બાગ સુધી."

"શું આપ અહીં દિલ્લીમાં સૈલ કરવા આવ્યા છો?"

"જી, નહિ; હું અહીંનો જ નિવાસી છું."

"મને એમ લાગે છે કે, કદાચિત્ મુંબઇમાં મેં આપને જોયા છે! આપ કોઈવાર મુંબઇમાં હતા ખરા કે?"

"હું મુંબઇમાં ઘણા દિવસ રહેલો છું."

"આપ લશ્કરી પોશાકમાં ઘણા જ સારા દેખાઓ છો."

"આપને મારા પોશાકથી સંતોપ થએલો જાણી મને પણ સંતોષ થાય છે." એ પ્રમાણે જવાબ આપીને નવયુવક મનમાં આશ્ચર્યસહિત વિચાર કરવા લાગ્યો કે: "પ્રથમની મુલાકાતમાં જ આવી રીતે સંકોચ વિના વાર્ત્તાલાપ કરનારી આ આંગ્લ યુવતિ કોણ હશે વારુ? પહેલી મુલાકાતમાં જ આટલી હદ સુધી મર્યાદાનો ત્યાગ કરવો, એ આંગ્લ સભ્યતાથી સર્વથા વિરુદ્ધ છે, એનું એને જરાપણ ભાન નહિ હોય કે શું!"

તેને આવી રીતે વિચારમગ્ન જોઇને યુવતિએ પૂછ્યું કે: "કેમ શા વિચારમાં પડી ગયા છો?"

"વિચાર તો બીજો કાંઈ નથી. જેવી રીતે આ લશ્કરી પોશાકમાં હું આપને ઘણો જ શોભાયમાન દેખાઉં છું; તેવી જ રીતે મારો પણ આપ વિશે એજ અભિપ્રાય છે કે, આપના જેવું લાવણ્ય ભાગ્યે જ હજારમાંની એક સુંદરી ધરાવતી હશે! વળી આપના સંભાષણની મધુ-

રતા અને મળતાવડો સ્વભાવ જોઇને તો હું દિગ્મૂઢ જ બની ગયો છું. સુવર્ણ અને સુગંધનો સંયોગ તે આનું જ નામ!"

"આપની મુલાકાતથી આજે મને ઘણો જ આનંદ થયો છે. હં, પણ એ તો કહો કે, આપ અત્યારે ક્યાં જાઓ છો?"

"હું સફર કરવા જ નીકળ્યો છું."

"હું પણ હવા ખાવાને જ બહાર નીકળેલી છું. આપનું નામ?"

"શરચ્ચંદ્ર; અને આપનું નામ?"

"મિસ્ રોઝ્!"

"ખરેખર આપ તો એક રોઝ્ જ છો." નવયુવકે કિંચિત્ હાસ્ય સહિત એ વાક્ય ઉચ્ચાર્યું.

"થૅંક્સ્!"

"આપે પોતાને મિસ્ તરીકે ઓળખાવ્યાં, એથી જણાય છે કે, આપ અદ્યાપિ કુમારિકા છો."

"જી હા–હું કુમારિકા છું. પણ આપનાં લગ્ન થઈ ગયાં છે કે શું?"

અહીં શરચ્ચંદ્ર થોડીવારને માટે ચુપ થઈ ગયો. તેની છાતી ધડકવા લાગી. એક વિશિષ્ટ કલ્પનાએ તેના હૃદયની અવસ્થાને સર્વથા ફેરવી નાખી અને તેનું હૃદય પુલકિત થવા લાગ્યું. તો પણ મનને કઠિન કરીને તેણે કહ્યું કે:–"જી, હજી મારાં લગ્ન નથી થયાં."

"હું જાણી નથી શકતી કે, આપણો આમ એકાએક આટલો બધો નિ:સંકોચ સ્નેહસંબંધ કેમ થઈ ગયો!"

"ત્યારે હું કોઇવાર આપને ત્યાં આવી શકું એમ છે? કાંઈ હરકત તો નથી?"

"ઘણી ખુશીથી પધારજો. આપના પધારવાથી મને ઘણી જ પ્રસન્નતા થશે. લ્યો, આ મારો પત્તો છે." એમ કહી પોતાના નામનો કાર્ડ આપી તે આંગ્લ યુવતિ ત્યાંથી ચાલતી થઈ અને શરચ્ચંદ્ર પણ રવાના થઈ ગયો.

---

## દ્વિતીય પરિચ્છેદ

### ચિત્તચાંચલ્ય

જે ભવ્ય ભવનની નીચેથી શરચ્ચંદ્ર હમણાં જ પસાર થયો હતો અને જેના વિશે તેણે પોતાના અનુચરને પ્રશ્ન કર્યો હતો, તે ભવ્ય ભવનમાં જ અત્યારે આપણે પ્રવેશ કરવાનો છે. નાના પ્રકારની સુંદર વસ્તુઓથી શૃંગારેલા એક દીવાનખાનામાં એક સુંદર બાળા મખમલની

મઢેલા કોમળ કોચપર બેઠી હતી અને સામેની બારી ખુલ્લી હતી. તે સુંદરીના સ્વરૂપનું યથાર્થ વર્ણન થવું અશક્ય હતું. જાણે વિધાતાએ અવકાશના સમયમાં તેને ખાસ પોતાના હાથે જ રચી-ઘડી-હોયની! એવો જ ભાસ થતો હતો. તેના કયા કયા અંગની પ્રશંસા કરીએ? સમસ્ત શરીર સાંચામાં ઢાળેલું જ દેખાતું હતું. કોણ જાણે અત્યારે તેણે એવી શી વસ્તુ જોઈ હતી કે, જેના યોગે તે બેચેન બની ગઈ હતી, તેના શરીરમાં કંપનો આવિર્ભાવ થતો હતો અને ઘડીકમાં ઊઠતી તો ઘડીકમાં પાછી બેસી જતી હતી. પરંતુ તેનો મનોભાવ જાણવામાં આવી શકતો નહોતો. પાસે જ જે દાસી પંખાથી વાયુ ઢોળતી ઊભી હતી તે તેની આવી અવસ્થાને જોઇને પૂછવા લાગી કે;-

"હું વારી-હું સદકે, બીબી, ચિત્ત તો પ્રસન્ન છે ને?"

પરંતુ તે બાળાએ કાંઈ સાંભળ્યું જ નહિ. તે તો જ્યાં દૃષ્ટિને લીન કરી ઊભી હતી, ત્યાં જ જોતી રહી. જ્યારે તેણે દાસી તરફ મોઢું ફેરવ્યું તે વેળાએ અચાનક તેનો જીવ એવો તો ગભરાઈ ગયો કે તત્કાળ તે ચક્કર ખાઇને ગાલીચાપર પડી ગઈ અને મૂર્ચ્છિત થઈ ગઈ. દાસીએ ગુલાબ અને કેવડાના જળનો તેના મુખપર છંટકાવ કર્યો. તેના પડવાનો અવાજ સાંભળીને બીજી પણ બે ત્રણ દાસીઓ ત્યાં દોડી આવી. એક બીજીને ઉદ્દેશીને કહ્યું કેઃ-

"અરે ગુલાબ, ઊભી ઊભી જોયા શું કરે છે? માટીપર પાણી છાંટીને સૂંઘાડ."

ગુલાબ તે બાળાના મુખમંડળપર બેદમુશ્કનું સિંચન કરવા લાગી.

ચમેલીએ કહ્યું કેઃ "બહેન ચંપા, કાંઇક ઉપરનો બખેડો જણાય છે."

થોડીવાર પછી તે યુવતિનો જીવ કાંઇક શાંત થયો, પણ હજી છાતી ધડકયા કરતી હતી. તેણે હાથવતી સંકેત કર્યો કેઃ "ચાલ્યાં જાઓ." જ્યારે તેનો જીવ વધારે શાંત થયો, ત્યારે તે ઉઠીને બેઠી થઈ અને કેવળ ચંપા વિના બીજી બધી દાસીઓને ત્યાંથી વિદાય કરી દીધી. તેણે ચંપાને પૂછ્યું કેઃ "ચંપા, તું જાણે છે કે, હમણાં અહીંથી જે ઘોડેસ્વાર પસાર થઈ ગયો, તે કોણ હતો?"

"એમને ન જાણું? એમનું નામ શરચ્ચંદ્ર છે." ચંપાએ આશ્ચર્યથી તેના મુખને જોઇને ઉત્તર આપ્યું.

એ નામ સાંભળીને સુંદરી સ્તબ્ધ થઈ ગઈ. કાંઈ પણ વધારે પૂછગાછ ન કરતાં તે પાસેના પલંગપર જઈ પડી અને ચંપા તેને પંખાવતી વાયુ ઢોળવા લાગી.

---

## તૃતીય પરિચ્છેદ

### બેગમનો રોષ

દિલ્લીનો છેલ્લો મુગલ બાદશાહ અબૂજફ્ફર બહાદુરશાહ પોતાના જનાનખાનામાં બેઠો હતો અને પાસે જ ઇતિહાસપ્રસિદ્ધ ઝીનતમહાલ બેગમ પણ વિરાજેલી હતી. તેમની વચ્ચે નીચે પ્રમાણેનો વાર્તાલાપ ચાલતો હતો;–

"જહાંપનાહે મારા સવાલોનો કેમ કાંઈ પણ જવાબ ન આપ્યો?" બેગમે પૂછ્યું.

"તમારો સવાલ કાંઇક ઊંડો અને સખ્ત હોવાથી જવાબ આપવા પહેલાં મારે એ વિશે વિચાર કરવો જોઇએ." બાદશાહે કહ્યું.

"બસ, હવે મારા જાણવામાં આવી ગયું કે, આપનો હવે મારામાં પ્રથમના જેવો પ્રેમ નથી; નહિ તો, એક સાધારણ કાર્યમાટે મારે આટઆટલી પ્રાર્થનાઓ કદાપિ ન કરવી પડત!"

"મંજૂરેનજર, આ તું શું કહે છે? હું તો તને મારી આંખની પૂતળી જ જાણું છું. પણ શું કરું? શું, તું એ નથી જાણતી કે, હવે મારા પોતાપર પણ મારો અધિકાર રહ્યો નથી. મારે કોઈ પણ કાર્યમાટે બીજાના મુખને જોવું પડે છે; હું તો હવે નામનો જ બાદશાહ છું."

"વાહ વાહ, કેવું સારું બહાનું બતાવી દીધું? પણ હું એમ પૂછું છું કે, આપના ગૃહકાર્યમાં બીજાઓને હસ્તાક્ષેપ કરવાનો શો અધિકાર છે? આ તે કાંઈ જવાબ કહેવાય?"

"હવે હું તને કેવી રીતે સમઝાવું? એક વાત હોય, તો કહી પણ શકાય; પણ આ તો 'એક જાને જાર ઔર મુસ્કિલ હજાર' જેવો જ હિસાબ થઈ પડ્યો છે. એક તો આ કાર્ય ધર્મવિરુદ્ધ છે, બીજું લોકવિરુદ્ધ છે અને સર્વથી વિશેષ પોતાના સંતાનવિરુદ્ધ છે. આ સર્વ વિષયો એવા છે કે જેમના વિચારથી હૃદય કંપી જાય છે. પ્રિયે, તને મારા કસમ છે; તું તારા આ હઠને છોડી દે અને મારું વચન માન. નહિ તો પાછળથી પશ્ચાત્તાપ કરવો પડશે."

"ત્યારે સાફ સાફ એમ જ શામાટે નથી કહેતા કે, 'તું તારી આશાને ત્યાગી દે અને મારાથી કાંઈ પણ થઈ શકે તેમ નથી?" ખરી વાત છે કે, સહુ સ્વાર્થનાં જ સગાં છે. મને આ દિવસનો જ ભય હતો. મારી બધી કરી કમાણી માટીમાં મળી ગઈ. બસ, હવે આપની સલ્તનત અને શહનશાહત આપને જ મુબારક! મારો જીવ હવે અહીં નથી

ટકતો. મને રજા આપો, તો હું ફારસ ચાલી જાઉં. ત્યાં મારાં સગાં સંબંધિ જનો સાથે જેમ તેમ હું મારા દિવસો વીતાડીને ઉમ્ર પૂરી કરીશ."

આટલું બોલીને બેગમ જીનતમહાલ ઊઠી અને બીજા ઓરડામાં જવા લાગી; પરંતુ બાદશાહે તેનો હાથ પકડી લીધો અને કહ્યું કે: "તું વિનાકારણ આટલી બધી રોષે ભરાઈ છે; જરા આમ તો જો."

"મારો હાથ ન ઝાલો-ખુદાને વાસ્તે મને જવા દો. હું હવે આપ પાસે બેસવાને લાયક રહી નથી."

આ શબ્દો ઉચ્ચારતાં બેગમની આંખોમાં આંસૂ ભરાઈ આવ્યાં. હવે બહાદુરશાહથી બેગમની એ વેદના સહન ન કરી શકાઈ. તે ઉભો થઈ ગયો અને તેને પોતાના ગળાસાથે વળગાડી. બેગમ આનાકાની અને ખેંચતાણુ કરતી બોલી કે: "જુઓ; હવે મેહરબાની કરીને મને વધારે ન સતાવો."

"હું ખુદાના સૌગંદ લઇને કહું છું કે, તું જે કહીશ, તે હું કરીશ; પણ મારી સાથે હસીબોલીને મારા ગમગીન દિલને બહલાવ. જરા જેટલી વાતમાં આટલી બધી બગડી ગઈ? હું, પણ જવાંબખ્ત ક્યાં છે? ગઇ કાલથી તે મારા જોવામાં નથી આવ્યો. તે આવે, તો તેને મોકલી દેજે. દરબારનો વખત થઈ ગયો છે, એટલે હું હવે જવાની રજા લઉં છું."

---

## ચતુર્થ પરિચ્છેદ

### પ્રેમરોગ

"બહેન, ચમેલી, તને કાંઈ દુનિયાની પણ ખબર છે કે?" ચંપાએ પૂછયું.

"દુનિયાની ખબર કેમ ન હોય વારુ?"

"હું તો એમ જ સમજું છું કે, તને કાંઈ પણ ખબર નથી."

"તું મને ભોળી ન સમજીશ. હું તો ઘણાકાને ઉલ્લૂ બનાવી આવું એવી છું, સમજી?"

"ભલા, ત્યારે તું શું જાણે છે,' કહે જોઇએ?"

"છોટાં બાઇસાહેબમાટે પૂછે છે ને?"

"હા."

"છોટાં બાઇસાહેબ દિવસે દિવસે ગળતાં જાય છે. કોણ જાણે કેવી ઘડીમાં તે દિવસે અચાનક જીવ બગડ્યો કે પાછો ઠેકાણે જ નથી આવતો."

"ન્હાનાં બાઈ સાહેબનો જીવ કોઇનામાં પરોવાયો છે."

"જરૂર દાળમાં કાંઇક કાળું તો છે જ. પણ તે ઘોડેસ્વાર કોણ હતો વારુ?"

"શરચ્ચંદ્ર."

"પણ આમાં તે બિચારાનો શો દોષ? છોટાં બાઇસાહેબે પોતાના પગમાં પોતે જ કુહાડી મારી છે."

"તું પણ કેવી વજ્રહૃદયની છે! દેખતી નથી કે, નાનાં બાઈ સાહેબની કેવી હાલત થઈ ગઈ છે તે? નથી કાંઈ ખાતાં કે નથી કાંઈ પીતાં. રાત દિવસ આંસૂ વર્ષાવવાનો ધંધો જ બાકી રહી ગયો છે. એમણે વિનાકારણ પોતાના ઉછળતા યૌવનને એક રોગરૂપ પિશાચ વળગાડી લીધો. મારું મન તો એમ જ કહે છે કે, એમના મનઃક્ષેત્રમાં પ્રેમનું બીજ રોપાયલું હોવું જોઇએ; પણ હજી પૂરો વિશ્વાસ બંધાતો નથી."

"તને વિશ્વાસ હોય કે ન હોય, પણ હું તો તે દિવસે જ જાણી ગઇ'તી કે તેમની મૂર્ચ્છા તે પ્રેમમૂર્ચ્છા જ હતી."

"મેં તો તેમને બહુયે પૂછ્યું, પણ કાંઈ ભેદ જણાવતાં જ નથી."

"મારી આગળ પણ કાનપર હાથ મૂકીને જ વાત કરે છે. પણ ભલેને કોઈ લાખ યત્ન કરે; પ્રેમ કદાપિ ગુપ્ત રહી શકતો નથી."

"પણ એ કોઈ રોગ હોય, તો?"

"તું દીવાની–પગલી તો નથી થઈ ગઈ ને?"

"અલી, તું આવડી ઊછળી પડું છું શાને?"

"જણાય છે કે, 'ઉધાર ખાઇને બેઠી'તી!"

"અરે ગાંડી, પ્રેમમાં એવો જ પ્રકાર થાય છે. અમને તો છોટાં બાઇસાહેબપર દયા આવે છે."

ચમેલીએ કહ્યું કે: "મને તો તેમનાપર ગુસ્સો આવે છે. ભલા એમ પણ ક્યાંય સાંભળવામાં આવ્યું છે ખરું કે, સારા આબરૂદાર ઘરની છોકરીઓ પોતાના વરને પોતે જ શોધી લે અને રસ્તે જનાર સાથે પ્રેમ કરવા મંડી જાય? આ તો બાપની સફેદ દાઢીમાં કાળો દાગ જ કહેવાય!"

"બ્હેન, તારું હૃદય પાષાણનું બની ગયું છે!"

"કેમ કરું? મીણનું નાક કેવી રીતે બની જાઉં?"

"બ્હેન, મને તો એમ જ જણાય છે કે, જો આપણે બન્ને મળીને યત્ન કરીશું, તો છોટાં બાઇસાહેબનો અવશ્ય શરચ્ચંદ્ર સાથે લગ્નસંબંધ થઈ જશે અને એ વાતની કોઇને ખબર પણ નહિ પડે. આપણુ સર્વેનું એજ કર્તવ્ય છે કે, બની શકે ત્યાં સૂધી આપણા અન્નદાતા માલિકની આબરૂ જાળવવી. જો આમ નહિ કરીએ, તો આ ઘરની માન-

મર્યાદા સર્વે માટીમાં મળી જશે અને લોકો નિંદા કરવા માંડશે. જ્યાં આપણા માલિકની જ આવી દશા થાય, ત્યાં પછી આપણે ચાકર માણુસ શી ગણુનામાં ?"

"બહેન, હું તો તારા મનની પરીક્ષા લેતી હતી અને તારા વિચારોને જાણી લેવામાટે જ મેં વિરુદ્ધ પક્ષનો સ્વીકાર કર્યો હતો. તારો મનોભાવ હવે મારા જાણુવામાં આવી ગયો છે, એટલે તારી આજ્ઞા પ્રમાણે વર્ત્તવાને હું એક પગે તૈયાર છું. મેં તો આના ઉપાયનો તે દિવસથી જ વિચાર કરી રાખ્યો છે. માત્ર તેને અમલમાં મૂકવાનો જ વિલંબ છે." ચમેલીએ અંતે ચંપાના વિચારને અનુમતિ આપીને કહ્યું.

-※※※※※-

## પંચમ પરિચ્છેદ

### ઘર ફૂટે ઘર જાય!

શાહજાદો ફક્રીરુદ્દીન સોનાની એક કુર્સીપર બેઠો હતો. સામે ટેબલપર કેટલાક કાગળો વિખરાયલી હાલતમાં પડેલા હતા અને તેમનામાંના કોઈ કોઈ કાગળને ઊપાડીને તે વાંચતો હતો અને પાછો મૂકી દેતો હતો. તેના મુખમંડળમાં છવાયલી ઉદાસીનતાને જોઇને એવું અનુમાન કરી શકાતું હતું કે, તે કોઈ ગાઢ ચિંતામાં નિમગ્ન હોવો જોઇએ. તે રહી રહીને આંખો ઊંચી કરી દ્વાર તરફ જોઇને પાછી આંખોને બંધ કરી લેતો હતો. ટેબલપર ટાઇમપીસ પડેલું હતું; વખત જોયો અને તે મનમાં જ ગણુગણ્યો કે: "ઉફ્ હજી તેઓ ન આવ્યા?"

એટલામાં કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો અને તત્કાળ બે મનુષ્યો ત્યાં આવી લાગ્યા. એક શરચ્ચંદ્ર અને બીજો એક અંગ્રેજ હતો. બન્નેએ આવતાંની સાથે જ શાહજાદાને મુજરો કર્યો અને સંકેત પ્રમાણે એક તરફ બેસી ગયા.

"તમે આજે આવવામાં ઘણો જ વિલંબ કર્યો?"

"આમને લીધે જ વિલંબ થયો. મોઆફ કરશો." શરચ્ચંદ્રે અંગ્રેજ તરફ ઇશારત કરીને કહ્યું.

"સુલેહની બાબતમાં હવે આપનો શો હુકમ છે?" અંગ્રેજે પોતાના કામની શરુઆત કરીને પૂછ્યું.

"મારાથી દિલ્લીનો ત્યાગ કરી શકાય તેમ નથી, તેમ જ મારી 'બાદશાહ' પદવીને ત્યાગવાની પણુ મારી ઇચ્છા નથી. આ બે શર્ત્તો વિના બીજી બધી શર્તો મને કબૂલ મંજૂર છે." શાહજાદાએ કહ્યું.

"હાલના બાદશાહની સર્વ ઇચ્છાઓને તો આપ સારી રીતે જાણો

છો. એટલે જ્યાં આવી હાલત હોય ત્યાં આપ જો પોતાના અધિકારમાં કાંઇક ન્યૂનતા ન કરો, તો પછી કંપની બહાદુરને આપના ઘરના ઝગડામાં વચ્ચે પડવાની શી આવશ્યકતા છે વારુ? આ સર્વ વિષયોનો પણ આપે વિચાર કરવો જોઇએ."

"આ સર્વ વિષયોનો હું બરાબર વિચાર કરી ચૂકયો છું. હું મારો વજીફો (પેન્શન્) અડધો લઇશ, એટલે એથી કંપનીને દર વર્ષે લાખો રૂપિયાનો વધારો થશે. આ લાભ કાંઈ જેવો તેવો નથી. હવે દિલ્હીમાં બાકી રહ્યું છે શું? કેવળ નામ. પણ એ નામને પણ હવે તમો લોકો માટીમાં મેળવી દેવાને તૈયાર થયા છો." શાહજાદાએ ગંભીર અને કાંઇક રોષદર્શક મુદ્રાથી કહ્યું.

"પણ જો વૃદ્ધ બાદશાહ શાહજાદા જવાંબખ્તને તખ્તનશીન કરશે, તો તે વખતે આપના હાથમાં શું આવશે વારુ?" અંગ્રેજે એક નવીન પ્રશ્ન ઉપસ્થિત કર્યો.

"તખ્ત ભલે જેને મળવાનું હોય, તેને મળે; પણ જ્યાં સુધી 'એ તખ્ત મને જ મળશે, એવી મારા મનમાં આશા છે, ત્યાં સુધી મારા પોતાના હાથે જ મારા બધા અધિકારોને ખોઈ દેવાની મારી ઇચ્છા નથી." ફકીરુદ્દીને સાફ જવાબ સંભળાવી દીધો.

"આ બધી બાબત હું મોટા લૉર્ડને લખી મોકલીશ અને ત્યાંથી જે જવાબ આવશે, તે આપને જણાવીશ." અંગ્રેજે કહ્યું.

"બહુ સારું." શાહજાદાએ ઠંડો જવાબ વાળ્યો.

અંગ્રેજ ત્યાંથી ઊઠીને ચાલ્યો ગયો. તેના ગયા પછી શાહજાદા ફકીરુદ્દીને શરચ્ચંદ્રને ઉદ્દેશીને કહ્યું કે:-"શરચ્ચંદ્ર, પોતપોતાનામાંના-ઘરના-ઝગડાઓનો શો અંજામ થાય છે, તે જોયું કે?"

"આપનું કથન યથાર્થ છે."

"પણ શરચ્ચંદ્ર, તમે આજ કાલ બહુ જ ઉદાસ રહ્યા કરો છો, એનું શું કારણ છે વારુ? એવી તે શી ચિંતા આવી પડી છે?"

"જી, ચિંતા જેવું કાંઈ પણ નથી."

"તમે ભલે છુપાવો, પણ તમારો દેખાવ સાફ સાફ કહી રહ્યો છે કે, તમે આજ કાલ દુ:ખમાં દિવસ વીતાડો છો. મારાથી પોતાના ભેદને શામાટે છુપાવો છો?"

"શું જણાવું? બોલતાં શર્મ આવે છે!"

"એમાં શર્માવાનું કાંઇ પણ કારણ નથી. જો કે હું દિલ્લીના બાદશાહનો વલીઅહદ-યુવરાજ-છું, છતાં પોતાના બાલ્યકાળના દોસ્ત આગળ એક સામાન્ય મનુષ્ય કરતાં રંચ માત્ર પણ વિશેષ નથી. અર્થાત્

મારાથી ડરવાનું કે શરમાવાનું કાંઇ પણ પ્રયોજન નથી.” શાહજાદાએ પોતાની શરાફત બતાવી.

“આપ મને પોતાનો અજીજ દોસ્ત માનો છો, એ પણ આ દાસનાં અહોભાગ્ય છે! હું આપને મારા માલિક જ સમજું છું. જ્યારે આપનો આગ્રહ છે, તો લાચારીએ હું મારી ચિંતાનું કારણ આપને જણાવું છું!”

એમ કહીને પછી શરચ્ચંદ્રે પોતાનો સમસ્ત વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. એ વૃત્તાંતનું અથેતિ શ્રવણ કર્યા પછી શાહજાદાએ કહ્યું કેઃ–“શરચ્ચંદ્ર, તમે ઘણાજ ખરાબ રીતે ફસાયા.”

શરચ્ચંદ્રે કાંઈ પણ જવાબ આપવાને બદલે પોતાનું માથું ઝુકાવી દીધું.

“વારુ–અત્યારે તો જાઓ–મારાથી બનશે તેટલી હું તમને આ કામમાં મદદ આપીશ.” શાહજાદાએ આશ્વાસન આપ્યું.

---

## ષષ્ઠ પરિચ્છેદ

### પ્રેમપત્રિકા

શરચ્ચંદ્ર પલંગપર આંખો બંધ કરીને પડ્યો હતો. કોઇના પગલાંના અવાજે તેને ચમકાવી દીધો. તેણે આંખો ઉઘાડીને જોયું તો ચંપા ઊભી હતી. “કેમ અહીં કેમ આવી?” તેણે સવાલ કર્યો.

“ભાજી આપવા આવી’તી.” ચંપાએ જવાબ આપ્યો.

“ભાજી કેવી?”

“એક તો સલૂણીની અને બીજી નાનાં બાઈ સાહેબના ન્હાવાની, સમજ્યા?”

“નાનાં બાઈ સાહેબની ભાજી વળી કેવી?”

“ત્યારે આપે એ વિશે કાંઈ સાંભળ્યું જ નથી કે શું?”

“ના, મને તો કશીયે ખબર નથી.”

“નાનાં બાઈ સાહેબ ઘણું જ માંદાં થઈ ગયાં’તાં. કોઇની નજર લાગી’તી. પણ હવે ઈશ્વરની કૃપાથી તેઓ સારાં થઈ ગયાં છે અને ન્હાયાં છે, તેની આ ભાજી હતી.”

શરચ્ચંદ્ર મનમાં જ કાંઇક બબડ્યો.

“આપ શું બબડી ગયા તે હું તો જરાય ન સમઝી.”

“હાય, શું કહું!” શરચ્ચંદ્રે નિઃશ્વાસ નાખ્યો.

“આપને આ શું થયું કે, આંખોમાંથી ટપોટપ આંસુ પડવા લાગ્યાં?”

“કાંઈ નહિ, હું મારા ભાગ્યને રડું છું!”

"એવી તે શી વિપત્તિ આવી પડી છે? કાંઈ જીવ બગડી તો નથી આવ્યો ને?"

"તેવું કાંઈ પણ નથી."

"તો પછી આવી નિરાશા શામાટે? આમ બાળક પ્રમાણે રડવાનું શું કારણ?"

"એક પ્રકારનો ઉન્માદ!"

"હું કેમ માનું કે, આપ વિનાકારણ રડો છો? કોઈ મિત્રે મન તો નથી દુઃખાવ્યું?"

શરચ્ચંદ્રનાં નેત્રોમાંથી પુનઃ અશ્રુનો પ્રબળ પ્રવાહ વહેવા માંડ્યો.

ચંપાએ કહ્યું:—"હં હં—હવે હું સમજી—તમે કહો કે ન કહો, પણ અવસ્ય કોઇએ તમારું મન દુઃખાવ્યું છે. હવે આપ તેની સાથે મિત્રતા ન રાખશો; તેનો ત્યાગ કરીદ્યો."

"એમ થવું સર્વથા અશક્ય છે."

"આથી એમ જ જણાય છે કે, આપનો કોઇનામાં પ્રેમ બંધાયલો છે. જો એમ જ હોય, તો પછી આ દુઃખ ક્યાં લગી સહન કરશો?"

"જ્યાં સુધી ભાગ્યમાં લખ્યું હશે ત્યાં સુધી."

"ત્યારે એનો કાંઈ ઉપાય કર્યો કે નહિ?"

"મારી ચંપા, આનો ઉપાય તારા વિના બીજા કોઇથી પણ કરી શકાય તેમ નથી. જો મારો એક સંદેશો તેને પહોંચાડે, તો તારા એ ઉપકારનું હું મરણપર્યન્ત સ્મરણ કરતો રહીશ."

"કોનીપાસે સંદેશો લઈ જવાનો છે?"

"તે જ તમારાં નાનાં બાઈ સાહેબ પાસે."

"વાહરે વાહ! આપ ભલા માણુસ થઇને આવી વાત કરો છો? જરા વિચાર તો કરો—આવા સંદેશા મારાથી લઈ જવાય ખરા કે?" આવી રીતે ઘણી વાર સુધી સવાલ જવાબનો વ્યવસાય ચાલતો રહ્યો; અને અંતે શરચ્ચંદ્રની મનોહારિણી વાણીએ ચંપાને પોતાના વશમાં કરી લીધી. તે દૂતીનું કાર્ય કરવાને તૈયાર થઈ. શરચ્ચંદ્રે એક પત્રિકા લખીને તેને આપી દીધી અને તેને લઇને ચતુર ચંપા ત્યાંથી ચાલતી થઈ ગઇ.

## સપ્તમ પરિચ્છેદ

### ફરિયાદ

અબૂજફર બહાદુરશાહ ઉર્દુ ભાષાનો એક નામાંકિત કવિ હતો. તેનો ઘણો ખરો સમય કેવળ કાવ્યરચનામાં અને મુશાયરા ભરવામાં જ વીતી જતો હતો. અત્યારે પણ દિલ્હીના સારા સારા કવિઓ

દીવાને ખાસમાં બેઠા હતા અને બુલબુલ હજારદાસ્તાંની પેઠે કૂજન કલ્લોલ કરી રહ્યા હતા. અચાનક બહાદુરશાહે કવિતામાંથી પોતાના ધ્યાનને અહિર્ગામી કરી પ્રથમ ચારે તરફ જોયું અને ત્યાર પછી વજીરને પૂછ્યું કે:–

"કેમ વજીર, આજે ઘણા દિવસથી શાહજાદો ફકીરુદ્દીન જોવામાં નથી આવતો, તેનું શું કારણ છે? તે દિલ્લીમાં છે કે કેમ? ક્યાંય બહાર તો નથી ચાલ્યો ગયો ને?"

"આલમપનાહ, શું કહું? કહેતાં જીભ ઊપડતી નથી!" વજીરે ગંભીર અને શોકાતુર મુદ્રાથી કહ્યું.

"કેમ ખયર તો છે ને?" બાદશાહે ચિંતા દર્શાવી.

"છે તો ખયર; પણ મારી હાલત સૂડી વચ્ચે સોપારી જેવી થઈ પડી છે. હશે, કોઈ પણ જોખમે મારે તો સાચી વાત જહાંપનાહને જણાવવી જ જોઇએ. આજકાલ શાહજાદા ફકીરુદ્દીન આપથી કાંઇક રીસાયા છે, તેથી તેઓ દરબારમાં પણ નથી આવતા અને કોઈ દરબારી સાથે મુલાકાત પણ નથી કરતા. અમો દરબારીઓને તેઓ પોતાના દુશ્મન સમજે છે, કેટલાક સારા આબરૂદાર માણસો તરફથી મારા જાણવામાં આવ્યું છે કે, અત્યારે ઇસ્ટ ઇન્ડિયા કંપની સાથે તેમનો કાંઇક પત્રવ્યવહાર ચાલી રહ્યો છે તેમ જ તેઓ દિલ્લીની રાજભક્ત પ્રજાને આપની અને આપની સત્તાની વિરુદ્ધ ઉસ્કેરી રહ્યા છે." વજીરે વિઘાતક સમાચાર સંભળાવ્યા.

"ફકીરુદ્દીનનો સ્વભાવ આવો નઠારો તો નહોતો! એકાએક તેને આ શું થઈ ગયું? આમ થવાનું કોઈ કારણ તો જરૂર હોવું જ જોઇએ." બાદશાહ બોલ્યો.

"કારણ કેવળ એ જ કે, આપ જહાંપનાહના દેખતાં જ તેઓ દિલ્લીના તખ્તપર બેસવાની ખ્વાહિશ રાખે છે."

"મારું પણ એ જ અનુમાન છે." એક દરબારી બોલ્યો.

"ત્યારે તો તેઓ શહનશાહ અને શહનશાહત બન્નેના દુશ્મન થયા!" બીજા દરબારીએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

"એમાં શક જેવું કાંઈ પણ નથી." ત્રીજા દરબારીએ કહ્યું.

હજી આ બાબતનો કાંઈ નિકાલ આવ્યો નહોતો, એટલામાં સામેથી ફાટયાં તૂટયાં કપડાંવાળી અને કાળા મોઢાની એક ઔરત ત્યાં આવતી જોવામાં આવી. તે જ્યારે ત્યાં આવીને ઊભી રહી ત્યારે તેની આવી દશા અને આવા વેશને જોઇને બધા દરબારીઓ હસવા લાગ્યા.

"આ વળી કોણ બલા આવી?" બાદશાહે પૂછ્યું.

"કોઈ ચૂડેલ જેવી તો દેખાય છે!" એક દરબારી બોલ્યો.

"શયતાનની ખાલા છે!" બીજાએ ટકોર કરી.

"કોઈ ભીખારણ છે ભીખારણ! કાંઈ માગવા આવી હશે." ત્રીજાએ અભિપ્રાય દર્શાવ્યો.

"અરે ભાઈ, આ તો મસાણમાંથી આવેલી જીવતી ડાકણ છે–જો જો–સંભાળજો, કોઇને ભરખી ન જાય!" એક વિનોદી સ્વભાવના મુસાહિબે પોકાર કરીને કહ્યું.

"મેં આ ઔરતને ક્યાંક જોએલી હોય, એમ મને યાદ છે; પણ ક્યાં જોઈ હતી એનું અત્યારે સ્મરણ રહ્યું નથી. આ ઔરત કેમ કાંઈ બોલતી નથી; જબાન ખોલતી નથી? અરે તું કોણ છે?" બાદશાહે પૂછ્યું.

"આલમપનાહ, હું આપની દાસી છું."

"તારું નામ પણ કાંઈ છે કે નહિ?"

"મારું નામ સોસન!"

"સોસન? પણ સોસન, આ તને શું થયું, અને તારી આવી હાલત કોણે કરી નાખી?" બાદશાહે આશ્ચર્યથી સવાલ કર્યો.

"ગરીબનવાજ, શાહજાદા ફકીરુદ્દીને જ મારી આવી હાલત કરેલી છે! બીજા કોની હિમ્મત ચાલી શકે?"

"તો પછી અહીં શામાટે આવી?" એક દરબારીએ પૂછ્યું.

"આ ઔરત તો કોઈ બેહયા બેશર્મોની સરદાર દેખાય છે–આવા વેશે દરબારમાં આવતાં જરા પણ ન શર્માઇ!" વિનોદી દરબારી બોલ્યો.

"પહેલાં એનું બયાન તો સાંભળી લ્યો; પછી હઁસી મશ્કરી કરજો." વજીરે સર્વને બોલતા અટકાવવામાટે ગંભીરતાથી કહ્યું.

"હા, પ્રથમ એને જે કાંઈ કહેવું હોય તે કહી લેવા દો." બાદશાહે આજ્ઞા કરી. "બોલ, સોસન, તારે શું કહેવું છે? તારી શી ફરિયાદ છે?"

"આજે બેગમસાહબાએ મને એક ચિટ્ઠી આપી અને કહ્યું કે, 'જા, અને શાહજાદા ફકીરુદ્દીનને શોધીને આ ચિટ્ઠી તેમને આપી આવ.' બેગમસાહબાના હુકમને માથે ચઢાવીને હું ઝટપટ ત્યાં પહોંચી ગઈ. હાય, હું શું જાણું કે, ત્યાં મારી આવી દુર્દશા થવાની છે! આવી ખબર હોત, તો જાત જ શાને? મેં જેવી ચિટ્ઠી શાહજાદાના હાથમાં આપી કે તરત તેમણે પૂછ્યું:–'આ ક્યાંથી લાવી?' મેં કહ્યું કે, 'બેગમસાહબાએ આપી છે.' બસ; કમબખ્તી આવી ગઈ મારી! બેગમસાહબાનું નામ સાંભળતાં જ તેમણે ચિટ્ઠીને ફાડીને ફેંકી દીધી અને પોતાના સિપાહીઓને હુકમ ફર્માવ્યો કે, 'આનાં કપડાં ઉતારી લઈ મોઢે મેશ ચોપડીને અહીંથી ધક્કા મારી કાઢી મૂકો!' આ હુકમ મળવાથી સિપાહીઓએ

પહેલાં તો મને ખૂબ મારી અને જ્યારે મેં એમ કહ્યું કે:–'આ બધી બીના હું બાદશાહ સલામતને જણાવીશ,' ત્યારે એના જવાબમાં શાહજાદાસાહેબે એવા ઉદ્ગાર કાઢ્યા કે;–'ચાલ, દૂર થા મારી આંખો આગળથી–તારાથી થાય તે કરી લેજે. મને તારા બાદશાહ અને તેની બેગમનો જરા પણ ભય નથી–હું તેમની કાંઈ પણ પરવા નથી રાખતો.' બસ; હુજૂર, હું આ કાળું મોઢું લઈને આવી હાલતમાં ત્યાંથી અહીં ફરિયાદ કરવાને આવી લાગી!"

આ વૃત્તાંત સોસને એવા તો શોકદર્શક હાવભાવ અને રોદન સહિત કહી સંભળાવ્યો કે તેના શ્રવણથી બાદશાહ બહાદુરશાહ ક્રોધાતિશયથી થરથર કંપવા લાગ્યો.

વજીર કહેવા લાગ્યો કે; "જહાંપનાહ, અત્યારે આ ખાદિમે જે કાંઈ જણાવ્યું હતું, તેનો બરાબર પૂરાવો મળી ગયો કે નહિ? એક શાહજાદાના હાથે આવાં બેહયાઈનાં કામો થાય, એના કરતાં વધારે શર્મની વાત બીજી શી હોઈ શકે વારુ?"

"ઉફ્–પોતાના મેહરબાન વાલિદ–કિબ્લેગાહના સંબંધમાં આવા નાલાયક અલ્ફાજ઼ એક શાહજાદાના મુખમાંથી નીકળે? અફ઼સોસ!!" એક દરબારીએ ચિંગારી મૂકી.

"ખરેખર પોતાનાં માતા પિતા અને તે પણ વળી બેગમ અને બાદશાહ સાથે પુત્રનું આવું વર્ત્તન કદાપિ જોવામાં તો શું, પણ આજ સુધી સાંભળવામાં પણ નથી આવ્યું!" બીજાએ તેને પુષ્ટિ આપી.

બહાદુરશાહ કોપથી કંપાયમાન થતો કહેવા લાગ્યો કે;–"જો એમ જ છે તો હવે મારાથી દુસ્મની કરીને તે કાંઈ પણ ફાયદો મેળવી શકવાનો નથી, એ હું પણ તેને બતાવી આપીશ. હવે જોવાનું છે કે, તે કેવી રીતે તખ્તનશીન થાય છે તે! હું મારા પોતાના હાથે જ શાહજાદા જવાંબખ્તને દિલ્લીના તખ્તપર બેસાડીશ. જવાંબખ્ત વિના બીજા કોઈને હું બાદશાહ થવાને લાયક નથી ધારતો. મોટા શાહજાદાને જ તખ્ત અને તાજ મળવાં જોઇએ, એવો કાંઈ કાયદો નથી; એ વસ્તુઓ તો લાયકના હાથમાં જ જવી જોઇએ. બસ હવે દરબાર બરખાસ્ત કરો. નકીબ, બેગમને ખબર આપો કે હું હમણાં જ આવું છું."

દરબાર બરખાસ્ત કરવામાં આવ્યો અને બાદશાહ ત્યાંથી ઊઠીને જનાનખાનામાં ચાલ્યો ગયો.

## અષ્ટમ પરિચ્છેદ

### રંભા

રંભા–નાનાં બાઈ સાહેબ–પ્રભાતમાં જ શય્યામાંથી ઊઠી અને સ્નાન આદિથી મુક્ત થઈ એક પુસ્તક વાંચવા લાગી. પરંતુ તેનો જીવ અશાંત હોવાથી પુસ્તકને મૂકીને તે એક આરામકુર્સીમાં પડી. એટલામાં તેની દાસી ચંપા ત્યાં આવી લાગી.

"આટલીવાર ક્યાં હતી, ચંપા?" રંભાએ પૂછ્યું.

"મોટાં બાઇ સાહેબે રોકી રાખી'તી. આપની તબીયત તો સારી છે ને?"

"હા, ઠીક છે."

"ઠીક છે, એટલે? અત્યારે આપના મુખનો રંગ તો કાંઇક બીજા જ રંગને દર્શાવી રહ્યો છે."

"એ તારો વ્હેમ છે–તેવું કાંઈ પણ નથી."

"હવે છુપાવો છો શામાટે? આપના મનમાં કોનું સ્મરણ છે તે ખરેખરું કહી નાખોને! બાઇ સાહેબ, હું તો તે દિવસે જ જાણી ગઇ'તી કે જ્યારે આપે પેલા ઘોડેસ્વાર વિશે મને પૂછ્યું હતું."

"દૂર થા; ફરીથી આવી વાત કરી છે, તો માતાને કહી દઇશ."

થોડીવાર સૂધી તો રંભાએ પોતાનો ભેદ ન દર્શાવ્યો; પરન્તુ અંતે ચંપાની ચીકણી ચોપડી વાતોના ચક્રમાં આવીને તેણે બધું ઓકી દીધું. એ પછી ચંપાએ પણ પોતાના શરચ્ચંદ્રને ત્યાં જવાનો વૃત્તાંત કહી સંભળાવ્યો અને તેણે આપેલી પત્રિકા રંભાના હાથમાં આપી દીધી. તે પ્રેમપત્રિકા નીચે પ્રમાણેના લેખથી ભરેલી હતી;—

"પ્રાણેશ્વરી,

"આ પત્રદ્વારા હું તમારી સેવામાં ઉપસ્થિત થાઉં છું. મારા આ સાહસની મને ક્ષમા આપશો. પ્રભુ જ જાણે છે કે, જ્યારથી આપણી ચાર આંખો થઇ છે, ત્યારથી મારા મનની શાંતિ જતી રહી છે. આપના ચંદ્રમુખના સ્મરણે હૃદયમાંના બીજા સર્વ વિષયોને મારીને હાંકી કાઢ્યા છે. મારી આ દશાને તમે સારી રીતે જાણો છો; એટલામાટે હું સત્ય કહું છું કે, હવે જો ત્વરિત આપના દર્શનનો લાભ નહિ મળે, તો મારા પ્રાણ સ્વર્ગમાં પ્રયાણ કરી જશે. જો મારા પ્રેમ-વિશે તમારા મનમાં કાંઇ પણ શંકા હોય, તો તમારી ઇચ્છા પ્રમાણે મારા પ્રેમની પરીક્ષા કરી લ્યો. મને આશા છે કે, તમે એક, તમારા

વિરહાગ્નિથી બળતા, મનુષ્યને દર્શન આપીને અવશ્ય બચાવી લેશો. ઈશ્વર તમારા હૃદયમાં દયાભાવ ઉત્પન્ન કરે!

આપનો દર્શનાભિલાષી
શરચ્ચંદ્ર"

આ પ્રેમપત્રિકા વાંચતાં વાંચતાં રંભાનું હૃદય ભરાઈ આવ્યું અને તેની આંખોમાંથી આંસૂ ટપકવા લાગ્યાં. તે કાંઇક બોલવા ઇચ્છતી હતી, પણ કંઠનો અવરોધ થવાથી તેના મુખમાંથી શબ્દ નીકળી શકતો નહોતો. તેની આવી અવસ્થાને જોઇને ચંપા આશ્વાસન આપતી કહેવા લાગી કે:—

"હેં! આ શું આદરી બેઠાં છો? જો આવી હાલતમાં તમને કોઈ જોશે, તો શું કહેશે? સખી, પ્રેમનો પંથ કાંટાવાળો છે, એટલે તેમાં સંભાળી સંભાળીને જ પગ મૂકવો જોઇએ. જરાક અસાવધતાથી બધો બનેલો ખેલ બગડી જાય છે. ઊઠો મોં હાથ ધોઈ નાખો; ગભરાઓ છો શા માટે?"

"મને તો સર્વત્ર નિરાશા અને નિરાશા જ દેખાયા કરે છે."

"સખી, ધૈર્ય ધરો, ઈશ્વર કરશે તો સહુ સારું થશે."

કેટલીકવાર લગી એ બન્ને વચ્ચે એ પ્રમાણેનો વાર્તાલાપ ચાલતો રહ્યો અને અંતે એવો નિશ્ચય કરવામાં આવ્યો કે, એક દિવસ ચંપાએ જઇને શરચ્ચંદ્રને વાટિકાના દ્વાર સુધી બોલાવવો, પણ તેને એની જાણ થવી ન જોઇએ કે, રંભાએ જ તેને બોલાવ્યો છે; કોઈ બીજા નિમિત્તથી જ ત્યાં સૂધી તેને લાવવો અને પછી જે કરવાનું હોય તે કરવું.



## નવમ પરિચ્છેદ

### બેગમનો પ્રપંચ

પ્રભાત થયો હતો, પક્ષીઓ પોતાના માળામાંથી બહાર નીકળીને ઈશ્વરગુણાનુવાદ ગાવામાં નિમગ્ન થયાં હતાં; ખેડુતો પોતાના બળદોને છોડી ખભાપર હળ લઇને ખેતરભણી જવાને નીકળી ચૂક્યા હતા; મંદિરોમાં ઘંટા અને શંખ આદિના નાદ થવા લાગ્યા હતા; નક્ષત્રો મંદ થઈ ગયાં હતાં; ચંદ્રનો રંગ પણ ફીકો પડી ગયો હતો અને નદીતીરે સ્નાન કરવા આવેલાં સ્ત્રી પુરુષોનો મેળો ભરાયો હતો. અર્થાત્ સર્વત્ર રાત્રિની શાંતિની સમાપ્તિ થવાથી ઉદ્યોગશીલતાનો પ્રસાર થએલો દેખાતો હતો.

વિશ્વની આ અવસ્થા હતી, ત્યારે શરચ્ચંદ્ર બીજી જ અવસ્થામાં હતો. અદ્યાપિ તે ઘોર નિદ્રાને વશ થઈ શય્યામાં પડ્યો હતો. રાત્રે રંભાની પ્રિયતમ મૂર્તિએ તેને એટલો પણ અવકાશ નહોતો આપ્યો કે, ક્ષણુ માત્રને માટે પણુ તે આંખોને મીચી શકે. વિશ્વમાં અત્યારે શો વ્યાપાર ચાલતો હતો, એની અત્યારે તેને લેશ માત્ર પણુ ખબર નહોતી.

શાહજાદો ફકીરુદ્દીન ઘોડાપરથી ઊતર્યો અને કોઇને કાંઈ કહ્યા પૂછ્યા વિના જ સીધો તેના શયનમંદિરમાં ચાલ્યો આવ્યો. શરચ્ચંદ્રને ગાઢ નિદ્રાને વશ થએલો જોઇને તેણે ધીમેથી "શરચ્ચંદ્ર! શરત્!" કહીને તેને બોલાવ્યો.

તત્કાળ શરચ્ચંદ્રનાં નેત્રો ઊઘડી ગયાં.

"હું આપને નમન કરું છું. મારાં અહોભાગ્ય કે, આજે પ્રભાતકાળમાં જ આ દાસને આપના દર્શનનો લાભ મળ્યો અને આપનાં પવિત્ર ચરણોના સ્પર્શથી આ દીનગૃહ પાવન થયું. અત્યારે હું મારા ભાગ્યની જેટલી પ્રશંસા કરું તેટલી થોડી જ છે." ઇત્યાદિ વિનય દર્શાવીને શરચ્ચંદ્ર પોતે જ દોડીને એક કુરસી લઈ આવ્યો. શાહજાદો સ્મિત કરીને તેપર બેસી ગયો.

"કેમ અત્યારમાં પધારવાનું કાંઈ કારણુ?" શરચ્ચંદ્રે પૂછ્યું.

"સાંભળો; અત્યારે હું એક ઘણા જ અગત્યના કાર્યમાટે આવ્યો છું. મને ગઈ કાલે રાતે એવા સમાચાર મળ્યા છે કે, બેગમ ઝીનતમહાલે દરબારીઓને પોતાના પક્ષમાં કરી લઇને એક પ્રપંચ રચ્યો છે અને બાદશાહને એકદમ મારાથી વિરુદ્ધ કરી દીધા છે. બાદશાહને ઊંધું ચતું સમજાવીને તેણે ઇસ્ટ ઇંડિયા કંપનીને એક એવા આશયનું પત્ર પાઠવ્યું છે કે, કંપનીએ મારી સાથે કોઇ પણ પ્રકારનો સંધિ ન કરવો. તે પત્રમાં વળી મારા તખ્તપરના હક વિરુદ્ધ પણુ ઘણી વાતો લખવામાં આવી છે અને તે પત્ર રેસીડેન્ટને અપાઈ પણુ ચૂક્યું છે. મિસ રોઝનો રેસીડેન્ટ સાથે ઘણો જ સારો પરિચય છે અને તે એટલે સુધી કે, રેસીડેન્ટ મિસ રોઝના વચનને ખુદાના વચન પ્રમાણે માને છે. જ્યારે એ પત્ર રેસીડેન્ટને મળ્યું, તે વેળાએ મિસ રોઝ પણુ ત્યાં જ હતી એટલે એ પત્ર તેના જોવામાં આવ્યું છે. તમારો અને મિસ રોઝનો પણુ સારો પરિચય હોવાથી જો તમે પૂછશો, તો બહુધા બધી વાત તે તમને જણાવી દેશે. આટલામાટે જ અત્યારમાં મારે તમારીપાસે આવવું પડ્યું છે અને તમને તકલીફ આપવી પડી છે." શાહજાદાએ વિસ્તારથી પોતાના આગમનનું કારણુ કહી સંભળાવ્યું.

શરચ્ચંદ્ર કે જે અત્યાર સુધી શાહજાદાની વાતને ધ્યાનપૂર્વક સાંભળતો ઊભો હતો, તે હવે બોલ્યો કે:–"આપ કાંઈ પણ ચિંતા ન કરશો. જો એ પત્ર મિસ રોજના વાંચવામાં આવ્યું હશે, તો તો બધી વાત આપણા જાણવામાં આવી શકશે. મિસ રોજને અત્યારે અહીં બોલાવવાથી કામ બગડવાનો સંભવ છે, એટલે હું જ તેની પાસે જઇને ખબર લઈ આવું છું."

"જેમ તમને યોગ્ય લાગે તેમ કરો. હું પણ જાઉં છું; ત્યાંથી જે કાંઈ જાણવામાં આવે, તે આવીને મને કહી જજો."

શાહજાદાના જવા પછી નિત્યકર્મથી મુક્ત થઈ સ્નાન આદિક કરીને શરચ્ચંદ્રે વસ્ત્રો પહેર્યાં અને અશ્વારૂઢ થઇને તે દશેક મિનિટ્માં મિસ રોજને બંગલે આવી પહોંચ્યો. સંયોગવશાત્ તે આંગ્લ યુવતી પણ પોતાના ઓરડામાં એકલી જ બેઠી હતી. તેણે પ્રેમપૂર્વક શરચ્ચંદ્રની મુલાકાત લીધી. થોડીકવાર સુધી આમતેમની બીજી વાતો ચાલ્યા પછી વાતમાં ને વાતમાં જ મિસ્ રોજે પૂછ્યું કે;–

"મિસ્ટર શરચ્ચંદ્ર, તમે તો હમેશા દરબારમાં જ રહો છો, એટલે એ તો તમે જાણતા જ હશો કે, બાદશાહ અને તેના શાહજાદા ફકીરુદ્દીન વચ્ચે આટલો બધો કુસંપ કેમ ચાલ્યા કરે છે?"

"એ કુસંપનું મૂળ કારણ અમારાં હાલનાં બેગમસાહબા જ છે. સપત્નીદાહ કેવો હોય છે, એ તો આપ જાણો જ છો. જીનતમહાલ બેગમની પોતાના શાહજાદા જવાંબખ્તને તખ્તનશીન કરવાની ઇચ્છા છે અને બાદશાહ પણ તેના વચનને આધીન છે; એટલે પછી આ કુસંપ થવો જ જોઇએ; ન થાય તો તે આશ્ચર્ય જ કહેવાય!" શરચ્ચંદ્રે જણાવ્યું.

"ખરી વાત આમ છે કે? હવે હું સમજી. હું ગઈ કાલે ફરતી ફરતી રેસીડેન્ટને ત્યાં ગઈ હતી. તે જ સમયે ત્યાં બહાદુરશાહે ઇસ્ટ ઇન્ડિયા કંપનીના નામપર લખેલું એક પત્ર આવ્યું કે જે મોટા લૉર્ડપર મોકલી આપવામાટે રેસીડેન્ટ સાહબપર બાદશાહે મોકલ્યું હતું." મિસ્ રોજે કહ્યું.

"એ પત્ર વળી કેવું? તે આપે વાંચ્યું હતું કે?" શરચ્ચંદ્રે જાણે પોતે કાંઈ પણ જાણતો જ નથી, એવા ભાવથી પૂછ્યું.

"મેં તે પત્ર વાંચ્યું હતું અને તેમાં એમ લખેલું હતું કે, "માન્યવર ઇસ્ટ ઇન્ડિયા કંપનીને શાહજાદા ફકીરુદ્દીન સાથે કોઈ પણ પ્રકારનો સંધિ કરવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, જો કે તે શાહજાદો છે અને સર્વથી મોટો શાહજાદો છે, છતાં કેટલાંક મજહબી

સબબોથી તે અમારા તાજતખ્તનો વારિસ ઠરી શકતો નથી. દિલ્લીના તાજતખ્તનો ખરો હકદાર વારિસ શાહજાદો જવાંબખ્ત છે."

"બસ એટલું જ?"

"જો કે પત્ર તો લાંબું હતું, પણ તેનો સાર એટલો જ છે."

"રેસીડેન્ટ સાહેબનો એ વિશે શો અભિપ્રાય છે?"

"તેઓ એથી વિરુદ્ધ છે."

"એ આપ કેમ કરીને જાણી શકયાં?"

"એ પત્ર વાંચ્યા પછી તેમણે મને કહ્યું કે, આમ કદાપિ બની શકવાનું નથી. બહાદુરશાહે પોતાની બેગમના બહેકાવ્યાથી જ આ પ્રમાણે લખ્યું છે; બાકી ખરી રીતે જોતાં દિલ્લીના તાજો તખ્તપર શાહજાદા ફકીરુદ્દીન વિના બીજા કોઇનો પણ હક સાબિત થઈ શકે તેમ નથી. ફકીરુદ્દીનનો જન્મ તે સમયમાં થયો હતો કે જે સમયે શાહઆલમ નામ માત્રનો બાદશાહ હોવા છતાં પણ સ્વતંત્ર હતો–કોઇને આધીન ન હોતો. બહાદુરશાહના બીજા શાહજાદાઓ પરાધીનતાના સમયમાં જન્મેલા છે. વળી સર્વથી મોટો શાહજાદો પણ તે જ છે. પોતાનો આવો અભિપ્રાય લખીને તે પત્ર તેમણે કલકત્તે મોકલી આપ્યું છે."

બીજી કેટલીક વાતો થયા પછી મિસ્ રોજે ખેદ દર્શાવીને કહ્યું કેઃ–"તમે તો કોઇવાર આવતા પણ નથી. આ યોગ્ય કહેવાય કે?"

શરચ્ચંદ્રે વારંવાર આવતા રહેવાની પ્રતિજ્ઞા કરી, અને કહ્યું કેઃ– "ત્યારે હવે મને જવાની આજ્ઞા છે?"

"ભલે સિધારો." મિસ્ રોજ્ કહ્યું.

હસ્તધૂનન કરીને શરચ્ચંદ્ર ત્યાંથી ઉઠયો અને સીધો શાહજાદા ફકીરુદ્દીન પાસે જઈ પહોંચ્યો. ત્યાં તેણે પોતે જે કાંઈ સાંભળ્યું હતું તે સર્વ તેને કહી સંભળાવ્યું.

## દશમ પરિચ્છેદ

### ચપળાનો ચમકારો

શરચ્ચંદ્ર આરામકુરસીમાં એક પુસ્તક વાંચતો પડ્યો હતો. જો કે તેની દૃષ્ટિ પુસ્તકમાં લીન હતી અને તેણે કેટલાંક પાનાં વાંચી પણ નાખ્યાં હતાં; પણ તેમાંના એક અક્ષર માત્રનું તાત્પર્ય પણ તેના સમજવામાં આવી શકયું નહિ. જ્યાં ધ્યાન અને મન બીજી જ કોઈ વસ્તુમાં લાગેલાં હોય; ત્યાં ભાવાર્થ કેવી રીતે સમજવામાં આવી શકે

વારૂ? ન જ આવે, એ સ્વાભાવિક છે. અસ્તુઃ થોડીવારમાં જ ચંપા ત્યાં આવી લાગી. આવતાંની સાથે જ તેણે પૂછ્યું:-"કેમ ચિત્ત તો પ્રસન્ન છે ને?"

"હજી જીવું છું તો ખરો! કેમ દિલબરનો સ્વભાવ કાંઈ બદલાયો કે?" શરચ્ચંદ્રે પુસ્તકને બંધ કરીને કહ્યું.

"બાબૂજી, રંભા બડી બેદર્દ છે. આપનું નામ સાંભળતાં જ બગડી જાય છે અને કહે છે કે, 'મારી સ્હામે એનું નામ ન લેશો.' આપે જે પ્રેમપત્રિકા આપી હતી તેને તેણે બાળી નાખી અને પછી નીરાંતે બેસીને તે કૌતુકમય દસ્યને જોવા લાગી."

"ત્યારે, ચંપા, હું તેને એકવાર આંખ ભરીને જોઈ શકું એવો કોઈ પણ ઉપાય નથી કે? હવે વિયોગ નથી ખમાતો. કૃપા કરીને કોઈ ઉપાય બતાવ."

"ઉપાય થવો કઠિન છે; કારણ કે, તે તો તમારી સૂરતથી પણ બેજાર છે. હં, પણ જો દૂરથી દર્શન કરવાં હોય, તો અત્યારે તે વાટિકામાં ફરતી હશે."

"દૂરથી પણ ત્યાં તેના દર્શનનો લાભ મળી શકશે ખરો?"

"હા, એક ઉપાય છે. દરવાજો હું ખોલી નાખીશ એટલે આપ તેને ગુપચુપ જોઈ લેજો."

"કેવી રીતે?"

"તમે બહાર ઊભા રહેજો-હું અંદરથી કોઈ બહાનું કરીને આવીશ કે, કોઈ કામે જાઉં છું અને વાટિકાના એ જ દરવાજામાંથી નીકળીશ."

શરચ્ચંદ્ર ચંપા સાથે વાટિકાના દ્વાર સૂધી આવ્યો. ચંપા બીજા દ્વારમાંથી અંદર ચાલી ગઈ અને જે દ્વારપર તે ઊભો હતો તેને ઉઘાડીને પાછી બહાર આવી.

રંભા એ વેળાએ અંદરના દ્વારની પાસેના ભાગમાં જ આમ તેમ ફર્યાં કરતી હતી, પણ તેનું મુખ દ્વારની સામી દિશામાં હતું. શરચ્ચંદ્રના મનમાં તેને જોતાં જ એવો વિચાર થઈ આવ્યો કે, 'હમણાં જ જઇને એને ગળે બાઝી પડું;' પણ મનઃસંયમ કરીને તે ત્યાં જ અટકી ગયો. એ ક્ષણે જ રંભાએ મુખ ફેરવ્યું અને શરતને તેના વદનચંદ્રના દર્શનનો અલભ્ય લાભ મળ્યો. તેના એ સમયના નૈસર્ગિક અને કૃત્રિમ સૌન્દર્યનું વર્ણન થવું અશક્ય હતું. બનારસી પોતની લીલી સાડી માથાપરથી સરકતી જતી હતી, ગુલાબી સાટીનની ચોળી વિલક્ષણ શોભા આપતી હતી અને ઘેરદાર ઘાઘરાને એક હાથે જરાક ઉંચકીને તે ધીમે ધીમે આગળ ચાલી જતી હતી. વચ્ચે એક વૃક્ષપરથી બેચાર પુષ્પો

તોડી તેમને ઉછાળીને તે બહુ દૂર નીકળી ગઈ અને પાછી તેવી જ રીતે ફૂલ ઉછાળતી દ્વાર સુધી આવી પહોંચી. તેની દૃષ્ટિ પુષ્પમાં તલ્લીન હોવાથી તે શરચ્ચંદ્રને જોઈ ન શકી.

જે શરચ્ચંદ્ર પાષાણુપ્રતિમા પ્રમાણે નિશ્ચેષ્ટતાથી એ મનોહર દૃશ્યને જોતો ઊભો હતો, તે અચાનક 'હાય!' કહીને બેસી ગયો. તેના એ 'હાય' શબ્દે રંભાને ચમકાવી દીધી. તેણે એકવાર ક્રોધથી દૃષ્ટિપાત કર્યો અને પછી શીઘ્રગતિથી દ્વારની વચ્ચે આવીને ઊભી રહી. તેની આ ચેષ્ટાને જોઇને શરચ્ચંદ્રે એવું અનુમાન કર્યું કે, 'મારો પ્રેમ એને અહીં ખેંચી લાવે છે,' અને એ અનુમાનથી તે પોતે પણ દ્વારપ્રતિ આગળ વધ્યો. પરંતુ રંભાએ મહા ચપળતાથી દ્વાર બંધ કરી દેતાં એ વાક્યો ઉચ્ચાર્યાં કે;–"કોની શક્તિ છે કે, આ વાટિકામાં પ્રવેશ કરી શકે? આ બધી કરણી પેલી ચુડેલ ચંપાની હોય, એમ જ દેખાય છે!"

"તો શું આ દાસને તમે આમ તરસાવી તરસાવીને જ મારી નાખવાનાં છો કે?" શરચ્ચંદ્રે દ્વારના બહારના ભાગમાંથી કહ્યું.

"એમ નહિ તો બીજું શું?" રંભાએ ઉત્તર આપ્યું.

"તમારા વિયોગમાં કોઈ આશક મરી જશે!"

"કાલે મરતો હોય તો આજે અને આજે મરતો હોય, તો અત્યારે જ મરી જાય! મારી બલારાતને! તમને તો ઉન્માદ થઈ ગયો છે ઉન્માદ!"

આટલું કહીને રંભા ત્યાંથી ચપળાના ચમકારાની પેઠે અદૃશ્ય થઈ ગઈ અને શરચ્ચંદ્રની નિરાશાનો અવધિ થયો.

---

## એકાદશ પરિચ્છેદ

## રંભાની માગણી

યુવરાજ ફ઼કીરુદ્દીન અને તેનો નાનો ભાઈ મીર્ઝા ખુરાશ એકાંત આવાસમાં બેસીને પરસ્પર વાર્ત્તાલાપ કરી રહ્યા હતા. અચાનક ફ઼કીરુદ્દીનના મનમાં કાંઇક વિચાર આવતાં તેણે ઘંટડી વગાડી. તરત એક ચોપદાર હાજર થયો અને તેને એક આજ્ઞા આપી કે:–"તરત જા અને રાય સંસારચંદને તારી સાથે જ અહીં લઈ આવ."

આજ્ઞાને મસ્તકે ચઢાવીને ચોપદારના ચાલ્યા જવા પછી પુનઃ બન્ને બંધુઓ વચ્ચે નીચે પ્રમાણેનું સંભાષણ ચાલવા લાગ્યું:–

"ભાઈ, તું કયાં ચાલ્યો ગયો'તો? એક પાક પરવરદિગાર જ જાણે છે કે આઠે પહોર મને તારી અને તારી જ ચિન્તા થયા કરતી હતી." ફ઼કીરુદ્દીને કહ્યું.

"હું લખનૌ ચાલ્યો ગયો હતો. ત્યાં વાજદઅલીશાહે મારી ઘણી જ સારી ખાતિરદારી કરી-એટલે સુધી કે, મને અહીં આવવા પણ નહોતા દેતા." મીરજા ખુરાશે જવાબ આપ્યો.

"દિલ્લીની હાલત વિશે પણ તું કાંઈ જાણે છે કે?"

"ત્યાં બધી વાતો મારા સાંભળવામાં આવ્યા કરતી'તી."

"કોણ જાણે શા કારણથી આજકાલ કિબ્લેગાહ મારા પર ઘણા જ નામેહરબાન અને ખફા છે. મને દરબારમાં જવાની પણ મનાઈ થઈ છે અને હવે દિલ્લીનું તખ્ત શાહજાદા જવાંબખ્તને મળે એવી જાહેર અને છુપી કોશિશો ચાલી રહી છે." ફકીરુદ્દીને દિલ્લીના સમાચાર સંભળાવ્યા.

"આ બધી વાતો મારી જાણ બહાર નથી. હાય, કઈ નાકામ ઘડીએ કિબ્લેગાહે આ બીજી શાદી કરી કે જેનો આવો બુરો અંજામ આવ્યો! આ ઓરમાન મા તે મા નહિ, પણ આપણા મુગલિયા શાહી ખાન્દાનનો કાળ છે. એ તો તમો જાણો જ છો કે, આ બધા ઝગડાઓથી કંટાળીને તો હું અહીંથી ચાલ્યો ગયો'તો." નાના ભાઇએ અફસોસ જાહેર કર્યો.

"ભાઈ, આપણે છીએ તો મોટા શાહજાદાઓ, પણ આપણી એવી બુરી હાલત થઈ ગઈ છે કે, આપણા કરતાં અત્યારે એક કંગાલમાં કંગાલ ભારતવાસી પણ વધારે સુખી હશે." ફકીરુદ્દીન નિઃશ્વાસ નાખીને બોલ્યો.

"હં, પણ કલકત્તેથી લૉર્ડનો શો જવાબ આવ્યો?"

"ઇસ્ટ ઈંડિયા કંપનીએ બાદશાહ સલામતની માગણીઓને સ્વીકારી નથી. કંપનીએ તખ્તોતાજનો હકદાર વારિસ મને જ માન્યો છે અને મારી સાથે તેણે એક નવું કરારનામું પણ કરી નાખ્યું છે. પરવરદિગાર ભલું કરે એ અંગ્રેજોનું! જો અત્યારે કંપનીએ મને મદદ ન આપી હોત, તો દિલ્લીનો બાદશાહ જરૂર જવાંબખ્ત જ થઈ જાત." ફકીરુદ્દીને કહ્યું.

એટલામાં સંસારચંદને લઇને ચોપદાર આવી પહોંચ્યો. સંસારચંદે બન્ને શાહજાદાઓને પ્રણામ કર્યાં અને તેમના સંકેત પ્રમાણે એક કુરસીપર બેસી ગયો. મીરજા ખુરાશ પણ બહાર ચાલ્યો ગયો અને ચોપદાર પણ ગયો; એટલે ત્યાં એકાંતવાસ થયો.

"રાય સંસારચન્દ, મારે આપની સાથે કાંઇક ખાનગી વાત કરવાની છે;" ફકીરુદ્દીને આરંભ કર્યો: "અને એટલામાટે જ અત્યારે મેં આપને ખાસ પરિશ્રમ આપ્યો છે."

"જે આજ્ઞા કરવાની હોય, તે કરો." મનમાં શંકા હોવા છતાં સંસારચન્દે વિનય દર્શાવ્યો.

"આપ શરચ્ચંદ્રને ઓળખો છો?"

"જી હા, સારી રીતે. તેના પિતા સાથે મારી ઘણી જ સારી મિત્રતા હતી."

"તેના આચારવિચાર કેવા પ્રકારના છે, એ આપ જાણો છો ખરા કે?"

"તેના આચારવિચાર ઘણા જ સારા પ્રકારના છે, અને તેથી આશા રાખી શકાય છે કે, જતે દિવસે તે એક બહુ જ યોગ્ય પુરુષ નીવડશે."

"સંસારચંદ, મને ક્ષમા કરજો કે, મેં જે આ સર્વ પ્રશ્નો આપને પૂછ્યા તેનું કારણ કેવળ એ જ હતું કે, શરચ્ચંદ્રના આચારવિચાર વિશે આપનો જે અભિપ્રાય હોય તે જાણી લેવો. હું પોતે તો એને બાલ્યાવસ્થાથી જ સારી રીતે જાણું છું. મારા જાણવામાં આવ્યું છે કે, આપની એક કન્યા છે અને અદ્યાપિ તેનાં લગ્ન નથી થયાં. દીકરીને કોઈ સ્થળે તો અવશ્ય આપવી જ પડશે, તો પછી શરચ્ચંદ્ર સાથે જ તેનો લગ્નસંબંધ કરી આપો તો શું ખોટું? એક તો વર સર્વ રીતે યોગ્ય છે અને વળી પુત્રી હમેશા આંખોની આગળ જ રહેશે. હું એ તો આપને નિશ્ચયપૂર્વક કહું છું કે, શરચ્ચંદ્ર જેવો જમાઈ આપને ભાગ્યે જ બીજો કોઈ મળી શકશે." શાહજાદાએ રંભાના હાથની માગણી કરીને કહ્યું.

સંસારચંદ થોડીવાર તો મૌન ધારી રહ્યો અને ત્યાર પછી અનુમતિ આપતો બોલ્યો કેઃ—"આપની આજ્ઞા અમને શિરસાવંદ્ય છે. આમ કરવામાં મને કોઈ પણ પ્રકારનો વાંધો નથી. આ સંબંધ કરવો કબૂલ છે."

"મારા વચનને માન આપવામાટે હું આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું." શાહજાદાએ કહ્યું.

સંસારચંદ પ્રણામ કરીને ચાલ્યો ગયો.



## દ્વાદશ પરિચ્છેદ

### મદનવ્યથા

રાતના આઠ વાગ્યા હશે. ચંદ્રમા પૃથ્વીપર ચંદ્રિકાની વૃષ્ટિ વર્ષાવતો હતો અને સુગંધિત સમીરની લહરીઓ ચાલ્યા કરતી હતી. અગાસીમાંના એક પલંગપર લેટેલી રંભા પોતાના મનમાં કહેવા લાગી કેઃ— "તે દિવસે મેં તેમને જોઈ તો લીધા. સૂરતથી તો જોવામાં આવે છે કે,

તેમનો મારામાં સત્ય પ્રેમ છે; પણ મેં અધીરતા ન બતાવી અને મોભો જાળવ્યો, એ બહુ જ સારું થયું!"

તે આવા વિચારમાં હતી, એટલામાં એક નવયૌવના સુંદરી છમ છમ કરતી આવી અને કહેવા લાગી કે:–"બહેન, આજે તો બહુ જ સારો વિનોદ થયો અને ઘણો જ આનંદ આવ્યો."

"એ વળી શો વિનોદ?" રંભાએ પૂછ્યું.

"કેતકીના શરીરમાં ચૂડેલ આવી'તી; પણ જેવા કાકા સાહેબ આવ્યા કે બધો બકવાદ એકદમ બંધ થઈ ગયો."

"કૃપા કરીને મારી સાથે આવી વાતો તારે ન કરવી."

"ત્યારે મારે કેવી વાતો કરવી વારુ? આજકાલ તમને તો કાંઈ જ ગમતું નથી. કોણ જાણે તમને શું થઈ ગયું છે!"

"ત્યારે શું આવી વાતો વિના બીજી કાંઈ વાત જ નથી કે?"

"હા હા, મારાથી ભૂલ થઈ–હું કહે, શરચ્ચંદ્ર સાથે પાછો બીજી-વાર તારો મેળાપ થયો કે નહિ?"

"શ્યામા, આ તું કોની ચર્ચા ચલાવવા લાગી? મારો તેમની સાથે શો સંબંધ?"

"દિવસ અને રાત તેમને સંભારીને હાય હાય કર્યાં કરો છો અને વળી કહો છો કે શો સંબંધ?"

"હું તો કદી તેમના નામનો ઉચ્ચાર પણ નથી કરતી."

"વાહવાહરે મારાં ભોળી બાઈ, અજાણતો ઠીક બની ગયાં! વારુ ત્યારે હવે તેમના નામનો કદાપિ ઉચ્ચાર ન કરશો–જો જો ભૂલી ન જતાં."

"બહેન, હવે મને વધારે ન સતાવ."

શ્યામા શરચ્ચંદ્રને શાપ આપવા લાગી. રંભા તે સહન ન થઈ શકવાથી કાનમાં આંગળી નાખીને સૂઈ ગઈ.

"આ બેઠાં બેઠાં શું થઈ ગયું કે સૂઈ ગયાં?" શ્યામાએ પૂછ્યું.

"જીભડી ન ચલાવ–ચુપ કર."

"શરચ્ચંદ્રનું સ્મરણ તો નથી થઈ આવ્યું ને? ચાલો ઊઠો." શ્યામાએ ગદગદિયાં કરીને કહ્યું.

રંભા સ્મિત સહિત ઊઠીને બેઠી થઈ અને શ્યામાને ગળે બાઝી પડી. ત્યાર પછી તે બોલી કે:–"બહેન, દિવસે દિવસે મારી હાલત ખરાબ થતી જાય છે અને તેથી મનમાં એમ જ થયા કરે છે કે, જાણે ઝેર ખાઇને મરી જાઉં."

"તમો આ કેવી વાતો કરો છો? તમારે બીજા એક મનુષ્યનો પણ વિચાર કરવાનો છે કે જેના પ્રાણ તમારા પ્રાણ સાથે બંધાયલા છે. પોતાની

જવાનીપર નહિ, તો તેની જવાનીપર તો તમારે દયા કરવી જ જોઇએ." શ્યામાએ ઉપદેશ આપ્યો.

"તેમને તો મારી કાંઈ પરવા જ નથી."

"એ તમોએ કેમ કરીને જાણ્યું ?"

"એમ કે, તેઓ મને મળવામાટેનો કાંઈ ઉપાય નથી કરતા."

"ઊતાવળે આંબા નથી પાકતા. ચંપા એજ ઉદ્યોગમાં લાગેલી છે એટલે તે અવશ્ય તમો બન્નેને સદાને માટે મેળવી આપશે. ગભરાઓ છો શામાટે ?"

એટલામાં માતાનું રંભાને તેડું આવવાથી બન્ને સખીઓ ઊઠીને ચાલી ગઈ.

## ત્રયોદશ પરિચ્છેદ

### બેગમનું ફર્માન!

અંધકારની ઘટા એવી તો ભયંકર છવાયલી હતી કે, નેત્રો હસ્તને પણ જોઈ શકતાં નહોતાં. ઝરમર ઝરમર વર્ષાદ વર્ષતો હતો અને સર્વત્ર નિઃશબ્દતા તથા સ્તબ્ધતાનું સામ્રાજ્ય વિસ્તરેલું હતું. એવા સમયમાં એક મનુષ્ય જનાનખાનામાં આમથી તેમ આંટા ફેરા મારી રહ્યો હતો. એકાએક એક ઓરડાના દરવાજા ઊઘડી ગયા અને તેમાંથી એક તરુણ સુંદરી બહાર નીકળી આવી. ઓરડામાંથી જે પ્રકાશ આવતો હતો, તેના સાહાય્યથી તે સ્ત્રીએ તે મનુષ્યને જોયો અને કહ્યું:- "શું આપ હમણાં જ આવ્યા?"

"જી નહિ, મને આવ્યાને ઘણો વખત થયો." તે મનુષ્યે ઉત્તર દીધું.

તે સ્ત્રી એક તરફ ચાલી ગઈ, ઓરડાનાં દ્વાર પણ બંધ થઈ ગયાં અને તે મનુષ્ય પૂર્વ પ્રમાણે જ અંધકારમાં ઊભો રહ્યો. થોડીવાર પછી હાથમાં દીપક લઇને તે સ્ત્રી પાછી આવી અને બોલી કે:—"અત્યારે બેગમસાહબા પોતાના ખાસ ઓરડામાં બેઠેલાં છે, માટે ત્યાં ચાલો."

ચાળીસ પચાસ પગલાં ચાલ્યા પછી તે બન્ને એક ઓરડાની સામે આવી પહોંચ્યાં. ત્યાં વિશાળ પ્રકાશ વિસ્તરેલો હતો. ચારે તરફ સુગંધિત દીપકો બળ્યા કરતા હતા. એ ઓરડામાં શરચ્ચંદ્ર થોભ્યો. એની અડોઅડ એક બીજો ઓરડો હતો અને તેનાં દ્વાર જો કે ખુલ્લાં હતાં, પણ તેમાં જરીની કારીગરીવાળી એક જાળી લટકાવી દેવામાં આવી હતી. તે સ્ત્રી દ્વારની એક બાજૂએ ઊભી રહી ગઈ. પડદાની પેલી બાજૂએ છમછમનો ધ્વનિ સંભળાયો અને તે દ્વાર સુધી આવીને બંધ થઈ ગયો.

તે સ્ત્રીના સંકેતના આશયને જાણીને શરચ્ચંદ્રે ઉંબરાને હસ્તસ્પર્શ કરી પ્રણામ કર્યા. બેગમસાહબાએ પડદા પાછળથી જ કહ્યું કે:–"બેટા, તમને મેં એક બહુ જ જરૂરના કામ માટે બોલાવ્યા છે."

"રાજમાતા, દાસને શી આજ્ઞા છે?"

"પ્રથમ મને વચન આપો કે, મારી કહેલી વાત તમે ક્યાંય પણ પ્રકટ નહિ કરો."

"હું એ પ્રમાણે વર્તવાની ઇશ્વિરસાક્ષીયુક્ત પ્રતિજ્ઞા કરું છું."

"ત્યારે તમે શાહજાદા ફ્કીરુદ્દીનના સમાગમને ત્યાગી દ્યો!" બેગમ-સાહબાએ ગંભીર સ્વરથી કહ્યું.

શરચ્ચંદ્ર ચુપ થઈ ગયો.

"કેમ મારા બોલવાનો કાંઈ જવાબ નથી આપતા?" બેગમે પૂછ્યું.

"મારા અને શાહજાદા ફ્કીરુદ્દીનના સમાગમથી આપને શી હાનિ છે, એ હું સમજી શકતો નથી. આપનો અભિપ્રાય જરાક સ્પષ્ટતાની સાથે વ્યક્ત કરવાની કૃપા કરશો?"

"કેવળ તમારા કારણથી જ અમારાં બધાં કામોમાં અડચણ આવ્યા કરે છે." બેગમ બોલી.

"હું આપના કયા કાર્યમાં બાધક થઈ પડ્યો વારુ ?"

"થોડા દિવસપર ઇસ્ટ ઈંડિયા કંપની અને ફ્કીરુદ્દીન વચ્ચે જે કરારનામું થયું છે, તેના મૂળ કારણ તમે જ છો. તે અંગ્રેજને તમે લાવ્યા ન હોત, તો એ સંધિ થવાનો લેશ માત્ર પણ સંભવ નહોતો. દરબારની બધી વાતો ફ્કીરુદ્દીનને તમે જ જણાવો છો. હું કહું છું તે વાતો સાચી નથી કે શું ? તમો આનાથી વધારે બાધક શું થવાના હતા ? આ થોડી બાધા કે?" બેગમે કહ્યું.

"માતા, બાળકના અપરાધની ક્ષમા કરો, અને આપના મનોગત દ્વેષને હવે કાઢી નાખો. બન્ને પુત્રો આપના જ છે. આપે તો હવે તે જ ઉપાયો યોજવા જોઇએ કે જેમના યોગે વિઘાતક ગૃહકલેશનો અત આવી જાય. નહિ તો આ આપના વિચારો મહા અનિષ્ટના મૂળરૂપ હોવાથી એમના યોગે ભયંકર હાનિ વિના બીજો કશો પણ લાભ થવાનો નથી."

"મેં તમને અહીં તમારી પાસેથી ઉપદેશ સાંભળવામાટે બોલાવ્યા નથી. હું જે પૂછું તેનો જવાબ આપો. શાહજાદા ફ્કીરુદ્દીનની સોહબતને તમે છોડવા માગો છો કે નહિ ? જો મારી આજ્ઞા માનશો, તો હું તમને દિલ્લીના વજીરેઆજમ બનાવી દઇશ." બેગમે જરાક ક્રોધના ભાવથી કહ્યું.

શરચ્ચંદ્ર આનું કાંઈ પણ ઉત્તર આપી ન શકયો. તેને નિરુત્તર જોઇને બેગમે કહ્યું કે:–"તમારો આશય મારા સમજવામાં આવી ગયો છે, અને તે એ જ કે, મારું વચન માનવાની તમારી ઈચ્છા નથી. જુઓ, હજી પણ માની જાઓ; નહિ તો તમારું કલ્યાણ નથી."

શરચ્ચંદ્ર વળી પણ નિરુત્તર જ રહ્યો. તેનાથી કાંઇપણ બોલી શકાતું નહોતું. બેગમને કોપાયમાન જોઇને ભયથી તે થરથર કંપવા લાગ્યો. તેને આવી રીતે અવ્યવસ્થિત ચિત્ત જોઈને બેગમે દાસીને હુકમ કર્યો કે:–"સોસન, આમને લઈ જઇને દરવાજા સૂધી પહોંચાડી દે."

દાસી શરચ્ચંદ્રને ત્યાંથી ચાલવાનો સંકેત કરી રહી હતી, એટલામાં શરચ્ચંદ્રનો ભય તૂટી ગયો અને તે વિનીત વચનથી કહેવા લાગ્યો; "માતા, હું આપને માટે જે કહો તે કરવાને તૈયાર છું; પરંતુ મારા બાલ્યકાળના મિત્રને આવી દશામાં મારાથી ત્યાગી શકાય તેમ નથી. જ્યાં બધા દરબારીઓ તેના દુશ્મન બની ગયા છે, ત્યાં કોઈ એક તો દોસ્ત હોવો જોઇએ કે નહિ?"

"જો પોતાના કલ્યાણની આકાંક્ષા હોય, તો તેની મિત્રતાને તોડી નાખો; હું વધારે કાંઈ પણ બોલવા નથી માગતી. હા કે ના?"

શરચ્ચંદ્ર ચુપ થઈ ગયો. દાસીએ સંકેત કર્યો. તે તેની સાથે દ્વાર સૂધી ગયો અને ત્યાંથી સોસન પાછી ફરી.



## ચતુર્દશ પરિચ્છેદ

### લગ્નસમારંભ

આજે બાબૂ સંસારચન્દની હવેલી નવવિવાહિતા સ્ત્રી પ્રમાણે શૃંગારસજ્જિત દેખાતી હતી. ગૃહના અંતર્ભાગમાં ઘણી સ્ત્રીઓ એકઠી થએલી હતી. કેટલીક બેઠી હતી અને કેટલીક કામમાં લાગી હતી. સર્વ સ્ત્રીઓએ બહુમૂલ્ય વસ્ત્રાભૂષણો ધારણ કર્યાં હતાં. સર્વ સ્ત્રીઓ જાણે સોના ચાંદીથી લદાયલી અને ગોટા લચકામાં છુપાયલી હોયની, એવોજ ભાસ થતો હતો.

બહારના ભાગમાં પણ પુરુષોનો એવો જ કોલાહલ જોવામાં આવતો હતો: ઝાડ ફાનસ લગાડવામાં આવ્યાં હતાં અને નૃત્યગૃહને પણ પ્રથમથી તૈયાર કરી રાખવામાં આવ્યું હતું. પ્રતિષ્ઠિત ગૃહસ્થો આવી આવીને એકત્ર થવા લાગ્યા. સંસારચન્દે આજ્ઞા આપી અને સંગીત તથા નૃત્યનો આરંભ થયો. દિલ્લીની પ્રખ્યાત ગાયકા યમુનાએ નિમ્ન લિખિત સંગીતનો આરંભ કર્યો;

### સંગીત

"મોરે ગર પર કર ધર કર ઢરકાય ગયો રે
મોરી ગાગર ગિરિધર નટવર નંદકો–
રહી હર હર કર હર હર પલ હે સખી,
હે મયૈં ન સમઝી ગિરિનખધર કે ફંદકો–મોરે.
પનઘટવાપે શ્યામ ઘેર આય લીનો રે,
પોરે પનિયાં કહે જનિયાં ઢરકાય દીનો રે,
સારી સારી અનારી ભીગાય દીનો રે,
સખી હશ્ર પિયાને ધૂમ મચાય દીનોરે"–મોરે.

યમુના બીજું ગાયન ગાવાની તૈયારીમાં હતી એટલામાં નોકરે આવીને સમાચાર આપ્યા કે:–"બરાત આવી પહોંચવાની તૈયારીમાં છે." બાબૂ સંસારચન્દ પોતાના મિત્ર અને સંબંધિજનોને સાથે લઇને બરાતને લાવવામાટે સામૈયું લઇને ગયો. બરાત–જાન–ની સજાવટ વળી બીજા જ પ્રકારની હતી. જાન ધૂમધડાકાથી દરવાજાપર આવી પહોંચી. સંસારચન્દ બધાને આવાસમાં લઈ આવ્યો અને વરરાજા શરચ્ચંદ્રને ઘણા જ આદરસત્કારથી લાવીને ગાદીપર બેસાર્યો. પુનઃ નૃત્ય અને ગાયનનો આરંભ થયો. યમુના એક ઘણી જ હોશિયાર અને સમયસૂચક ગાયકા હોવાથી બરાત આવતાં તે નીચેનો સેહરો ગાવા લાગી;—

### સેહરો

"ગૂંધ કર જોહરાજબીં લાઇહય છમછમ સેહરા;
ઉફરે એજાજ બના પંજયે મરીયમ સેહરા;
અર્કે આલૂદાજબીં ચાંદસી દુલ્હન દેખી;
દેખિયે દેખિયે બરસાતા હય શબનમ સેહરા!
મોતિયેકી હય મહક મોતીયોંકી લડીયોંમેં;
બહરે તફરીહ બના ફૂલોંકા મૌસમ સેહરા."

હજી તો એ સેહરો પૂરો પણ નહોતો થયો, એટલામાં પિસ્તોલમાંથી ગોળીના છૂટવાનો અવાજ સંભળાયો અને શરચ્ચંદ્ર પોતાની બેઠકપરથી નીચે ટૂટી પડ્યો.

જ્યાં એક ક્ષણપૂર્વે આનંદનો મહાસાગર ઊછળી રહ્યો હતો, ત્યાં હવે દુ:ખનો સમુદ્ર છોળો ઊછાળવા લાગ્યો. જે ગૃહે ક્ષણપૂર્વે સ્વર્ગનું સ્વરૂપ ધારણ કર્યું હતું, તે જ ગૃહ અત્યારે સ્મશાનના રૂપમાં ફેરવાઈ ગયું. સર્વે જ્યાં બેઠા હતા ત્યાંના ત્યાં જ પાષાણપ્રતિમા પ્રમાણે સજ્જડ બની ગયા. ઘાતક પોતાના કાર્યની સમાપ્તિ કરીને ચાલ્યો ગયો અને કોઇએ તેનું મુખ પણ જોયું નહિ. સંસારચન્દે પોતાના જમાઇની આવી અવસ્થાને જોઇને અતિશય આક્રન્દ કર્યો અને ચીત્કાર કરી પૃથ્વીપર પછડાઈ મૂર્ચ્છિત થઈ ગયો. સમસ્ત ગૃહમાં મહા શોક અને હાહાકાર

વ્યાપી ગયો. મૃદંગને બદલે છાતીપર હસ્તાઘાત થવા લાગ્યા અને સંગીતના સ્થાનમાં રાજીયાં ગવાવા માંડ્યાં. કોઈ એવું મનુષ્ય નહોતું કે, જેનાં નેત્રોમાંથી અશ્રુની ધારા ન વહી નીકળી હોય.

બે વૃદ્ધ સ્ત્રીઓ—શરચ્ચંદ્રની માતા અને સાસૂ-રોતી પીટતી હવેલીમાંથી બહાર નીકળી આવી. શરચ્ચંદ્રની માતા હૃદયભેદક વાણીથી કહેવા લાગી કે;—"હાય, મારો લાડકવાયો પુત્ર! ઓ લોકો, અમારા કાળજાને કાઢી ખાઇ જનાર નિર્દય કોણ હતો? મારા શરત્, કાંઈ તો બોલ. જો, તારી વ્હાલી મા તને બોલાવે છે અને તારી બહેન વિલાપ કરે છે-અરે એક જવાબ તો આપ. બેટા, મને કોના આધારે છોડી જાય છે? હાય, હું લૂટાઈ ગઈ—મારી આંખોની કીકી, તું કયાં ચાલ્યો ગયો? હાય, હાય!" આટલું બોલીને તે અચેતન થઇને પૃથ્વીપર પડી ગઈ. તેની સાસૂની પણ એ જ દશા થઈ હતી.

બન્ને મૂર્ચ્છિત વૃદ્ધ સ્ત્રીઓને મકાનમાં લઈ જવામાં આવી, ને ત્યાર પછી નોકરોએ શરચ્ચંદ્રને ઊપાડીને પલંગપર સૂવાડી દીધો. એટલામાં એક નોકર ડૉકટરને લઈ આવ્યો. ડૉકટરે તેની નાડી જોઈ તો તે ધીમી ધીમી ચાલતી હતી અને હૃદયના ધબકારા પણ હજી કાયમ હતા. ત્યાર પછી કાનપાસેના ગોળીના જખમને તપાસીને તેણે કહ્યું કે:—"ધાસતી રાખવા જેવું કાંઈ પણ નથી. થોડા વખતમાં એ સારા થઈ જશે." એજ ક્ષણે સંસારચન્દના શરીરમાં ચેતનનો સંચાર થયો. જાગ્રત્ થતાં જ તે બોલ્યો કે:—"હાય- શરચ્ચંદ્ર!"

"આપ ચિન્તા ન કરો. તેમના બચવાની પૂરેપૂરી આશા છે." ડૉકટરે આશ્વાસન આપ્યું.

"જેના માથામાં ગોળી લાગી હોય, તે કેવી રીતે બચી શકે?" સંસારચન્દે શંકા બતાવી.

"માથામાં નહિ, પણ કાન પાસે ગોળી લાગી છે."

"ડૉકટરે પોતાનાં શસ્ત્રો કાઢીને શરચ્ચંદ્રને ઑપરેશન કરી ગોળીને બહાર કાઢી નાખી અને જખમને સીવી મલમ લગાવી બીજી પીવાની દવા આપીને સંસારચન્દની રજા લીધી. બીજે દિવસે સવારમાં આઠ વાગે શરચ્ચંદ્ર શુદ્ધિમાં આવ્યો. આંખ ઉઘાડીને જોયું, તો રંભા તેના પલંગ પાસે રોતી બેઠી'તી.

"રંભા!"

"પ્રિયતમ, આપની પ્રકૃતિ કેમ છે?"

"ઠીક છે: પણ જખમમાં થોડી ઘણી પીડા થાય છે."

"ભગવાન્ તેપણ મટાડી દેશે. હું ચુપ ચુપ આપને જોવા આવી હતી; એટલે હવે રજા લઇશ."

શરચ્ચંદ્રે પણ એ સમયે તેને વધારે વાર રોકવાનું યોગ્ય ન ધાર્યું.

બે ચાર દિવસ પછી શરચ્ચંદ્ર સારો થઈ ગયો, એટલે શુભ લગ્ન જોઇને રંભા સાથે તેનો લગ્નસંબંધ કરી આપવામાં આવ્યો. તેમના દિવસો હાસ્યવિનોદમાં વીતવા લાગ્યા. શુભ દિવસે શરચ્ચંદ્ર રંભાને પોતાને ઘેર લઈ ગયો, અને બન્ને આનંદથી પોતાનો સમય વીતાડવા લાગ્યાં.

## પંચદશ પરિચ્છેદ
### સર્વનાશ!

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને લગભગ ચાર મહિના થઈ ગયા પછી શાહજાદો ફકીરુદ્દીન અચાનક બીમાર પડી ગયો. વૈદ્ય, હકીમ અને ડૉકટર સર્વને બોલાવવામાં આવ્યા, પણ એ રોગને કોઈ પણ ઓળખી શકયો નહિ. શાહજાદો દિવસે દિવસે નિર્બળ થતો ચાલ્યો અને ચાર પાંચ દિવસમાં તો એવી અવસ્થા થઈ ગઈ કે, પલંગપરથી ઊઠવું પણ મુશ્કિલ થઈ પડ્યું.

એક દિવસ શરચ્ચંદ્ર નિત્ય પ્રમાણે તેને જોવામાટે આવ્યો અને વાતપરથી વાત નીકળતાં તેણે બેગમસાહબા સાથે થએલી પોતાની મુલાકાતનો અને બેગમ સાથે ચાલેલા સંવાદનો બધો વૃત્તાંત શાહજાદાને કહી સંભળાવ્યો. જો કે તેણે બેગમ આગળ એ વાર્તાને ગુપ્ત રાખવાની પ્રતિજ્ઞા કરી હતી; છતાં પોતાના પ્રાણપ્રિય મિત્રથી એ ઘટનાને ગુપ્ત રાખવાનું તેને યોગ્ય ન લાગ્યું. તેનો વૃત્તાંત સાંભળી ફકીરુદ્દીન કહેવા લાગ્યો કે;—

"શરચ્ચંદ્ર, તમે આટલા દિવસ સુધી આ ભેદને મારાથી છુપાવી રાખ્યો, તે સારું ન કર્યું. તમને ગોળી મારવામાં આવી હતી, તે ઘટનાનું સ્મરણ કરો. મારી સાથેના પરિચય તથા સંબંધને કાયમ રાખવામાટે જ તમારાપર પ્રાણ જવાનો પ્રસંગ આવી લાગ્યો હતો. પરંતુ પરવરદિગારે કૃપા કરી અને તમે બચી ગયા. હવે અત્યારે તો તમે બરાબર જાણી ગયા હશો કે, એ બધાં કામો કોનાં હતાં?"

"મારા મનમાં પણ બેગમસાહબા વિશે જ સંશય ઉદ્ભવ્યો હતો. પણ હવે એ વાતોને જવા દો, અને એ જણાવો કે આપને આ તે કેવો રોગ લાગૂ પડ્યો છે કે જેને વૈદ્ય, હકીમ કે ડૉકટર કોઈ પણ ઓળખી શકતો નથી? આ પ્રકાર શો છે?" શરચ્ચંદ્રે કહ્યું.

"સાંભળો, હવે હું તમને સાચે સાચી વાત જણાવી દઉં છું. આજથી પંદર દિવસ પૂર્વે મેં એક નવા રસોઇયાને નોકરીમાં રાખ્યો હતો.

એ રસોઇયો પ્રથમ મારા પિતા પાસે હતો. એક દિવસે તેણે જે રસોઈ બનાવી તેનો સ્વાદ ઘણો જ ઉત્તમ અને આશ્ચર્યકારક હતો. બસ તે રસોઈ ખાધા પછીથી મારો જીવ બગડી ગયો. પ્રથમ તો મારા મનમાં કોઈ પણ પ્રકારનો સંદેહ નહોતો, પરંતુ આજની તમારી વાત સાંભળીને મારા વિચાર બદલાઈ ગયા છે. હવે મને લાગે છે કે, મારા ભોજનમાં અવશ્ય કોઈ પણ પ્રકારના વિષની મેળવણી કરાયલી હોવી જોઇએ. મારું અચાનક મરણ થાય, તો લોકોના મનમાં શંકા આવે; એટલામાટે મારા ભોજનમાં કોઈ એવું વિષ મેળવવામાં આવ્યું છે કે જે ઓળખવામાં પણ ન આવી શકે અને રીબાવી રીબાવીને પ્રાણ લઈ જાય. આ સર્વ અનર્થોનું મૂળ મારી ઓરમાન માતા ઝીનતમહાલ બેગમ સાહબા જ છે; અફ્સોસ!" ફ્કીરુદ્દીને નિઃશ્વાસપર નિઃશ્વાસ નાખીને પોતાના મનોભાવોને વ્યક્ત કરી બતાવ્યા.

"પોતાના મનનો આ ભેદ આપ ડૉકટરને કેમ નથી જણાવતા?"

"હું હવે બચવાનો નથી, એવો મારો દૃઢ નિશ્ચય થઈ ગયો છે. વિષનો સમસ્ત શરીરમાં પ્રસાર થઈ ગયો છે, એવા સમયમાં આ ભેદને પ્રકટ કરીને મારી હાંસી કરાવું કે શું? ઓરમાન માતાએ જે કાંઈ કર્યું તે સારું જ કર્યું છે! પણ અંતકાળે આ ભેદને પ્રકટ કરી તેમના નામને કલંકિત કરવું, એ હું યોગ્ય નથી ધારતો, તેમ જ તમને પણ મારી એ જ વિનતિ છે કે, તમારે પણ આ ભેદ બીજા કોઇને જણાવવો નહિ. જો કે આ પાપ ગુપ્ત તો નથી જ રહી શકવાનું, પરંતુ આપણા મુખથી એનો પ્રકાશ ન થવો જોઇએ." શાહજાદાએ પોતાના ખાન્દાનની આબરૂને જાળવવાના વિચારથી કહ્યું.

"હાય હાય, જો બેગમ સાહબાના વિચારો પ્રથમથી જ મેં આપને જણાવી દીધા હોત, તો આજે આ દિવસ આવ્યો ન હોત!"

"હવે એ ગત વાર્તાને યાદ કરવાથી કશો પણ લાભ થવાનો નથી. હા, મારે એક બીજી વાત પણ તમને કહેવાની છે અને તે એ કે મારી ઓરમાન માતાની આશા તથા મહત્ત્વાકાંક્ષા કદાપિ ફળીભૂત થવાની નથી. જ્યાં મારી સાથે સંધિ કરવામાં જ ઇસ્ટ ઇંડિયા કંપનીએ આટલી બધી આનાકાની અને ખેંચતાણ કરી હતી: એટલે એથી સાફ જણાય છે કે, ઇસ્ટ ઇંડિયા કંપની જવાંબખ્ત સાથે કદાપિ સંધિ કરશે નહિ. તમે જોશો કે, હિન્દુસ્તાનમાંથી મુગલ વંશનું નામનિશાન મટી જવાનો દિવસ હવે વધારે દૂર નથી. પણ મારા બુજર્ગ કિબ્લે-ગાહના દેખતાં જ કાંઈ અનિષ્ટ ન થાય તો સારું. અય પરવરદિગાર, મારા વૃદ્ધ પિતા અને મારી માતાપર કૃપા રાખજે. શરચ્ચંદ્ર, હવે મારાથી

વધારે બોલી શકાતું નથી. આ આપણી છેલ્લી મુલાકાતને યાદ રાખજો—સલામ—આખિરી સલામ-યા ખુદા—પરવરદિગાર!"

શાહજાદાનો શ્વાસ એકદમ જોરથી ચાલવા લાગ્યો, આંખો ફાટી ગઈ અને જીવ અટવાઈ ગયો—મુંઝાયો. શરચ્ચંદ્રે એક અનુચરને ડૉકટરને ત્યાં અને બીજાને બાદશાહ પાસે મોકલ્યો. પણ જ્યાં સુધી ડૉકટર આવી પહોંચે ત્યાંસુધીમાં તો શાહજાદા ફકીરુદ્દીન—દિલ્હીના અંતિમ વલી અહદ—ના પ્રાણોનું ઉત્ક્રમણ થઈ ગયું.

દિલ્લીના કિલ્લાપર શોકસૂચક પતાકા ચઢાવવામાં આવી. એક સો અને એક તોપોના ધ્વનિએ સમસ્ત નગરમાં એ સૂચના આપી દીધી કે, વલીઅહદ ફકીરુદ્દીન આ અસાર સંસારને સદાને માટે ત્યાગી ગયો છે. આ બનાવ ઇ. સ. ૧૮૪૦ ના જૂલાઈ માસની ૧૦ મી તારીખે બન્યો હતો.

* * * * *

ફકીરુદ્દીનના દેહાન્ત પછી લક્ષાવધિ યત્નો કરવા છતાં પણ જીનતમહાલની ઇચ્છા પ્રમાણે ઇસ્ટ ઇંડિયા કંપનીએ શાહજાદા જવાંબખ્તને દિલ્હીના તાજોતખ્તનો હકદાર વારસ ન માન્યો. કંપનીએ મીરજા ખુરાશ અર્થાત્ બાદશાહના દ્વિતીય શાહજાદા સાથે સંધિ કર્યો. તે સંધિ પ્રમાણે 'શહનશાહ'ની પદવીનો લોપ કરવામાં આવ્યો અને તેના સ્થાનમાં 'શાહજાદા' એટલી પદવી જ કાયમ કરવામાં આવી. એટલે કે, બહાદુરશાહના જીવન પર્યન્ત 'શહનશાહ' પદ રહેશે અને ત્યાર પછી જે હકદાર વારસ થશે, તેને કેવળ 'શાહજાદા' ના નામથી જ ઓળખવામાં આવશે, એવું કરારનામું કરવામાં આવ્યું હતું. આવી રીતે બધી બાજી બગડી જવા છતાં પણ જીનતમહાલે પોતાની આશાનો ત્યાગ ન કર્યો. તે તો પોતાના પ્રયત્નમાં મંડેલી જ રહી. દિવસો વીતતાં કાંઈ વિલંબ નથી થતો. ફકીરુદ્દીનના મરણને સત્તર વર્ષનો કાળ વીતી ગયો અને ઈ. સ. ૧૮૫૭ માં સમસ્ત હિન્દુસ્તાનમાં રાજ્યક્રાન્તિકારકોના ઉપદ્રવનો આરંભ થયો. એ રાજ્યક્રાન્તિના પરિણામે દિલ્લી નગર અંગ્રેજોના અધિકારમાં ગયું, બહાદુરશાહને હુમાયૂનની કબ્રવાળા મકાનમાંથી તેના બે શાહજાદાઓ સહિત કેદ કરવામાં આવ્યો, બે શાહજાદાઓને મારી નાખવામાં આવ્યા અને અંતે બહાદુરશાહને બંદિવાન્ બનાવીને રંગૂન મોકલી દીધો. જીનતમહાલ પણ તેની સાથે ગઈ. બસ, દિલ્હીમાંથી મુગલિયા રાજવંશનો સદાને માટે લોપ થઈ ગયો—સર્વનાશ થયો!!

# આયેષા અને જમીલા

—✲✲✲✲—

## પ્રથમ પરિચ્છેદ
### અબળાની અસૂયા

એક સાધારણ સરદાર તરીકે વજીર દિલાવરખાનનો દરબારમાં પ્રથમ પ્રવેશ થયો હતો; પરંતુ થોડા જ સમયમાં લડાઇના મેદાનમાં મર્દુમી ગર્જાવીને તે આજે વજીરની પદવીએ આવ્યો હતો. બાદશાહે પોતાની શાહજાદી સાથે તેની શાદી કરી આપીને તેના માનમાં અતિશય વૃદ્ધિ કરી હતી. પરંતુ વાસ્તવિકતાથી જોતાં એ શાહજાદીમાટે વજીર દિલાવરખાનના અંતઃકરણમાં પ્રેમનો લવલેશ પણ નહોતો. શાહજાદી કપટી અને પ્રપંચપરાયણ ચાલાક અબળા છે, એ તે સારી રીતે જાણતો હતો; છતાં બાદશાહે પોતે જ જ્યારે પોતાની શાહજાદી તેને આપવાનો વિચાર દર્શાવ્યો, એટલે વજીરથી બાદશાહની આજ્ઞાનું ઉલ્લંઘન કરી શકાયું નહિ અને નિરુપાય થઇને અનિચ્છા છતાં પણ શાહજાદી આયેષા સાથે તેને લગ્નસંબંધ કરવો પડ્યો. જેમ જેમ એ મિયાં બીબીનો વિશેષ સહવાસ અને સમાગમ થતો ગયો, તેમ તેમ વજીર દિલાવરખાનની પ્રેમહીનતા અને પોતા તરફની ઘૃણાનો શાહજાદીને પરિચય થવા લાગ્યો. છેવટે તેના મસ્તિષ્કમાં શાહજાદી તરીકેના પોતાના સ્વાભાવિક અભિમાનનો આવિર્ભાવ થવાથી તે એક દિવસ પોતાના પતિને ઉદ્દેશીને કહેવા લાગી કે:—

"એ એહસાનફરામોશ ઇન્સાન, જેના પુણ્ય પ્રભાવથી તું આવી અને આટલી ઉચ્ચ પદવીએ પહોંચ્યો અને વજીર તથા બાદશાહનો દામાદ થયો, તે શાહજાદીનો તિરસ્કાર કરી તું બીજી અબળામાં સ્નેહ રાખે છે? હું તારી ચાલબાજીને નથી જાણતી, એવી જો તારી ધારણા હોય, તો તું ખાંડ ખાય છે. એટલું તો તું કદાપિ ભૂલીશ નહિ કે, મર્દ કરતાં એક ઔરત બીજાની કપટ ચેષ્ટાને તરત પારખી શકે છે; એ પરીક્ષણશક્તિમાં મર્દ કદાપિ ઔરતની બરાબરી કરી શકતો નથી!"

"પણ આયેષા, આજે અચાનક તારા મનમાં આ શું ભૂત ભરાયું છે તે હું સમજી શકતો નથી. મારા શિરપર આ દોષારોપ કરવામાટેનો તારી પાસે કાંઈ પણ પાકો પૂરાવો છે ખરો કે? એક નિર્દોષ માણસના માથાપર આવો આરોપ મૂકવો, એ તારા જેવી સમજદાર શાહજાદીને છાજતું નથી." વજીર દિલાવરખાને અત્યંત ખેદ દર્શાવીને કહ્યું.

"તમારા વર્ત્તનમાં પડી ગએલો ફરક સાફ સાફ કોઇના પણ જોવામાં આવી શકે તેમ હોવાથી વધારે પૂરાવાની કાંઈ પણ જરૂરત નથી. પણ એટલું યાદ રાખી લેજો કે, આ આયેષા સાથેનો પ્રસંગ છે, એટલે તે તમને અને તમારી માશૂકને કીનો લીધા વિના કદાપિ છોડવાની નથી તે નથી જ!" એટલું બોલીને આયેષા ત્યાંથી પોતાના એકાંત આવાસમાં ચાલી ગઈ.

વજીરને પણ કંટાળો આવેલો હોવાથી તે પણ આયેષા બેગમના શયનમંદિરમાંથી ઊઠીને પોતાના ખાનગી મહલમાં ચાલ્યો ગયો. તે ચાલતો ચાલતો મનોગત કહેવા લાગ્યો કે:–"ખરેખર આ રમણી નહિ, પણ રાક્ષસી છે; કારણ કે, અત્યારે એનો અનુરાગ ધિક્કારના રૂપમાં બદલાઈ ગયો છે:–એ આગ છે, જો ભડકશે તો બાળીને ખાક કરી નાખશે! એટલામાટે હવેથી એનાથી ચેતીને જ ચાલવું જોઇએ; નહિ તો જાનની અમાન નથી! ખૈર, જે થાય તે ખરું!!"

તે પોતાના ખાનગી મહલમાં આવ્યો, અને ત્યાં પોતામાટે તૈયાર રાખેલી મસ્નદપર બેસીને ગંભીર વિચારમાં નિમગ્ન થઈ ગયો. કેટલીક વાર સુધી તેના હૃદયમાં એ વિચારનો એટલો બધો અધિકાર રહ્યો કે, તે પોતાના દેહભાનને પણ સર્વથા ભૂલી ગયો.

---

## દ્વિતીય પરિચ્છેદ

### મદનજ્વાળા

"બેટા જમીલ, મારો હુક્કો ભરી લાવ અને શરબતનો એક પ્યાલો તૈયાર કર!" વજીરે કેટલીક વાર પછી વિચારનિદ્રામાંથી અચાનક જાગ્રત્ થઇને પોતાના હુજૂરી જમીલને એ પ્રમાણેનો હુકમ ફર્માવ્યો.

"જેવો ખાવિન્દનો હુકમ!" એ પ્રમાણે કહી અલ્પ સમયમાં જ હુક્કો ભરી જમીલે વજીર પાસે લાવી મૂક્યો અને શરબતનો પ્યાલો પાસેના મેજપર રાખી દીધો.

જમીલ સત્તરથી અઢાર વર્ષના વયનો એક તુર્ક તરુણ હતો અને થોડા દિવસથી દિલાવરખાને તેને પોતાની તહનાતમાં રાખ્યો હતો. તે શરીરે કૃશ અને અત્યંત સ્વરૂપસુંદર હતો. તેના સૌન્દર્યમાં જે એક પ્રકારનું માર્દવ અને માધુર્ય દેખાતું હતું તેવું માર્દવ અને માધુર્ય કોઈ કોમળાંગી અબળાના સૌન્દર્યમાં જ હોઈ શકે. અર્થાત્ તે પુરુષના રૂપમાં જાણે પ્રમદા જ હોયની! એવો જ જોનારને કેટલીકવાર ભ્રમ થઇ જતો હતો. તેનો સ્વભાવ પણ વળી બહુ મળતાવડો હોવાથી મહાલયમાં તે સર્વને અત્યંત પ્રિય થઈ પડ્યો હતો. દિલાવરખાનની તો અલ્પ અવ-

ધિમાં તેનામાં એટલી બધી મહબ્બત થઈ ગઈ હતી કે, તેને તેનો એક પળ માત્રનો વિયોગ પણ અસહ્ય થઈ પડતો હતો. તેનો ગૌર વર્ણ, તેનાં ચપળ નેત્રો અને તેનું આકર્ષક તથા મનોહર મુખકમળ, કોઈ પણ પુરુષ કિંવા સ્ત્રીના હૃદયને મોહમુગ્ધ કરવામાટે સંપૂર્ણ સમર્થ હતાં, તો પછી દિલાવરખાન મોહમુગ્ધ થાય, તેમાં શી નવાઈ?

"જમીલ, આજે તો તું મને તારું પેલું તુર્કી ગાયન ગાઈ સંભળાવ; કારણ કે, મારું મન અત્યારે બહુ બેચેન છે!" દિલાવરખાને શરબતના બે ઘૂટડા ભરી હુક્કાનો દમ ખેંચી ધૂમાડાને મોઢામાંથી બહાર કાઢતાં બીજી આજ્ઞા આપી.

"તૈયાર સરકાર!" એમ કહીને જમીલે પોતાના તંતુવાદ્યને હાથમાં લઈ તેના તારોને મેળવી બુલબુલ જેવા મધુર અને કોમળ કંઠથી પોતાના તુર્કી ગાયનનો આલાપ કર્યો. તે સંગીતનો આશય નીચે પ્રમાણે હતો;—

ગઝલ

"મહબ્બત ઉસ સનમકી મુદ્દતોંસે દિલમેં બસ્તી હય;
ખુદાકી શાન કાબેમેં અજાયબ બુતપરસ્તી હય-મહબ્બત.
હુવા હય જબસે સૌદા ઉસ અદૂએ સૂએ જનાકા;
દિલે શયદાકો મેરે જુલ્ફ નાગન બનકે ડસ્તી હય-મહબ્બત.
દુરંગી આઇના દિખલા રહી હય દેખો અય ગાફિલ;
ઉધર નકશા અદમકા હય, ઇધર તસ્વીરે હસ્તી હય-મહબ્બત.
રેહા કરદે અરે સૈયાદ ગુલ્શનમેં બહાર આઈ;
કફસમેં દીદે ગુલકે વાસ્તે બુલબુલ તરસ્તી હય-મહબ્બત.
સુલયમાં નેકો બદકા હાલ ઇસ જા આકે ખુલતા હય;
યે દુનિયા એક કસોટી હય ખરે ખોટેકો કસ્તી હય"-મહબ્બત.

જમીલ સંગીતકળામાં અત્યંત પ્રવીણ હતો તેમ જ તેનો કંઠ પણ અત્યન્ત મધુર હતો, એટલે સ્વાભાવિક જ તેનું સંગીત સર્વને અત્યંત પ્રિય લાગતું હતું. તેમાં પણ આજે તો તેણે પોતાની એ કળાની સીમા જ કરી બતાવી અને તેથી વજીર દિલાવરખાન આનંદલહરીથી ડોલવા લાગ્યો. તેણે આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું કે:-"બેટા જમીલ, આવી અલૌકિક સંગીતકળા તને કોણે શીખવી વારુ?" અને એ પ્રશ્ન પૂછવા સાથે તેણે જમીલનો હાથ પોતાના હાથમાં પકડી લીધો.

વજીરના હાથનો સ્પર્શ થવાથી જમીલ મસ્તક નમાવીને ઉભો રહ્યો, તેના કપોલભાગમાં કિંચિત્ આરક્તતાની છટા દેખાવા લાગી. તે ગભરાઈ ગયા જેવો દેખાવા લાગ્યો. તેની આવી સ્થિતિને જોઇને વજીર વિશેષ પ્રેમ અને અનુકંપા દર્શાવતો કહેવા લાગ્યો કે;-"બેટા, તને એકાએક શું થઈ ગયું? તારા ચહેરાનો રંગ આમ અચાનક બદલાઈ કેમ ગયો વારુ?"

"ખાવિન્દ, આપના સવાલનો મારાથી........" જમીલથી વધારે બોલી શકાયું નહિ અને તેથી તેણે ત્યાંથી ઉઠીને બહાર ચાલ્યા જવાનો પ્રયત્ન કર્યો. પણ વજીરે પુનઃ તેનો હાથ ઝાલીને તેને અટકાવ્યો અને કહ્યું કે:–"જમીલ, મારા સવાલનો જવાબ તારે આપવો જ પડશે. હું પુછું છું કે, આવી અલૌકિક સંગીતકળા તને કોણે શીખવી?"

"ગરીબપરવર, આપ મને પૂછો છો કે, આ અલૌકિક સંગીતકળા તને કોણે શીખવી? તો એના જવાબમાં ગુલામ એટલું જ કહી શકે છે કે, મારી પ્યારી હમશીરાએ એ કળા મને શીખવી છે અને તેની યાદ આવવાથી જ મારી અત્યારે આવી અવસ્થા થઈ ગઈ છે!"

"તારી હમશીરા હયાત તો છે ને?" દિલાવરખાને હમ્દર્દીથી પૂછ્યું.

"જી, હા, સરકાર, તે હયાત તો છે; પરંતુ તેની દશા એવી છે કે તેનું જીવન અને મરણ તેના માટે સમાન છે!" જમીલે અજીબ અને ભેદભરેલો જવાબ દીધો.

એનો આશય તત્કાળ સમજમાં ન આવવાથી વજીરે પુનઃ આતુરતાથી પૂછ્યું કે:–"જમીલ, તારા બોલવાનો ઉદ્દેશ શો છે તે હું જરા પણ સમજી શકતો નથી. તારી હમશીરાને તે જીવતી હોવા છતાં તું મુએલી શા કારણથી માને છે?"

"સરતાજ, મારા બોલવાનો મતલબ ઊંડો છે. અમુક એક વિશિષ્ટ વસ્તુમાં એક મનુષ્યના પ્રાણ પરોવાયા હોય અને તે વસ્તુની પ્રાપ્તિનો લેશ માત્ર પણ સંભવ ન હોય, તો પછી તેના જીવિતનું સાફલ્ય શું વારુ? મારી હમશીરા એક જવાંમર્દની મહબ્બતમાં પડી છે, પણ તેનો દરજ્જો બહુ જ મોટો હોવાથી અમારા જેવા ગરીબ ખાન્દાનની એક હસીન ઔરતની એ આશા કદાપિ સફળ થવાની નથી! આ વિશે અમારી ખાત્રી હોવાથી અમે એમ જ માનીએ છીએ કે, આ દુનિયામાં એ બિચારી જેવી દુઃખિની બીજી કોઈ પણ ઔરત મળવી મુશ્કિલ છે. આ કારણથી જ તે જીવતી હોવા છતાં તેને આ દુનિયાવિશેનું કાંઈ પણ ભાન રહ્યું નથી!" જમીલે સ્પષ્ટતાથી પોતાના આશયને વ્યક્ત કરી બતાવ્યો.

"પણ જમીલ, તારી હમ્શીરાનો જે પુરુષમાં પ્રેમ બંધાયો છે, તે પુરુષ કોણ છે, એ જો હરકત ન હોય તો મને જણાવીશ? મારા હાથે જેટલી બની શકશે, તેટલી મદદ આપવાને હું તૈયાર છું." દિલાવરખાને આશાનું દર્શન કરાવ્યું.

વજીરના આ શબ્દોના શ્રવણથી જમીલના હૃદયમાં કાંઇક આશા અને ધીરતાનો સંચાર થયો. તેના મુખમંડળમાં પ્રફુલ્લતા ચમકવા લાગી.

તેણે અત્યંત ગંભીરતાથી કહ્યું કે;-"બન્દાપરવર, મારી હમ્શીરાના દિલની દિલબરી કરનાર જવાંમર્દ બીજો કોઈ નહિ, પણ આપ પોતે જ છો; તે વજીર દિલાવરખાનની આશકેજાર છે!"

"શું, તારી હમ્શીરા મારાપર આશક થએલી છે?" વજીરે આશ્ચર્યચકિત થઇને સવાલ કર્યો.

"જી, સરકાર, આપના પ્રેમરોગમાં સપડાઇને જ તે બિચારી રાત દિવસ રીબાય છે અને હવે તો છેક મરવાની અણીપર આવી પહોંચી છે!" જમીલે આગને વધારે ભડકાવી.

"પણ જમીલ, તારી તે હમ્શીરા અત્યારે અહીં જ છે કે?" દિલાવરખાને પીગળેલા દિલથી પૂછયું.

"જી હા, હુજૂરે વાલા!" જમીલે જવાબ આપ્યો.

વજીર દિલાવરખાને જમીલની બહેનને અત્યાર સુધીમાં કોઈવાર પણ જોઈ ન હોતી, એટલે 'તેણે મને ક્યારે જોયો અને ક્યારે મારાપર તે આશક થઈ?' એ પ્રશ્નનું તેના હૃદયપાસેથી તેને કશું પણ સંતોષકારક ઉત્તર મળી શકયું નહિ. તે ગહન વિચારમાં પડી ગયો અને એકાગ્ર દૃષ્ટિથી જમીલના મુખારવિંદનું અવલોકન કરવા લાગ્યો. તેના હૃદયસમુદ્રમાં અનેક વિચારતરંગોનો ઉદ્ભવ થવા લાગ્યો. 'જ્યારે જમીલ પોતે મર્દ હોવા છતાં આવો સુંદર છે, તો એની હમ્શીરા તો વળી કોણ જાણે કેવી અને કેટલી બધી સુંદર હશે!' એવો ભાવ થવાથી અંતે તેણે જમીલને પોતા પાસે બોલાવીને તેનાં શ્રવણોમાં એક પ્રકારના શબ્દપીયૂષનું સિંચન કર્યું.

જમીલના મુખમંડળમાં વિલક્ષણ તેજની પ્રભા ચમકવા લાગી અને તે ક્ષણે જ પોતાના માલિકને અદબથી આદાબ કરીને તે ત્યાંથી વીજળીના ચમકારાની પેઠે અદૃશ્ય થઈ ગયો. કેટલીકવાર સુધી તો વજીર તેના જવાના માર્ગમાં પોતાની દૃષ્ટિને સ્થિર કરીને બેસી રહ્યો અને ત્યાર પછી મનમાં જ બોલ્યો કે:-

"ઇશ્કકે ઘાટ કિસીકો ન સઁભલતે દેખા;
અચ્છે અચ્છોંકા યહાં પાંઉ ફિસલતે દેખા!"



## તૃતીય પરિચ્છેદ

## જમીલ કે જમીલા?

મધ્યરાત્રિનો સમય હતો. વજીર દિલાવરખાનના મહાલયમાં સર્વત્ર શાંતિ અને નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપી ગયું હતું. માત્ર દ્વારપરના પ્રહરીઓ જ જાગતા હતા, અને અન્ય સર્વ સ્ત્રી પુરુષો ગાઢ નિદ્રાને

આધીન થયાં હતાં. એવા સમયમાં મહાલયના એક એકાંત વિભાગ-માંના છજામાં દિલાવરખાન એકલો જ ઉભો હતો. તેની મુખમુદ્રા અને હીલચાલ આદિને જોતાં તે કોઇના આગમનની ઉત્સુકતાથી વાટ જોતો હોય, એમ સ્પષ્ટ દેખાતું હતું.

અલ્પ સમયમાં જ છજાની બાજૂના ઓરડામાં કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો. તે સાંભળીને પ્રથમ તો વજીર કાંઇક ગભરાયો; પરંતુ અન્ય ક્ષણે જ ગંભીરતાને ધારણ કરીને તેણે કિંચિત્ સ્મિત કર્યું. એ વેળાએ જ એક માનવ વ્યક્તિ મંદ ગતિથી ઓરડામાંથી બહાર નીકળતી દેખાઈ. એ વ્યક્તિ અન્ય કોઇ નહિ, પણ આપણો પરિચિત તુર્ક તરુણ જમીલ જ હતો. તેને જોતાં જ દિલાવરખાને પૂછ્યું કે:- "જમીલ, તું એકલો જ કેમ આવ્યો? તારી હમ્શીરા ક્યાં છે?"

જમીલ કાંઈ પણ ઉત્તર ન આપતાં સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. વજીરે એજ સવાલ તેને બીજીવાર પૂછ્યો, છતાં જમીલના મુખમાંથી એક પણ શબ્દ બહાર નીકળ્યો નહિ. તેનાં નેત્રોમાંથી અશ્રુનું વહન થવા લાગ્યું. તેની આવી સ્થિતિને જોઈ વજીરે તેની પાસે જઈ તેની હડપચીને હાથ અડકાડી તેના મુખને ઉંચું કર્યું; એટલે આજે તેને જમીલની મુખમુદ્રા બીજા જ પ્રકારની દેખાવા લાગી. જમીલ જોકે સ્વાભાવિક રીતે જ સુંદર હતો, છતાં પણ આજે તેના મુખમંડળમાં એક પ્રકારનું વિલક્ષણ તેજ જોવામાં આવતું હતું. અચાનક વજીરના મનમાં એક અપૂર્વ કલ્પનાનો ઉદ્ભવ થયો અને તેથી તેણે જમીલના શિરપરની તુર્કી ટોપી ઉતારીને દૂર ફેંકી દીધી. આ ક્રિયા થતાંની સાથે જ જન્નતની હૂરને પણ લજાવે એવા નાગ સમાન કૃષ્ણ કેશોનો કલાપ વજીરના હસ્તતલમાં નૃત્ય કરવા લાગ્યો. વજીર બે પગલાં પાછળ હટી ગયો. પોતાનો તુર્ક ગુલામ તે દરઅસ્લ એક નાજ઼નીન છે, એ તત્કાળ તેના જાણવામાં આવી ગયું. તે અલૌકિક આશ્ચર્યના ભાવથી બોલ્યો કે:-"શું, તું એક ઔરત હોવા છતાં આજ સૂધી મર્દના પોશાકમાં હતી?"

"જી, મારા માલિકો મુખ્તાર, ફક્ત આપની મહબ્બતમાટે જ મારે આ સાહસ કરવું પડ્યું છે!" એમ કહીને વેશધારી જમીલે પોતાના અંગરખાને શરીરપરથી ઊતારીને જમીનપર નાખી દીધું; અને ત્યાર પછી વજીરે જોયું તો એક અત્યંત લાવણ્યમયી તુર્ક તરુણી તેનાં નેત્રો સમક્ષ ઊભી હતી. એને ક્યાંયપણ આગળ જોએલી હોવી જોઇએ, એવો તેને મંદ ભાસ થવા લાગ્યો. એટલામાં તે તરુણીએ પોતાની કરાંગુલિમાંથી એક મુદ્રિકા કાઢીને વજીર દિલાવરખાનના હાથમાં આપી. વજીરે ક્ષણ માત્ર તે મુદ્રિકાનું નિરીક્ષણ કર્યું અને પછી આશ્ચર્યદર્શક

ઉદ્‌ગાર કાઢ્યો કે:-"કોણ જમીલા, મારી પ્યારી જમીલા!" જમીલા પોતાના પ્રિયકરના ભુજબંધનમાં બદ્ધ થઇને સ્વર્ગસુખને અનુભવવા લાગી.

એ પછી ભૂતકાલિક ઘટનાનું સ્મરણ કરાવતી જમીલા દિલાવરખાનને ઉદ્દેશીને કહેવા લાગી કે:-"જી હા, હું આપની જમીલા જ છું. કંદહારની લડાઇમાં આપણો મેળાપ થતાં પોતાની મહબ્બતની નિશાની તરીકે આ અંગૂઠી આપે મને આપી હતી. એ ઘટનાને આજે બે વર્ષ કરતાં વધારે સમય વીતી ગયો છે. એટલા અવધિમાં મને આપનો પત્તો મળી શકયો ન હોતો. આપ તવંગર અને ઓહદેદાર હોવાથી આ ગરીબ ઔરતને ભૂલી જાઓ, એ કાંઈ નવાઇની વાત નથી; પણ આ ગરીબ જમીલા ત્યારથી અત્યાર સૂધીમાં એક પળમાત્ર પણ આપને ભૂલી નથી અને છેવટે આપને મળવામાટે તેણે આ સાહસ કર્યું છે."

આટલું બોલતાં જમીલાના કંઠનો અવરોધ થતાં તેણે પોતાનું મસ્તક વજીરના સ્કંધભાગપર નાખી દીધું અને તે પોતાના પ્રેમભાજનના વદનકમળનું એક ધ્યાનથી અવલોકન કરવા લાગી. દિલાવરખાન તેના મસ્તકપર હાથ ફેરવીને કહેવા લાગ્યો કે:-"મારી મંજૂરે નજર, તું પાછી આવીને મને મળી, એ બહુ જ સારું કર્યું; પણ હવે........" વજીર આગળ બોલવા જતો હતો એટલામાં બાજૂના ઓરડામાંથી હાથમાં નાગી તલ્વારો લઇને ચાર બળવાન્ શીદી એકદમ બહાર નીકળી આવ્યા અને તેમને જોતાં જ જમીલા તત્કાળ એક બાજૂએ ખસી ગઈ. તેમનામાંના એક શીદીએ મુખમાંથી એક પણ શબ્દનો ઉચ્ચાર ન કરતાં જમીલાના બન્ને હાથ એક મજબૂત દોરડાથી બાંધી લીધા. તેમની આવી ચેષ્ટાને જોઇને વજીર દિલાવરખાન તેમના અંગપર ધસી જવાને તૈયાર થયો. પણ શીદી હુસને પોતાના ખીસામાંથી એક મુદ્રિકા કાઢીને વજીરને બતાવી અને તેને જોતાં જ વજીર નિરુપાય થઇને ત્યાં નો ત્યાં જ સજ્જડ થઇને ઉભો રહી ગયો; કારણ કે, શીદી હુસને બતાવેલી મુદ્રિકા શાહની પોતાની જ હોઇને તે શાહના ફર્માનની તામીલ કરવાને જ આવ્યો હતો, એવો તે મુદ્રિકાને જોઇને વજીરનો નિશ્ચય થઈ ગયો.

## ચતુર્થ પરિચ્છેદ
### પ્રણયપ્રતિસ્પર્ધા

શીદીઓ જમીલાને ત્યાંથી લઈ ગયા અને વજીર દિલાવરખાન ખિન્ન હૃદયથી પાછો પોતાના ખાનગી ઓરડામાં આવ્યો; પણ

ત્યાં તેણે શું જોયું? શાહજાદી આયેષા પોતાના દમામદાર પોશાકમાં સજ્જ થઇને મસનદપર તેના આવવાની વાટ જોતી બેઠી હતી. દિલાવરખાન હવે સર્વ ભેદને જાણી ગયો. વજીરને આવેલો જોઈ શાહજાદી મસનદપરથી ઊઠીને ઊભી થઈ ગઈ અને વજીર તેનો હાથ ઝાલી ગોઠણમંડીએ પડીને પ્રાર્થના કરવા લાગ્યો કે;–"શાહજાદી, ગરીબ બેકુસૂર ઔરતને જાનની અમાન!"

"કદાપિ નહિ; એ શયતાનજાદીને જાનની અમાન? નાદાન ઇન્સાન, એને હવે મૌતની સજા મળવી જ જોઇએ!" આયેષા બેગમે આંખમાંથી અંગાર વર્ષાવીને કહ્યું.

"પણ આયેષા, તે બિચારી બેગુનાહ છે, આમાં તેનો કાંઈ પણ ગુનાહ નથી: સજાને લાયક તે નહિ, પણ આ તારો ખાવિન્દ પોતે જ છે!" દિલાવરખાને અત્યંત આર્જવતાથી એ પ્રમાણેની પ્રાર્થના કરી અને આતુર નયનોથી તે આયેષાના ઉત્તરની પ્રતીક્ષા કરવા લાગ્યો. વજીરે આટલી બધી આર્જવતાથી એ શબ્દો ઉચ્ચાર્યાં તેનું મૂળ કારણ એ હતું કે, આયેષાના પંજામાં સપડાયા પછી જમીલાનો અંત કેવો નિર્દયતાપૂર્વક થવાનો સંભવ હતો, એ તે સારી રીતે જાણતો હતો. પણ તે નિર્દય બેગમના અંતઃકરણમાં પોતાના ખાવિન્દની એ પ્રાર્થનાનું કાંઈ પણ પરિણામ થયું નહિ અને તે વજીરને ધિક્કારદર્શક દૃષ્ટિથી નિહાળી કાંઈ પણ જવાબ આપ્યા વગર પોતાના મહાલયમાં ચાલી ગઈ.

*     *     *     *     *

પ્રાતઃકાળ થતાં અજીમગઢના દિંડી દરવાજામાંથી બે હૃષ્ટ પુષ્ટ અને અમાવાસ્યાની રાત્રિના રંગના શીદીઓ એક તુર્ક તરુણીને લઇને બહાર નીકળ્યા. એ તુર્ક તરુણી કોણ હોવી જોઇએ, એ વાંચકોને નવેસરથી જણાવવાની કશી પણ અગત્ય નથી. શાહના ફર્માનથી જમીલાને આજે પંદર દિવસથી અજીમગઢના એક ભોંયરામાં બંદિની કરીને રાખવામાં આવી હતી. તે શીદીઓ એ તરુણીને લઇને પર્વતના એક ઉચ્ચ ભાગપર ચઢ્યા અને ત્યાં પહોંચ્યા પછી "વજીર દિલાવરખાનની માશૂકા, આજનો દિવસ તે તારી આ દુનિયામાંની જિન્દગીનો છેલ્લો દિવસ છે!" એમ કહીને તે બન્ને નરપિશાચો વિકટ હાસ્ય કરી આનંદ દર્શાવવા લાગ્યા. તેમણે પોતાના કમરબંદને છોડીને જમીલાના શરીરપર વીંટી દીધો.

"આ દુનિયાની હૂર, હવે પેલી દુનિયાના પરસ્તાનમાં જવાને તૈયાર થા!" એક શીદીએ સૂચના આપી.

"તારી કજા તને બોલાવે છે, માટે હોશિયાર થા!" બીજાએ સાફ સાફ મૌતનો પયગામ સંભળાવી દીધો.

બિચારી જમીલા મરવાને તો તૈયાર જ હતી; કારણ કે, દિલાવરખાનના પ્રેમવિના આ જગત્ તેનામાટે શૂન્ય જ હતું. તેણે જરા પણ આનાકાની કર્યા વગર તે શીદીઓને પોતાના હાથપગ બાંધવા દીધા અને ખુશીથી તે મૌતના મોઢામાં જવાને તૈયાર થઈ ગઈ! તેણે માત્ર પોતાના મનમાં એટલી જ પ્રાર્થના કરી કે:—"અય ખુદાવન્દ કરીમ, તું આ બન્દીને તેના ગુનાહોની મોઆફી આપીને પોતાની પનાહમાં લેજે!!"

પર્વતની દરીમાં એક ભયંકર ચીત્કાર વ્યાપી ગયો! બસ—થઈ ચૂકયું! અસહાયા અને અનાથા જમીલાનો આશાપૂર્ણ તારુણ્યના વસંતકાળમાં પ્રણયપ્રતિસ્પર્ધાના પરિણામે આમ અચાનક અંત આવી ગયો! તેને તે શીદીઓએ જેવી રીતે એક પાષાણને કોઈ પણ પ્રકારની લાગણી વગર ફેંકી દેવામાં આવે છે તેવી રીતે અત્યંત નિર્દયતાથી પર્વતના શિખરપરથી નીચેની ઊંડી ખીણમાં ફેંકી દીધી અને તેના આશાપૂર્ણ જીવનનો ક્ષણ માત્રમાં અંત કરી નાખ્યો. એ જ ક્ષણે ક્ષુધાતુર સિંહ સમાન ગર્જના કરતો એક પુરુષ તે શીદીઓના શરીરપર ધસી આવ્યો અને એક શીદીની છાતીમાં પોતાનો જંબિયો ખોસીને તેને જહન્નમમાં મોકલી દીધો. પોતાના સાથીને મરેલો જોઈ બીજો શીદી તે જવાંમર્દના અંગપર ધસી ગયો, પણ તે જવાંમર્દે તેની છાતીમાં એક મજબૂત ઠોંસો લગાવીને તેને જમીનપર પાડી દીધો. તે પાછો ઊઠ્યો અને બન્નેની કુસ્તીનો આરંભ થયો. એ દ્વંદ્વયુદ્ધમાં પ્રવૃત્ત થયા પછી તેઓ ખસતા ખસતા ઠેઠ શિખરના ખીણમાં પડતા છેડાપર આવી લાગ્યા. આ પ્રસંગ તે શીદીના ધ્યાનમાં આવતાં જ તેણે તે જવાંમર્દને તત્કાળ ચાલાકીથી ધક્કો મારીને જમીલા પ્રમાણે જ નીચે ખીણમાં લોટી દીધો! એવી રીતે અભાગિની જમીલાને પુનરપિ પોતાના પ્રિયકર દિલાવરખાનના સમાગમનો લાભ મળ્યો! કારણ કે, જે જવાંમર્દે એક શીદીના પ્રાણ લીધા હતા અને બીજા શીદીએ જેને ખીણમાં નાખી દીધો હતો, તે બીજો કોઈ નહિ, પણ આપણા આ કથાનકનો નાયક દિલાવરખાન જ હતો. અજીમગઢની એ ભયાનક દરીમાં આજે પણ શુભ્રવસ્ત્રપરિધાના બે વ્યક્તિઓ કોઈ કોઈ વાર પ્રવાસીઓના જોવામાં આવે છે અને દેખાઇને પાછી તરત અદૃશ્ય થઈ જાય છે!

---

# શાહજાદી શમ્સુલ્લકા

## પ્રથમ પરિચ્છેદ

### મુરાદની છાવણી

ઈ.સ. ૧૩૮૯ના ગ્રીષ્મઋતુમાં એક દિવસે સિંધ હૈદરાબાદ પાસેનું એક કુશાદા મેદાન તંબૂ અને શામિયાનાથી ઉભરાઈ ગએલું જોવામાં આવતું હતું. એથી જોનારને ત્યાં જાણે કાપડનાં ઘરોવાળું શહેર વસેલું હોયની! તેવો જ ભાસ થતો હતો. અફગાનીસ્તાનના પહેલા સુલ્તાન મુરાદની જંગી ફૌજ લાંબી કૂચ પછી અહીં આરામ લેવાને રોકાયલી હતી. છાવણી સિંધુનદના બન્ને કિનારાપર ફેલાયલી હતી અને લાંબી સફરથી થાકેલા ઊંટ તથા ઘોડા વગેરે જાનવરો અને સિપાહી તેમ જ અફસરોના થાકને ઉતારવામાટે સિંધુનું પવિત્ર પાણી એક ઉત્તમ સાધન થઈ પડ્યું હતું. દરેક તંબૂની ચોટીપર અર્ધ ચંદ્રના આકારની સોનાની બનાવેલી પયગંબર મહમ્મદના મજહબની નિશાની શમ્સની રોશની સાથે મળીને ચમકી રહી હતી અને મુસલ્માની વાવટો હવામાં ફરફર કરતો ફરકી રહ્યો હતો. ફૌજના લશ્કરી અમલદારોના શામિયાનાના રૌનકદાર રંગોથી ત્યાં એક અજાયબીભરેલો દેખાવ બની રહ્યો હતો અને જોનારની આંખને તે બહુ જ આરામ આપતો હતો.

સુલ્તાનનો તંબૂ છાવણીની વચ્ચોવચ ઠોકેલો હતો અને તેની આસપાસ ઘણી લડાઈઓમાં ઝૂંઝી ફતેહમંદ થએલા વફાદાર સરદારોના તંબૂ ઊભા કરવામાં આવ્યા હતા. સુલ્તાનના તંબૂથી થોડા જ અંતરપર ચાર ખૂણે ચાર નાના નાના તંબૂ જોવામાં આવતા હતા અને એ સર્વના મધ્ય ભાગમાં મુરાદનો પોતાનો તંબૂ હતો. એ ચાર નાના તંબૂમાંના પહેલા તંબૂમાં સુલ્તાનના જનાનખાનાની ઓરતોને રહેવામાટેની ગોઠવણ કરવામાં આવી હતી, બીજામાં તેના મોટા શાહજાદા કાસિમનો મુકામ હતો, ત્રીજામાં તેના નાના સુલ્તાનજાદા યાકૂબનો નિવાસ હતો અને ચોથો તંબૂ સિપાહસાલાર સરદારજંગના વસવાટથી રોકાયલો હતો.

ફૌજે રાત આરામમાં વીતાડી. બીજે દિવસે સવારમાં જ દુશ્મન તરફનો એક કાસિદ થોડા માણસો સાથે આવી પહોંચ્યો, અને તેણે પોતાના માલિક શિવસ્થાનના રાજા વિજયસિંહનો પયગામ આપવામાટે સુલ્તાનની મુલાકાત કરવાની મરજી દેખાડી. સુલ્તાનના ફર્માનથી તેને શાહી તંબૂમાં દાખલ કરવામાં આવ્યો. સુલ્તાન મુરાદ પોતાના તંબૂના મધ્ય ભાગમાં એક ઉંચી મસ્નદપર બેઠેલો હતો અને આસપાસ તેની

ફોજના ખાસ સરદારો પણ ઉભેલા હતા. તે કાસિદ પોતાના માણસોને બહાર ઉભા રાખી પોતે તંબૂમાં દાખલ થયો અને સુલ્તાનને માનથી સલામ કરીને દૂર ઊભો રહ્યો.

"તારું નામ શું?" કાસિદને માથા સુધી તપાસતાં અને તેની નવી જવાની, ખુબસૂરત બદન, ચંદ્ર જેવું વદન તેમ જ ભાગ્યે જ બાવીસ વર્ષની ઉમ્ર છતાં બેહદ બહાદુરીની દિલમાં તારીફ કરતાં ચુપકીદીને તોડીને સુલ્તાને પહેલો એ સવાલ તેને પૂછ્યો.

"કેસરીસિંહ;" જવાન કાસિદે જવાબ આપ્યો.

"અહીં આવવાનો સબબ?" સુલ્તાને બીજો સવાલ કર્યો.

"શિવસ્થાનના મહાન્ શક્તિમાન્ મહારાજા વિજયસિંહનો હું દૂત છું;" કેસરીએ તેના પ્રશ્નનું ઉત્તર આપતાં કહ્યું: "મારા સ્વામીએ મને આ શ્વેત પતાકા આપીને આપ સાથે શાંતિની વ્યવસ્થા કરવામાટે અહીં મોકલ્યો છે. મહારાજા વિજયસિંહનો એ તો દૃઢ નિશ્ચય છે કે, ક્ષત્રિયોની સેના સમક્ષ યવનસેના યુદ્ધભૂમિમાં પળ માત્ર પણ બળ બતાવીને ટકી શકે તેમ નથી; ક્ષત્રિય વીરો કોઈ કાળે પણ રણમાં પાછી પાની કરે તેવા નથી. તેમની શાસ્ત્રીય ધર્મયુદ્ધની રીતિ સમીપ સુલ્તાનના સિપાહીઓની જંગલી લડાયક ચાલ કાંઈ પણ બિસાતમાં નથી. એટલું છતાં પણ એક અકારણ ઉપસ્થિત થએલા વિગ્રહમાં પોતાના અમૂલ્ય યોદ્ધા અને પ્રજાજનોની વૃથા પ્રાણહાનિ કરવાનું અને નિર્દોષોના શોણિતથી ભૂમિને રંગવાનું કૃત્ય મહારાજાને યોગ્ય જણાતું નથી; અને તેટલામાટે જ તેમણે આ શ્વેત ધ્વજા સહિત મને અહીં મોકલી શાંતિની ઇચ્છા રાખી છે અને આશા રાખવામાં આવે છે કે તે શાંતિ પરસ્પર સદાને માટે અવિચલ રહેશે!"

"નૌજવાન," સુલ્તાને ગંભીર સ્વરથી કહેવા માંડ્યું, "આ પયગામ ખિયાલ રાખીને મોકલાયો હોય એમ મને લાગતું નથી. મુરાદ પાસેથી જે કોઈ પણ તાબેદારી કબૂલ ન કરતાં સુલેહની માગણી કરે છે, તે ગોયા જહાંગીર અફગાની ઝુંડાની ફતેહમંદીને અપમાન જ આપે છે, એમ મારું માનવું છે!"

"જે સ્વલ્પ કારણથી આપ લડવાને અને સહસ્રાવધિ નિર્દોષ મનુષ્યોના પ્રાણની હાનિ કરવાને તત્પર થયા છો, તેના કરતાં હે જીશાન સુલ્તાન, મારા મહારાજાનો સંદેશો વધારે અવિચાર ભરેલો તો નથી જ!" સાહસી વીર યુવક કેસરીસિંહે ભય અને સંકોચ વિના સત્ય ઉત્તર આપ્યું.

"તારી નૌજવાનીના ખીલતા ફૂલે જો મારા દિલમાં રહમ પેદા ન કરી હોત, તો ઓ ગુસ્તાખ છોકરા," મગરૂર સુલ્તાને ગુસ્સાથી કહ્યું: "તારા મોઢામાંથી નીકળેલા આ અલ્ફાજે તારા ખૂનથી જ મારા ગુસ્સાને નરમ પાડ્યો હોત! જા, અહીંથી જલ્દી ચાલતો થા, અને વખતસર તારા માલિકના દરબારમાં પહોંચી જા. તેને કહેજે કે, દુશ્મનોની જાન બચાવવાનું તેમ જ દુશ્મનોને કાબૂમાં લાવવાનું કામ સુલ્તાન પોતે સારી રીતે જાણે છે. તારા ગુનાહની, ઓ કાસિદ, તને હું માફી બક્ષું છું; પણ તારા મગરૂર મહારાજાને તો હું થોડા જ વખતમાં લોઢાની સખ્ત જંજીરોથી જકડી ગિરફ્તાર બનાવી અફગાનીસ્તાનનો પહાડી મુલ્ક દેખાડીશ અને ત્યારે જ મારા બળતા જિગરમાં ઠંડક થશે!" એટલું બોલીને સુલ્તાન કાંઇક વિચારમાં પડી ગયો અને થોડીવાર પછી પાછો બોલ્યો કે;– "ઓ બહાદુર કાસિદ કેસરી, મારી છાવણીની હદથી બહાર પગ મૂકતાં જ આપણા વચ્ચેની દુશ્મનીની શરૂઆત થએલી તારે સમજી લેવી, અને અહીંથી પાછા ફરતાં રસ્તામાં જો તને મારી ફોજના માણસો મળે તો તેમનાપર તારે હલ્લો કરવો અને તેમને જાસૂસ જાણવા. આ સઘળી કાર્યવાઈનો આધાર તારી ફતેહમંદીપર રહેલો છે. પણ જો તારી કમનસીબીથી તું મારા માણસોના હાથમાં ગિરફ્તાર થઇશ, તો તને સરદાર કરી આ દુનિયાથી પાર કરવામાં આવશે. બસ, ચાલતો થા. તારામાટેનો મારો એ જ હુકમ કાયમ રહેવાનો!"

શૂરવીર કેસરીની છાતી ગુસ્સાથી ઉભરાઈ આવી અને જોશમાં ને જોશમાં તેણે સુલ્તાનના એ તકબ્બુરી ભરેલા અલ્ફાજનો લાયક જવાબ આપી દીધો હોત, પણ ફોજના અફસર સરદારજંગે તેને બોલતો અટકાવ્યો. મુરાદના જુલ્મી અને કીનાખોર સ્વભાવને તે જાણતો હોવાથી આ સરળ સ્વભાવના કેસરીપર તેને ઘણી જ દયા આવી ગઈ અને તેથી તે તેને સુલ્તાન આગળથી હાથ ઝાલીને તંબૂની બહારના ભાગમાં જ્યાં તેના માણસો ઊભા હતા ત્યાં લઈ ગયો.

"નાદાન છોકરા," સરદારજંગે બહાર મેદાનમાં આવ્યા પછી કહ્યું: "શું તું શેરને તેની પોતાની ગુફામાં જ જેર કરવાની તમન્ના રાખે છે?"

"ઓ નામદાર નેક સિપાહસાલાર, તમારા અભિમાનમાં ભાન ભૂલેલા સુલ્તાને ઉચ્ચ ક્ષત્રિયકુલતિલક ભૂપાલ વિજયસિંહને અને મને જે ન આપવા જેવું અપમાન આપેલું છે, તે વિશે હું ઈશ્વરના શપથ લઈ પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે, આ વેરનો પ્રતિશોધ હું અવશ્ય કરીશ અને મુરાદને તેના ગર્વની ઉચિત શિક્ષા આપીશ!" કેસરીએ પોતાની કટિયે લટકતી તીક્ષ્ણ તલ્વારની મૂઠ ઉપર હાથ રાખીને કોપદર્શક મુદ્રાથી એ વાક્યોનો ઉચ્ચાર કર્યો.

"બોલવા કરતાં કરી બતાવવાને અમો મુસલ્માનો વધારે પસંદ કરીએ છીએ;" સરદારજંગે હસતાં હસતાં કહ્યું; અને વધારામાં ઉમેર્યું કે, "હું તને વધારે આજારમાં નાખવા ઇચ્છતો નથી. તું જે કાંઈ બોલ્યો છે તેને હું મારા દિલમાં જ છુપાવી રાખીશ. હવે ઉતાવળથી ચાલ્યો જા; કારણ કે, અહીં તું દહશતના દરિયામાં છે; અને તેથી તારે પોતાની સલામતીમાટે કિનારાને શોધવો જ જોઇએ!"

"હું આ અનુકંપામાટે આપનો અંતઃકરણપૂર્વક આભાર માનું છું!" કેસરીએ કૃતજ્ઞતા દર્શાવી.

"સલામ, બહાદુર જવાન, ખ઼ુદાહાફ઼િઝ઼!" એટલું કહીને સરદારજંગે કેસરી અને તેના માણસોને ત્યાંથી પોતાના એક હબશી ગુલામ સાથે રવાના કરી દીધા. તે કાળો ગુલામ તેમને સુલ્તાનની છાવણીની હદથી બહારના ભાગમાં સહીસલામત પહોંચાડીને પાછો ફ્ર્યો.

## દ્વિતીય પરિચ્છેદ
### ઝપાઝપી

કેસરીસિંહ જ્યારે સુલ્તાનની છાવણીની હદને મૂકીને એટલે કે સુલ્તાનની જાહોજલાલી ભરેલી તે ચંદરોઝ઼ા વસ્ત્રનગરીને ત્યાગીને સિંધુનદના કિનારાપરના ખુલ્લા મેદાનમાં આવી લાગ્યો, તે વેળાયે તે પોતાના મનોવિકારોને દબાવી ન શક્યો અને પોતાના અન્નદાતાને તથા પોતાને ન છાજતું અપમાન આપનાર મુરાદને તેણે અત્યંત ધિક્કારી પોતાના અનુયાયિજનોને ઉદ્દેશીને કહેવા માંડ્યું કે;—

"મારા વીર બાંધવો, હવે સુલ્તાન સાથેના આપણા વિગ્રહનો આરંભ થઈ ચૂક્યો છે. હું જે જે પદાર્થોને પવિત્ર માનું છું, તે સર્વના શપથ લઇને કહું છું કે, જો આપણને માર્ગમાં શત્રુપક્ષના મનુષ્યો મળશે, તો તેમની સંખ્યા આપણા કરતાં બમણી કે ચોગણી હશે, તોપણ આપણે તેમનાપર હલ્લો કરીશું અને સુલ્તાનના ફ્ર્માન મુજબ તેમને યમપુરીમાં મોકલીશું અથવા તો બંદિવાન્ કરી આપણા નગરમાં લઈ ચાલીશું કે પછી આપણે પોતે જ રણસંગ્રામમાં તેમની તલ્વારોના ભોગ થઇને સ્વર્ગમાં સિધાવીશું!"

કેસરીના રણશૂર સૈનિકોએ પોતાના નાયકના એ વિચારને હર્ષની ગર્જનાથી વધાવી લીધા અને શૌર્યથી ભરપૂર થઈ તેઓ સિંધુદેશનાં ફ્ળદ્રૂપ ક્ષેત્રો અને વાલુકા પ્રદેશમાંથી પોતાના માર્ગને કાપતા આગળ વધ્યા. કોને ખબર હતી કે, એ જ જમીનપર હજારો ગદા તેમ જ સરદારોનાં સર માટીમાં રગદોળાવાનાં હતાં! ઈશ્વરની લીલા કળી શકાય તેવી નથી.

દૂત કેસરી અને તેના સૈનિકો હજી તો એક ફર્લાંગ જ ચાલ્યા હશે, એટલામાં સિંધુનદના સામા કિનારાપર ઘોડેસ્વારોની એક ટુકડી જતી તેમના જોવામાં આવી અને તેના અગ્રભાગમાં અર્ધચંદ્રની નિશાનીવાળો સોનાનો ઝુંડો મધ્યાહ્નસૂર્યનાં તેજસ્વી કિરણોના યોગે ચમકતો તેમને દેખાયો.

"જોઈ શું રહ્યા છો, મારા શૂરવીરો? શત્રુઓ જાય છે!" કેસરીએ સિંહસમાન ભીષણ અને ભયાનક ગર્જના કરી, પોતાના યોદ્ધાઓને ઉદ્દેશીને પોકાર કર્યો.

એટલું કહીને તેણે પોતાના ઘોડાને થોભાવ્યો અને ધ્યાનથી દુશ્મનો તરફ તાકીને તે જોઇ રહ્યો. એક પળના મૌન પછી તે પુનઃ બોલ્યો કે;–"એક સો કરતાં વધારે હથિયારબંધ માણસો સામેના કિનારાપર હોય, એવું અનુમાન થઈ શકે છે. આપણી સંખ્યા માત્ર સાઠની જ છે. પરમેશ્વરે પોતે જ શત્રુઓને આપણા હાથમાં સોંપીને આપણને શૌર્ય બતાવવાનો અમૂલ્ય પ્રસંગ આજે આપ્યો છે. અહા, કેવા આનંદનો અવસર! આજે ખરેખર મારી પ્રતિજ્ઞા પૂરી થશે!"

"કેસરી અને વિજય!" યુવક રાજપૂત વીરના સૈનિકોએ જયનાદ કર્યો.

"ત્યારે શૂરવીરો, વધો આગળ અને ટૂટી પડો શત્રુઓપર ભૂખ્યા સિંહ પ્રમાણે!" કેસરીએ તેમના ઉત્સાહનો લાભ લઇને તત્કાળ આજ્ઞા આપી દીધી. પ્રથમ તેણે પોતે જ પોતાના ઘોડાને એડી મારીને વેગથી દપટાવી મૂક્યો અને આંખના પલકારામાં મેદાનને ઓળંગી તે નદીના તીરપર આવી પહોંચ્યો. થોડીવાર વિચાર કરી તેણે સિંધુ નદના જોશબંધ વહેતા પ્રવાહમાં ઘોડા સાથે ઝોકાવ્યું અને સહીસલામત સામે તીરે જઈ નીકળ્યો. તેના સૈનિકો પણ તેની પેઠે જ તેની પાછળ ત્યાં આવી પહોંચ્યા. અફગાનોની ટુકડી હવે તેમનાથી થોડા જ અંતરપર હતી, એટલે કેસરી સાફ સાફ જોઈ શકયો કે, તેમાં સુલ્તાનના જનાનખાનાની ઔરતોની સંખ્યા વધારે હતી અને થોડાક હથિયારબંધ સિપાહીઓ તેમના સંરક્ષણમાટે તેમની સાથે ચાલતા જોવામાં આવતા હતા. તે સઘળી ઔરતોના શરીરપર સુંદર પોશાક હતા અને તેમનાં મોઢાં બુર્કાથી ઢાંકેલાં દેખાતાં હતાં. તે સ્ત્રીઓ ચંચળ અરબી ઘોડાઓપર સ્વાર થએલી હતી.

એ શમશીરવાળા અફગાન બહાદુરો અને હૂરો જેવી જણાતી બીજી નાજનીનોના મધ્ય ભાગમાં પોતાના કીમતી અરબી અશ્વને નચાવતી ચાલતી એક નવજવાન અને નાજ઼ નખરાં ભરી નાજનીન તેના

દબદબા ભરેલા પોશાકથી કોઈ ખાન્દાન ઓહદેદારની નૂરેનજ઼ર હોય, એવો તરત જ જોનારનો નિશ્ચય થતો હતો. તેઓ બધા ખુશીમાં ગર્કાવ થઇને પોતપોતામાં વાતચીત કરતા ધીમે ધીમે પોતાનો, છાવણી તરફ જવાનો, રસ્તો કાપતાં જતાં હતાં.

પણ કેવો વિલક્ષણ આ વિશ્વનો નિયમ? એકનો નાશ તે અન્યના ઉદયનો હેતુ થઈ પડે છે! તેમની તે ખુશી અને ખુર્રમીને ક્ષત્રિયવીર કેસરી ગમગીની તથા પરેશાનીમાં ફેરવી નાખવાને તૈયાર થઈ રહ્યો હતો. તેણે તત્કાળ અફ્ગાન બહાદુરોને લડાઇમાં ઊતરવાનો ઇશારો કર્યો. સિપાહીઓએ લડાઇની ખબર આપતાં જ ઔરતોના દિલમાં ગભરાટ છવાયો અને તેઓ રડવા લાગી. પણ તેમના અફ્ગાન સરદારે દુશ્મનોની સંખ્યા પોતાના કરતાં ઓછી જોઇને પોતાના જંગીઓને દિલદારી આપીને કહ્યું કેઃ—"બહાદુર શેરો, દુશ્મનોથી ડરવું, એ બહાદુર અફ્ગાનોનું કામ નથી; મારવું કે મરવું, એ જ આપણો કાયદો છે! કાફિરો ઘણા જ થોડા છે; ઇન્શાઅલ્લાહ! ખુદાનું ચહાવું છે તો હમણાં જ એ સઘળાં કાફિર કૂતરાંનાં માથાં ધડથી જૂદાં કરી મારી મલેકાના કદમોમાં લાવી હાજર કરીશ!"

ક્ષત્રિયવીરો અને અફ્ગાન બહાદુરોની પરસ્પર ખૂંખાર લડાઈની શરુઆત થઈ ચૂકી. થોડીવાર સૂધી તો અફ્ગાનો ક્ષત્રિયોપર ગાલિબ થયા હોય, એમ દેખાયું. પણ ત્યાર પછી તરત જ રંગ બદલાયો અને મામલો તદ્દન જૂદો જ થઈ ગયો. સંખ્યા ઓછી છતાં પણ ક્ષત્રિયોનો વિજય થતો જોવામાં આવ્યો. તેમણે કેટલાક અફ્ગાન સિપાહીઓને જહન્નમવાસિલ કરી દીધા અને જેઓ જીવતા પકડાયા તેમને સાંકળોથી જકડીને કેદ કરી લીધા. આટલી ફતેહ મળતાં જ કેસરીએ અફ્ગાન ટુકડીના મધ્ય ભાગમાં આક્રમણ કરવાની પોતાના સૈનિકોને આજ્ઞા આપી અને પોતે અગ્રભાગે રહ્યો. આ અતિશય ભયંકર પ્રસંગ હતો. અફ્ગાનોએ બહુ જ મજબૂતીથી રસ્તો રોકી રાખ્યો અને તેઓ જાન જતાં સૂધી લડ્યા; પણ અંતે કેસરી ફાવ્યો. માત્ર અડધા પ્રહરની ઝપાઝપીમાં તેણે ઘણાખરા અફ્ગાનોને કબ્રસ્તાનમાં જવા યોગ્ય કરી નાખ્યા અને બાકી રહેલા થોડાક અફ્ગાન સિપાહીઓ સહિત તે પરીપયકર નાજ઼નીન અને તેની સહેલીઓ તથા લૌંડીઓને પણ કેદ કરી લીધી. સુલ્તાનના ફર્માનની કેસરીએ અલ્પકાળમાં જ પૂરેપૂરી તામીલ કરી બતાવી.

---

## તૃતીય પરિચ્છેદ
### શાહજાદી શમ્સુલ્લકા

"સ્વર્ગીય સુંદરી, હવે ભયનું કશું પણ કારણ નથી;" વિજય મેળવ્યા પછી તે નાજનીન્ પાસે જઇને તેને આશ્વાસન આપતો કેસરી કહેવા લાગ્યો;–"તમે જો કે અત્યારે શત્રુના હાથમાં આવી પડ્યાં છો, એ વાર્ત્તા સત્ય છે; પણ શત્રુ ઉદાર છે. મુરાદના મિથ્યા અભિમાનથી ક્રોધવશ થઇને, જો મેં પ્રતિજ્ઞા ન કરી હોત, તો......"

"રાજપૂત સરદાર, મુરાદ મારો પિદર છે, માટે તેનું ભૂંડું બોલશો નહિ." શાહજાદીએ તેને વચમાં જ બોલતો અટકાવીને ગંભીર મુદ્રાથી કહ્યું:–"અને કમનસીબીથી જે શમ્સુલ્લકા તમારા હાથમાં આવી પડી છે, તેની ઇજ્જત અને તેના દરજાને લાયકાતથી જાળવજો !"

"શમ્સુલ્લકા" એ નામ સાંભળતાં જ કેસરીના હૃદયમાં આનંદ અને આશ્ચર્યના એકત્ર ભાવનો ઉદ્ભવ થયો; કારણ કે, તેણે મુરાદની એ દુખ્તરના સૌન્દર્ય તથા લાવણ્યની અત્યંત પ્રશંસા સાંભળી હતી. આખા અફગાનીસ્તાનમાં તેના જેવી ખુબસૂરત બીજી એક પણ ઓરત તે સમયમાં નહોતી, એ વાર્ત્તા પણ તેના જાણવામાં હતી. ખુબસૂરતીમાં પૂરી એ જન્નતની હૂરી હાલમાં બદકિસ્મતીથી તેના હાથમાં કેદ થએલી હતી. "હવે એને મારા મહારાજાનાં ચરણોમાં અર્પવી કે પાછી એને પોતાના પિતાની પાસે નિર્વિઘ્ન પહોંચાડી દેવી ?" આ વિચારના વમળમાં કેસરી ગોથાં ખાવા લાગ્યો, તે મહા તર્ક વિતર્કમાં પડી ગયો.

ઘણીકવાર સુધી 'હા' અને 'ના'ના વિચારવમળમાં ગોથાં ખાતો તે ત્યાંનો ત્યાં જ સ્તબ્ધ થઇને ઉભો રહ્યો. પ્રથમ તેને શાહજાદીપર દયા આવી, પણ પુનઃ તત્કાળ પોતાની ભીષણ પ્રતિજ્ઞાની સ્મૃતિ થઈ આવી અને તેણે એ દયાને દૂર ખસેડી દીધી. અંતે પોતાની પ્રતિજ્ઞા અને પોતાના રાજાના કલ્યાણને તેના હૃદયે વિશેષ મહત્ત્વ આપ્યું, અને તદનુસાર તે સુલ્તાનજાદીને ઉદ્દેશીને વિનયશીલતાથી કહેવા લાગ્યો કેઃ– "હું નિરુપાય હોવાથી આપને બંધનમુક્ત કરવાને અસમર્થ છું. અમારા શૂરવીર સેનાપતિ શૂરસેન સમક્ષ મારે તમને ઉપસ્થિત કરવાં પડશે અને ત્યાર પછીના તમારા સારા કે માઠા ભવિષ્યનો આધાર શિવસ્થાનના મહારાજા વિજયસિંહની ઇચ્છાપર જ રહેલો છે. પરંતુ આપનું કોઈ પણ રીતે અપમાન નહિ થાય અને આપની પવિત્રતાની હાનિ પણ થવા નહિ પામે; એ વિશે આપે નિશ્ચિન્ત રહેવું!"

"સખી સરદાર, તારી આવી લાયકીથી મને ખાત્રી થઈ છે કે, તારા સેનાપતિ અથવા રાજાના દરબારમાં પણ મારી બેઇજ્જતી તો

નહિ જ થાય. હું સારી રીતે જાણું છું કે, દિલાવર રાજપૂતો પોતાના કેદીઓ તરફ હમેશા રહેમની જ નજર રાખનારા હોય છે. થોડા જ વખતમાં મારો પિદર મને ગમે તે ઇલાજ કરીને પણ છોડવશે; અથવા દંડ આપીને પણ મારો છૂટકો કરાવશે." શમ્સુલ્લકાએ હિમ્મત અને ખાલિસ દિલથી કહ્યું.

કેસરીએ તેની આબરૂ અને ઇજ્જતને જાળવવાની તેને પૂરી ખાત્રી આપી અને તેથી સંતુષ્ટ થઇને પોતે સંપૂર્ણ રીતે તેની દયાપર આધાર રાખી રહી છે, એવો ભાવ બતાવવાને ઉપકાર માનતી શાહજાદી શમ્સુલ્લકાએ પોતાના મુખપરનો બુર્કો ઉતારી નાખ્યો અને તેને પોતાના ચંદ્રસમાન મુખમંડળનું દર્શન કરાવ્યું. તે સમયમાં, સુલ્તાનના જનાનખાનાની ઓરત કોઈ પારકા પુરુષને પોતાના મુખદર્શનનો લાભ આપે, તો તે બહુ જ માન, વફાદારી અને તાબેદારીની એક ખાસ નિશાની મનાતી હતી.

જો કે શાહજાદીના સૌન્દર્યની કેસરીએ અતિશય પ્રશંસા સાંભળી હતી, તોપણ અત્યાર સુધી 'એ એક સાધારણ સારી રૂપાળી સ્ત્રી હશે' એવી જ તેના મનની ભાવના હતી; પણ જ્યારે બુરકો દૂર થયો અને સાક્ષાત્ શાહજાદીના સૂર્યસમાન મુખનો પ્રકાશ સર્વત્ર પ્રસરી ગયો, ત્યારે જ તેને ભાસ થયો કે, 'શમ્સુલ્લકા' (સ્ત્રીઓની સૂર્યદેવતા) નામની તેના સૌન્દર્યે સંપૂર્ણ સાર્થકતા કરી બતાવી છે. હજી પણ આવી અલૌકિક અને સ્વર્ગીય સૌન્દર્યથી મંડિત સુંદર સ્ત્રીઓનું આ વિશ્વમાં અસ્તિત્વ છે, એ કલ્પનાથી તેને અત્યંત આશ્ચર્ય થયું અને નારીના અવતારમાં એ કોઈ દેવતા જ અવનીતલપર ઉતરી આવી છે કે શું, એવો પણ પળવારને માટે તેને ભ્રમ થઈ ગયો. સિંધુદેશ પણ સૌન્દર્યનો ભંડાર મનાય છે, પણ ત્યાં એવી સૌન્દર્યપ્રતિમા હશે કે નહિ, એવી તેને શંકા થવા લાગી. રાજપૂત રમણીની યૌવનવાસ્થા એ અફગાન અબળાના યૌવનસમક્ષ વૃદ્ધાવસ્થા સમાન ભાસવા લાગી, સૌન્દર્ય અસૌન્દર્ય સમાન દેખાવા લાગ્યું અને કોમલતા કઠિનતા જેવી જણાવા લાગી! નિરપરાધિની અને નમ્ર સ્વર્ગીય સુંદરીના મુખદર્શનથી કેસરીના અંતઃકરણમાં જે પરિણામ થયું, તેનું સંપૂર્ણ રીતે વિવેચન કરી શકે, એવી આપણી ભાષાના શબ્દોમાં શક્તિ છે કે નહિ, એની શંકાજ છે.

જે વેળાયે શમ્સુલ્લકા અને કેસરી મધ્યે આવો પ્રકાર ચાલી રહ્યો હતો, તે વેળાયે કેસરીના શૂરવીર સૈનિકો મૃત શત્રુઓના શરીરપરનો માલ લૂટવામાં રોકાયલા હતા. શમ્સુલ્લકાએ પુનઃ પોતાના મુખમંડળને બુર્કાથી ઢાંકી દીધું. એ વખતે જાણે પોતાની પ્રિયતમા મનોદેવીથી પોતે

વિખૂટો પડ્યો હોયની! એવો જ કેસરીના મનમાં આઘાત થયો. લૂટ બંધ થઈ અને સૈનિકોએ પોતાની છાવણી તરફ ચાલવા માંડ્યું, રસ્તામાં સુલ્તાનજાદીને આરામ મળે અને તેની શ્રાંતિની વેદના ટળે, એવા હેતુથી કેસરી વારંવાર પડાવ નખાવતો હતો અને પ્રવાસના પરિશ્રમને ન્યૂન કરવામાટે તેણે શમ્સુલ્લકામાટે એક પાલખી બનાવરાવી અને તેમાં તેને માનપૂર્વક બેસાડી. આવાં કારણોથી ચાર પ્રહરના પ્રવાસે આઠથી નવ પ્રહર જેટલા લાંબા સમયનો ભોગ લઈ લીધો. રાતના જ્યારે છાવણી નાખવામાં આવી, ત્યારે શાહજાદીના તંબૂની આસપાસ પ્રહરીઓને રાખવામાં આવ્યા નહોતા; કારણકે, શાહજાદીએ ન્હાસી ન જવાનું વચન આપ્યું હતું અને તેના વચનમાં કેસરીનો સંપૂર્ણ વિશ્વાસ હતો. અંતે તે સર્વ રાજપૂતોના સૈન્યશિબિરમાં આવી પહોંચ્યાં અને કેસરી પોતાના સેનાપતિને મળવામાટે આતુર થઈ ગયો. સુલ્તાનજાદીનાં ખાનપાન અને નિવાસ આદિની યોગ્ય વ્યવસ્થા કરીને ઉતાવળથી તેણે સેનાપતિ સમક્ષ જવામાટેની તૈયારી કરવા માંડી. અલ્પ સમયમાં જ પ્રસંગોચિત વસ્ત્ર તથા શસ્ત્રાસ્ત્રથી સજ્જિત થઇને તે પોતાના ઇચ્છિત સ્થાનમાં જવામાટે શાહજાદીની આજ્ઞા લઇને શીઘ્ર ગતિથી પ્રયાણ કરી ગયો.



## ચતુર્થ પરિચ્છેદ
### પ્રેમાંકુર

કેસરીએ સેનાપતિ સમક્ષ આવી પોતાના શાંતિસંદેશની મુરાદ આગળ નીવડેલી નિષ્ફળતાના સમાચાર સંભળાવ્યા અને દૈવની પ્રબળતાથી શાહજાદી શમ્સુલ્લકા તથા તેની દાસીઓ કેવી રીતે તેના કબ્જામાં આવી હતી, તે પણ વિસ્તારથી કહી સંભળાવ્યું. એ સાથે તે સુંદરીપ્રતિ દયા અને અનુકંપા દર્શાવવાની પણ તેણે પ્રાર્થના કરી.

એ સર્વ સાંભળી લઇને ઉત્તરમાં સેનાપતિએ જણાવ્યું કે;–"મેં આપણા મહારાજાના માંડલિક રાજાઓ તથા અન્ય પ્રતિષ્ઠિત સભાસદો સમક્ષ મહારાજાની આજ્ઞા વિના કોઈ પણ કાર્ય ન કરવાની પ્રતિજ્ઞા કરેલી છે; એટલામાટે આ વિષયમાં મારાથી કાંઈ પણ કરી શકાય તેમ નથી. આ વિષય તો મહારાજાને પોતાને જ જણાવવો જોઇએ."

"ત્યારે તમે સત્વર આપણા મહારાજાને કોઈ દૂતદ્વારા આ સમાચાર મોકલવાની કૃપા કરશો?" કેસરીએ વિનયપૂર્વક પ્રાર્થના કરીને કહ્યુંઃ "કારણ કે, એ સુશીલ સુંદરીને તેના શુભ કે અશુભ ભવિષ્યની તત્કાળ માહિતી આપવાનું મેં મારા મુખથી વચન આપ્યું છે. ખરેખર

એવી કોમલાંગી કામિનીને શંકામાં ટળવળતી રાખવી, એ તો આપણી નિર્દયતા અને ક્રૂરતા જ કહી શકાય!"

"આ કાર્યમાં તમે પોતે જ દૂતનું કાર્ય કરી શકો તેમ છે; સેનાપતિએ ઉત્તર આપતાં કહ્યું; "અને તમે જ્યાં સુધી પાછા નહિ આવો ત્યાં સુધી હું વચન આપું છું કે, શાહજાદી અને તેની દાસીઓ સાથે તેમના દુર્દૈવના સમયમાં તેમની પદવીને યોગ્ય ઉત્તમ વર્તનથી જ વર્તવામાં આવશે. એ વિશે તમારે નિઃશંક રહેવું."

"શાહજાદી શમ્સુલ્લકાને બદલે આ ઉદારતામાટે હું જ તમારો અંતઃકરણપૂર્વક આભાર માનું છું!" સેનાપતિનું સંતોષકારક ઉત્તર સાંભળી હર્ષાતિશયથી કેસરીએ ઉદ્ગાર કાઢ્યા; "પ્રવાસની તૈયારીમાટે મને અર્ધ પ્રહરની રજા મળવી જોઇએ; ત્યાર પછી હું તરત જ રવાના થઇશ અને આવતી કાલે સંધ્યાકાળ સુધીમાં તો બહુધા પાછો પણ આવી પહોંચીશ."

સેનાપતિએ તેટલા સમયમાં મહારાજપર મોકલવાનાં રાજકીય પત્રો તૈયાર કરી રાખવાનું કહ્યું અને કેસરી શાહજાદીને મળવાને તેની પાસે ગયો. શાહજાદીને તેણે સેનાપતિ અને પોતા વચ્ચે થએલી સર્વ વાર્તા કહી સંભળાવી અને આશ્વાસનમય ઉદ્ગારોથી આશાવતી બનાવી.

કેસરીને 'ખુદાહાફિજ઼ !' કરતી વખતે પુનઃ સુલ્તાનજાદીએ પોતાના મુખપરથી બુર્કાને દૂર કર્યો અને પોતાના રક્ષક યુવક કેસરીને આ બીજી વાર પોતાના મુખચંદ્રમાના અલભ્ય દર્શનનો લાભ આપ્યો. અહા! કેવી સ્વરૂપસુંદર તે સુંદરી અને કેવી તેના વદનદર્શનથી ઉદ્ભવતી કેસરીના હૃદયમાંની આનંદલહરી! કવિની લેખિનીમાં પણ એ દશ્ય અને સંવેદનાના વર્ણનને આલેખવાની શક્તિનો સંપૂર્ણ અભાવ છે!

તે સુંદરીની પવિત્ર, શુદ્ધ અને સૌન્દર્યવતી સ્નેહસરિતામાં તે વીર યુવક કેસરી સ્નેહસલિલનું પાન કરવા લાગ્યો! બુર્કારૂપ નભોમંડળમાં તે ચપળાના વદનરૂપ ચંદ્રનો લોપ થતાં જાણે કોઈ અલભ્ય સ્વર્ગીય વસ્તુને ખોઈ નાખી હોયની! એવો તે તરુણને ભ્રમ થઈ ગયો. શમ્સુલ્લકાના વદનમાં તેને અપ્સરાવત્ હાવભાવો, બાળક સમાન નિર્દોષતા અને કુમારિકા સમાન ઉત્કંઠાનું વારંવાર દર્શન થતું હતું અને તે જ તેના હૃદયમાંના પ્રેમાંકુરના ઉદ્ભવનું મુખ્ય કારણ થઈ પડ્યું!



## પંચમ પરિચ્છેદ

### આજ્ઞાપત્ર

માત્ર પોતાના ૭ સૈનિકોને જ સાથે લઇને અર્ધ પ્રહર પછી કેસરી ત્યાંથી રવાના થયો; કારણ કે, વધારે સૈનિકોને સાથે લેવાથી માર્ગમાં વિલંબ થવાની તેના હૃદયમાં ભીતિ રહ્યા કરતી હતી. સિંધુ નદના તીરપ્રાન્તમાં પ્રવાસ કરવાનો હતો. માર્ગ સપાટ હોવાથી અશ્વોને તેમણે એકદમ મારી મૂક્યા અને મોડી રાત્રે તેઓ શિવસ્થાનની પાસેના મેદાનમાં જ્યાં મહારાજા વિજયસિંહ પોતાના માંડલિક રાજાઓ સાથે છાવણી નાખી પડ્યો હતો ત્યાં આવી પહોંચ્યા. રાત્રિનો અવશિષ્ટ ભાગ વિશ્રાંતિમાં વીતાડીને બીજે દિવસે પ્રભાતમાં જ કેસરી વિજયસિંહની શિબિરસભામાં ઉપસ્થિત થયો.

કેસરીનો વૃત્તાંત તો સંક્ષિપ્ત હતો, પણ જ્યારે તેને મુરાદની છાવણીમાં મળેલા આવકારની વાત વિજયસિંહે સાંભળી, એટલે તેની નિરાશાનો અવધિ થયો. રાજા વિજયસિંહ નિરાશાદર્શક સ્વરથી કહેવા લાગ્યો કે:—

"ત્યારે એ બહાદુર અફગાને છેવટે યુદ્ધમાં ઉતરવાનો જ નિશ્ચય કર્યો છે કેમ? મેં તો શાંતિની ઇચ્છા રાખી હતી, પણ તે પૂરી ન થઈ શકી. હશે, પ્રભુની એવી જ ઇચ્છા છે, તો તે પૂરી થવી જ જોઇએ. રણવીર કેસરી, સુલ્તાન મુરાદમાં ખરેખરું શૌર્ય છે કે બધો બહારનો ડોળદમામ અને અંદર પોલું તમામ જેવો મામલો છે?"

"કદાચિત્ સુલ્તાન મુરાદ ક્રૂર અને કપટી હશે, પણ તે એક સિંહ સમાન શૂરવીર યોદ્ધો છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી." કેસરીએ નિષ્પક્ષપાત ઉત્તર આપતાં જણાવ્યું; "અને ખરેખર જો હું આજે મહાપ્રતાપી મહારાજાધિરાજ વિજયસિંહનો સૈનિક ન હોત, તો મુરાદની સેનાના એક વીર યોદ્ધા તરીકે હાથમાં તલ્વાર ધારતાં મહાન અભિમાન માનત!"

"શું, આ સત્ય છે?" શિવસ્થાનના મહારાજા વિજયસિંહે આશ્ચર્યથી ઉદ્ગાર કાઢતાં કહ્યું; અને ત્યાર પછી પાસે બેઠેલા એક વૃદ્ધ મંત્રી સાથે કાંઇક ગુપ્ત વાર્ત્તા કરીને તે બોલ્યો કે;–"બહુ સારું, ત્યારે કેસરીસિંહ, તમે અર્ધ પ્રહરમાં જ સેનાપતિ શૂરસેનની છાવણીમાં પાછા ફરવાની તૈયારી કરો. મારા પત્રમાં યુદ્ધની વ્યવસ્થા કેવા પ્રકારે કરવાની છે, એનો વિસ્તારથી ઉલ્લેખ કરાવેલો છે એટલે બીજો કશો સંદેશો કહાવવાની વિશેષ અગત્ય નથી."

નિયત સમયે કેસરીને રાજકીય પત્ર અને એકત્ર સૈન્યની કુલ મુખ્તિયારી આપવાનું ટુંકું હુકમનામું આપવામાં આવ્યાં. ત્યાર પછી તેને તેના શ્રમના બદલામાં મૂલ્યવાન્ પારિતોષિકોથી નવાજવામાં આવ્યો અને વિજયસિંહે શૂરસેનની છાવણીમાં જેમ બને તેમ ઊતાવળથી પહોંચી જવાની તેને ભાર મૂકીને આજ્ઞા આપી. આજ્ઞાની આવશ્યકતા જ નહોતી; કારણ કે, હુકમનામામાંની વિગતને જાણવા તથા શાહજાદીને શંકાના સંકટમાંથી મુક્ત કરવાને કેસરી પોતે જ અત્યંત આતુર હોવાથી ઊતાવળથી જ ત્યાં પહોંચવા ઇચ્છતો હતો. હુકમ મળતાં જ તે ત્યાંથી તત્કાળ પ્રયાણ કરી ગયો.

—✲✲✲✲—

## ષષ્ઠ પરિચ્છેદ

## નિરાશા

છાવણી છોડ્યા પછી માત્ર એક દિવસ અને એક રાતનો પ્રવાસ કરી તે પાછો શૂરસેન સમક્ષ આવી ઊભો રહ્યો અને માન સહિત તેણે મહારાજાની આજ્ઞાપત્રિકા સેનાપતિના હાથમાં આપી. આનંદથી શૂરસેને તે પત્રિકા વાંચવા માંડી. પણ જેમ જેમ તે પત્રિકાના વાંચનમાં આગળ વધતો ગયો, તેમ તેમ તેના મુખમંડળમાં કૃષ્ણતાની છટાનો વિસ્તાર થતો ગયો.

કેસરી વિગત સાંભળવાની વાટ જોતો મૌન ધારીને ઊભો રહ્યો, પણ સેનાધ્યક્ષે કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ. કેટલીકવાર સુધી વિચારમાં નિમગ્ન રહ્યા પછી સેનાપતિએ તે પત્રિકા વાંચવામાટે કેસરીના હાથમાં આપી દીધી. કેસરીએ આતુરતાથી પત્રિકા લઇને ભય તથા શંકાના મિશ્રભાવથી નિમ્ન લિખિત વિગત વાંચવા માંડી;—

"શૂરવીર સેનાધ્યક્ષ શૂરસેન,

"ભિન્ન ભિન્ન રાજ્યકર્ત્તાઓમાં સદૈવ શાંતિ જ પ્રવર્ત્તમાન રહે, એમાં જ હું અને મારા સહાયક માંડલિક રાજાઓ વિશેષ કલ્યાણ સમાયલું માનીએ છીએ, અને તેથી અમે શાંતિને પ્રસારવાનો પ્રયત્ન કર્યો, પણ દુર્ભાગ્યવશાત્ તે પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો છે; કારણ કે, લોહીનો તરસ્યો સુલ્તાન મુરાદ તો લડાઈ કરવાને જ કમર કસીને તૈયાર થયો છે. એટલામાટે આપણો પણ હવે યુદ્ધમાં ઉતર્યા વિના છૂટકો થવાનો નથી. તેમ જ એ યવનોને આપણા દેશમાંથી હાંકી કાઢવાનાં બીજાં પણ જે સાધનો આપણા હાથમાં હોય, તેમનો પણ આપણે હવે વિચારપૂર્વક સત્વર ઉપયોગ કરવો જોઇએ. શાહજાદી શમ્સુલ્લકાને તેના નીચ પિતાના નીચ વર્ત્તનની જામિનગીરી તરીકે હાલ તો તમારા કબ્જામાં જ રહેવા દેજો અને આપણો શો

નિશ્ચય છે તે સુલ્તાનને જણાવજો. પણ તેવામાં જો સુલ્તાનના દગાફટકાની કાંઈપણ બાતમી તમારા કાને આવે, તો તે ક્ષણે જ શાહજાદીનું મસ્તક ધડથી જૂદું કરી નાખજો. મુસલ્માનોના હૃદયમાં દયાનો અંશ નથી અને તેઓ પોતે જ્યારે દયાના તત્ત્વને અનુસરતા નથી, ત્યારે આપણે પણ દયાભાવનું ઉદાહરણ બતાવવાને કોઈ પણ રીતે બંધાયલા નથી.

શુભેચ્છક રાજા વિજયસિંહ—શિવસ્થાન!"

કેસરી એ ભયંકર આજ્ઞાપત્રના વાંચનની હજી તો સમાપ્તિ કરતો હતો એટલામાં ગભરાયલો અને પરસેવાથી ગરકાવ થએલો એક કાસિદ ઊતાવળથી તંબૂમાં આવી લાગ્યો અને મૂર્ચ્છિત થઇને પૃથ્વી-પર પછડાઈ પડ્યો.

## સપ્તમ પરિચ્છેદ

### પ્રેમોન્માદ

કાસિદને સાવધ કરીને પૂછતાં તેણે જણાવ્યું કે;-"સુલ્તાન મુરાદે આપણી સંયુક્ત સેનાનું નાનું મુકામ હાથ કરી લીધું છે અને પોતાના કોપના આરંભમાં જ સર્વ બંદિવાનોના પ્રાણોનું પોતાની તલ્વારને બલિદાન આપી દીધું છે. મારા વિના અન્ય સર્વ સૈનિકો મરણને શરણ થઈ ચૂકયા છે. પરમેશ્વરની કોઈ અલૌકિક અને અજ્ઞેય કૃપાથી જ હું શત્રુની છાવણીમાંથી પલાયન કરી શકયો છું અને ખરેખર અત્યારે પોતાને અહીં જીવતો જાગતો જોઇને મને પોતાને જ એટલું બધું આશ્ચર્ય થાય છે કે, હું ત્યાંથી છટકી શકયો જ કેવી રીતે!"

"સત્યાનાશ!" કેસરીએ નિઃશ્વાસ નાખીને ઉદ્ગાર કાઢ્યો.

કેસરીના ખેદના વર્ણનની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે, વાંચકો તેની સહજમાં જ કલ્પના કરી શકે તેમ છે. શૂરસેનના શિરપર આવી પડેલા ધર્મસંકટને તે સારી રીતે જાણી ગયો. મહારાજાની આજ્ઞાને અમલમાં મૂકવી, એ તેનું પ્રથમ કર્ત્તવ્ય હતું. કેસરી સર્વથા નિરાશ થઈ ગયો. કેસરીએ નિરાશાથી સેનાપતિને પૂછ્યું કે;-" ત્યારે હવે શાહજાદી-માટે આપ શું કરવા ધારો છો!"

"મારાથી હવે કાંઈ પણ કરી શકાય તેમ નથી;" સેનાપતિએ કહ્યું; " મેં સૂર્યની સાક્ષીથી પ્રતિજ્ઞા કરેલી છે કે જ્યાં સુધી હું આ સંયુક્ત સૈન્યનો અધ્યક્ષ છું, ત્યાં સુધી મહારાજા વિજયસિંહની આજ્ઞા પ્રમાણે વર્ત્તવાને બંધાયલો છું. અર્થાત્ એ કારણથી આ પ્રસંગે પણ મારાથી મહારાજાની આજ્ઞાનો ભંગ કરી શકાય તેમ નથી જ!"

"હજી પણ મારી પ્રાર્થના મહારાજાના મનમાં કાંઇક પણ દયા ઉપ-

જાવી શકશે;" કેસરીએ શૂરસેનને હસ્તદ્વય જોડીને અને આર્જવથી તેનાં ચરણોમાં પડીને વિનયથી વિનતિ કરતાં એ શબ્દો ઉચ્ચાર્યાં.

"ઊભો થા, કેસરી, ઊભો થા!" શૂરસેને કેસરીને ઊઠાડતાં દયાર્દ્ર અંતઃકરણથી કહ્યું; "મહારાજની આજ્ઞા અભંજનીય છે; અને તેથી તારી સર્વ પ્રાર્થના નિરર્થક છે!"

"કૃપાનિધાન, શિક્ષાની યોજનામાં હું માત્ર બે દિવસના વિલંબની જ યાચના કરું છું; કારણ કે, હું મહારાજ સમક્ષ જઇશ અને દયામાટે પ્રાર્થના કરીશ; એ નિર્દોષ અને નિરપરાધિની કુમારિકાના જીવનની હું મહારાજાનાં ચરણોમાં પડીને દીનતા તથા કરુણોત્પાદક વાણીથી ભિક્ષા માગીશ. પિતાના અપરાધની શિક્ષા પુત્રીને આપવાનું ક્રૂરતામય કૃત્ય ન કરવામાટેની મહારાજને તેમના મંત્રિમંડળ સમક્ષ પ્રાર્થના કરીશ; અને મને દૃઢ આશા છે કે, હું અવશ્ય તેમની દયા તથા અનુકંપાને મેળવી શકીશ."

"અશક્ય, શૂરવીર કેસરી, સર્વથા અશક્ય!" શૂરસેને કેસરીનાં નેત્રોમાંથી વહન કરતા અશ્રુના પ્રવાહને અટકાવવાનો યત્ન કરીને કહ્યું; "આમ બનવું અશક્ય અને અસંભવનીય છે. સૈન્યમાં સર્વથા અશાંતિનું સામ્રાજ્ય વિસ્તરી ગયું છે, એટલે આવા કટાકટીના સમયમાં જો મહારાજાની આજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આવે, તો તેનાં પરિણામો અત્યંત ભયંકર અને વિઘાતક થઈ પડે, એમાં લેશ માત્ર પણ સંશય નથી. કેસરી, જો શાહજાદી મારી પોતાની પુત્રી હોત, તો પણ આ પ્રસંગે તો તેને મૃત્યુને નમીને માન આપવું જ પડત!"

"મૃત્યુ? દેહાંતદંડ? ઓ નહિ, નહિ; હું પોતે તેના કલ્યાણમાટે મારા પોતાના પ્રાણની આહુતિ આપીશ!" કેસરીએ સ્વાભાવિક દયાશીલ પણ આજ્ઞાના બંધનથી ક્રૂર અને નિર્દય બનેલા શૂરસેનને પોકાર કરીને કહ્યું; "નિર્દોષ નારીનું મરણ! એ શબ્દો કૃપા કરીને ન ઉચ્ચારો! સુલ્તાનજાદીના સંબંધમાં 'મરણ,' શબ્દને જિહ્વાપર ન ધારો! મારી પોતાની દૃષ્ટિમાં 'મરણ', એક સાધારણ વસ્તુ, સાધારણ પ્રસંગ અને એક લોકમાંથી બીજા લોકમાંના ગમન સમાન છે; પણ તે જ 'મરણ,' ને જ્યારે શાહજાદીના મૃદુ, મિષ્ટ તથા પ્રિય નામની સાથે જોડાયલું હું જોઉં છું, ત્યારે મારી દૃષ્ટિમાં તેનું સ્વરૂપ અત્યંત ભયંકર અને અત્યંત વિકરાળ દેખાય છે!"

"છતાં નિરુપાય છું કે મારાથી શાહજાદીના થનારા એ અકાળ મૃત્યુને કોઈ પણ ઉપાયે ટાળી શકાય તેમ નથી!" શૂરસેને પોતાના નિશ્ચયમાં દૃઢ રહીને નિષ્કપટ ભાવથી એ વાક્યનો ઉચ્ચાર કર્યો.

"આ આજ્ઞાપત્રિકાના અમલને અટકાવવાનો એક ઉપાય છે;" મનમાં અચાનક એક કલ્પના આવવાથી કેસરી પોકાર કરીને કહેવા લાગ્યો અને આશાના અંતઃપ્રકાશથી તેની મુખમુદ્રા કાંઈક પ્રફુલ્લિત દેખાવા લાગી; તે આગળ વધીને બોલ્યો; " તમે મહારાજાને એમ કહેજો કે, 'મને એ આજ્ઞાપત્રિકા મળી જ નથી !' હું પણ એમ જ કહીશ કે, 'મારી પાસેથી તે ખોવાઈ ગઈ' અથવા તો 'મેં તેનો નાશ કરી નાખ્યો!' અર્થાત્ હું ગમે તે નિમિત્ત બતાવીશ; પણ આ શિક્ષાની યોજનામાં વિલંબ તો થવો જ જોઇએ, એ જ મારી એક માત્ર મનોવાંચ્છના છે!"

"અને આપણા સંભાષણનો શ્રોતા આ દૂત અહીં ઊભો છે, તેનું શું?" મનોવિકારના ઉન્માદમાં કેસરી જેની ઉપસ્થિતિને સર્વથા ભૂલી ગયો હતો, તે દૂતની સ્મૃતિ કરાવીને શૂરસેને કહ્યું. આશામાં પુનઃ નિરાશાનો આભાસ થયો! છતાં પણ પ્રેમોન્માદના પરિણામે કેસરી કહેવા લાગ્યો કેઃ-

"છટ્—એ એક કુલીન ગૃહસ્થ છે; અને તેથી મારો દૃઢ નિશ્ચય છે કે, એ કોઈ કાળે પણ આપણા આ ભેદને ઉઘાડો પાડશે નહિ!" એમ કહીને મુરાદની ક્રૂરતાના સમાચાર લાવનાર તે દૂતને ઉદ્દેશીને તે બોલ્યો કેઃ—"મને વિશ્વાસ છે કે, તમે અમારા આ ભેદને અવશ્ય ગુપ્ત રાખશો જ; જાણે આ ભેદને જાણતા જ નથી, એવી રીતે છુપાવશો! શું નહિ છુપાવો; એક નિર્દોષ અબળાના પ્રાણ નહિ બચાવો? બોલો, અરે કાંઇક તો જીભ ખોલો!"

તે દૂત ઉત્તર આપવાની તૈયારીમાં હતો, એટલામાં વચ્ચે જ શૂરસેન બોલી ઉઠ્યો કેઃ–"કેસરી, મેં એ આજ્ઞાપત્રિકા જોઈ છે અને વાંચી છે; એટલે હવે તો મહારાજાની આજ્ઞાનો અમલ મારે કરવો જ જોઇએ. તારો આ સર્વ પરિતાપ નિરુપયોગી છે. આ હુકમની બજાવણી કરવી એ જ મારો ધર્મ અને એ જ મારું કર્ત્તવ્ય છે! આ એક તે આજ્ઞા છે કે જેના ઉલ્લંઘનની મારામાં કિંચિન્માત્ર પણ શક્તિ નથી. આનાથી જો હું જરા પણ વિરુદ્ધ આચરણ કરું, તો એ જ મારી કર્ત્તવ્ય-વિમુખતા અને આજ્ઞાભંજકતાનું પ્રબળ પ્રમાણ થઈ પડે! તારો આ મિથ્યા હઠ છે!"

"ત્યારે તમે માત્ર આ આજ્ઞાપત્રિકાના આધારે જ આ ક્રૂર કર્મ કરી શકો છો, કેમ નહિ? નહિ કે બીજા કશાના આધારે!" કેસરીએ પોતાના હાથમાંની આજ્ઞાપત્રિકાને આગળ ધરીને શૂરસેનને વિસ્ફારિત નયનોથી પૂછ્યું; "મેં જો એ આજ્ઞાપત્રિકા તમને આપી જ ન હોત અને વંચાવી જ ન હોત, તો શું થાત વારુ?"

"તો તેથી શાહજાદી તો જીવવા પામત, પણ તમે પોતે આ સિંધુ-નદીના તીરપર ફાંસીને લાકડે લટકી જાત અથવા તો ચાંડાલોની તલ્વારના બલિદાન થાત!" શૂરસેને ગંભીરતાથી ઉત્તર આપ્યું.

"ત્યારે કોઈ પણ રીતે એનો નાશ ન કરી શકાય?" કેસરીએ વળી પણ વિલંબના હેતુને હૃદયમાં ધારણ કરીને માર્મિકતાથી પોતાનો એ પ્રશ્ન રજૂ કર્યો.

"નહિ; મારા કર્ત્તવ્યપાલનના પ્રમાણ તરીકે આ આજ્ઞાપત્રિકા જેમની તેમ મારા અધિકારમાં જ રહેવી જોઇએ!" શૂરસેને વિચાર-પૂર્વક ઉત્તર આપતાં જણાવ્યું; "કારણ કે, નહિ તો મારાથી આ આજ્ઞાને અમલમાં મૂકી શકાય જ નહિ."

"ત્યારે તો આ સંસારમાંથી એને નષ્ટ જ થઈ જવા દ્યો!" કેસરીએ હર્ષિત થઇને પોકાર કર્યો, અને તત્કાળ તે આજ્ઞાપત્રિકાના કટકે-કટકા કરીને તે કટકા પાસે બળતી અંગારાની સગડીમાં નાખી દીધા. શાહજાદીના પ્રાણહારક આજ્ઞાપત્રના પ્રાણ પરમેશ્વરની સભામાં પહોંચી ગયા. શાહજાદીના જીવનનું રક્ષણ થયું.

"એ અવિચારી કેસરી, તેં આ શું કર્યું?" શૂરસેને સિંહ સમાન ફાળ ભરી કેસરીનો હાથ પકડીને પોકાર કર્યો. પણ તે ઘણું મોડું હતું; અગ્નિદેવ પોતાના કાર્યની સમાપ્તિ કરી ચૂક્યા હતા!

"શાહજાદીના વધનું હવે તમારી પાસે કાંઈ પણ સાધન નથી!" કેસરીએ શાંતિથી ઉત્તર આપ્યું.

શૂરસેન પિંજરમાં ભ્રમતા સિંહ પ્રમાણે તંબૂમાં આમ તેમ ફરવા લાગ્યો અને કેટલીકવાર સુધી ખેદ તથા કોપને દર્શાવનારા મનોગત ઉદ્ગાર કાઢતો રહ્યો. કેસરી થોડીકવાર પહેલાં જેવો ઉશ્કેરાઈ ગયો હતો; તેવો હવે શૂરસેન ઉશ્કેરાયો. કેસરી સર્વથા શાંત થઇને એવા ભાવથી ઉભો હતો કે જાણે તે પોતે પ્રતાપી મહારાજા વિજયસિંહ હોય અને શૂરસેન તેનો આજ્ઞાધારક અપરાધી અનુચર હોયની! તેવો જ પ્રકાર દેખાતો હતો.

"સૈનિકો!" શૂરસેને ફરતાં ફરતાં એકાએક તંબૂના દરવાજા પાસે અટકીને બૂમ મારી, અને એક પળમાં જ શસ્ત્રધારી સૈનિકોવડે તંબૂ ઉભરાઈ જતો દેખાવા લાગ્યો.

"હું તમારો બંદિવાન્ છું!" કેસરીએ તે સૈનિકોના અધિપતિને પોતાનાં શસ્ત્રો આપીને કહ્યું.

"એને મજબૂત બંદોબસ્તમાં રાખો; તમારા જીવનનો આધાર તમારી સાવધતાપર રહેલો છે, એનું વિસ્મરણ થવા દેશો નહિ!" શૂરસેને તેમને ચેતવણી આપીને કહ્યું.

તત્કાળ કેસરીને ચતુર્ભુજ કરવામાં આવ્યો અને છાવણીથી દૂરના એક એકાંત કારાગૃહમાં લઇ જઇને તેને રાખવામાં આવ્યો. તેનાપર ચોકી પહેરો પણ એવો સખ્ત રાખવામાં આવ્યો હતો કે ત્યાંથી ન્હાસવાનો તેણે પ્રયત્ન કર્યો હોત, તો તે સર્વથા નિષ્ફળ જ થાત. કારાગૃહવાસ તે તેના પ્રેમના પ્રારંભની પ્રથમ સંકટઘટિકા હતી !

## અષ્ટમ પરિચ્છેદ

### શાહજાદીની સ્થિતિ-પ્રણયની છાયા

કેસરીના એ ઉદ્ધત વર્તનના સમાચાર તત્કાલ શૂરસેને એક દૂતદ્વારા વિજયસિંહ મહારાજને પહોંચાડી દીધા; પરંતુ મહારાજાએ શાહજાદી તથા કેસરીના સંબંધમાં કશી પણ નિશ્ચયાત્મક આજ્ઞા આપી નહિ; કારણ કે, જે સમયે મહારાજને એ સમાચાર મળ્યા, તે સમયે તે પોતાના સૈન્ય સહિત શૂરસેનના સૈન્ય સાથે મળી જવાને કૂચ કરતો હોવાથી માર્ગમાં હતો. હવે મુરાદ સાથે લડવા વિના બીજો ઉપાય જ ન હોતો. યુદ્ધ નિશ્ચિત થયું.

આશા અને નિરાશાના સાગર તરંગોમાં આન્દોલિત થતાં સુલ્તાનજાદી અને કેસરીની શંકામયી સ્થિતિનું પરિવર્ત્તન ન થયું. કોઈ પણ પ્રકારનો જાણુવાજોગ બનાવ બન્યાવિના કેટલાક દિવસનો કાળ એમનો એમ જ વીતી ગયો.

શૂરસેનના તંબૂમાં બનેલી સઘળી બીનાની શાહજાદીને પણ ખબર આપવામાં આવી હતી. કેસરીના પારમાર્થિક અને દયામય સ્વભાવનું પ્રત્યક્ષ દર્શન થતાં તે રમણી એ ક્ષત્રિય યુવકની પોતાના હૃદયમાં નિઃસીમ પ્રશંસા કરવા લાગી. આટલો વખત તેને માત્ર પોતાના જ કલ્યાણ કે અકલ્યાણની ચિંતા હતી, પણ કેસરીના દુર્ભાગ્યની ચિંતાથી તેમાં વધારો થતાં હવે તે બમણી મનોવ્યથામાં આવી પડી. તેના રક્ષણમાટે કેસરીએ કરેલું આત્મસમર્પણ શાહજાદીના હૃદયમાં એટલું તો છવાઈ ગયું કે તેણે તેને એક અલૌકિક સ્વર્ગીય ભાવપ્રદેશની પ્રવાસિની બનાવી દીધી. એક પ્રકારના ગુપ્ત મનોવિકારે તેના પવિત્ર આત્માપર પોતાની ભેદપૂર્ણ સત્તાની સ્થાપના કરવા માંડી. કેસરીપ્રતિ અત્યાર સુધી તેની પોતાના એક ઉપકારક તરીકેની ભાવના હતી, તેનું સ્વરૂપાન્તર થઈ ગયું. પરંતુ તે પોતે જાણી ન શકી કે નવીન શું આવ્યું અને જૂનું શું ગયું? હવે તો કેવળ 'કેસરી' એ જ તેનું નિરંતર સ્મરણ થઈ રહ્યું.

પિતાના કૃપાછત્રતળે ભવ્ય વૈભવોમાં પોષાયલી મુગ્ધા બાળા

શમ્સુલ્લકાને કલ્પના માત્ર પણ ક્યાંથી હોય કે, એ પ્રેમની વેદના અને પ્રણયની છાયા હતી! ભિક્ષુક કે વૈભવવાન્ અને દુર્બલ કે શક્તિમાન્ સર્વને પોતાના અલૌકિક અને અનુપમ પ્રભાવથી પૃથ્વીતલપર નૃત્ય કરાવનાર, શક્તિમાન્‌ને શક્તિહીન અને શક્તિહીનને શક્તિમાન્ બનાવનાર, જીવતાં જ મનુષ્યપ્રાણીને ક્વચિત્ સ્વર્ગમાં તો ક્વચિત્ નરકમાં વિચરાવનાર એ જ પ્રેમવિકારે નિર્દોષ મધુરબાળાના કપટહીન હૃદયમાં પોતાની સત્તાને સ્થાપવાનો આરંભ કરી દીધો હતો. પ્રેમ, પ્રીતિ, સ્નેહ કે પ્રણય, તારું ગમે તે નામ હોય, પણ તું ખરેખર એવી એક વિચિત્ર વસ્તુ છે કે, દુઃખમાં પણ સુખનો સાક્ષાત્કાર કરાવે છે અને સુખમાં અચાનક દુઃખની દારુણ છાયા લાવી બતાવે છે! એ તારી કેવી અને કેટલીબધી વિલક્ષણતા! જે વિલક્ષણતા તે જ પ્રણયની છાયા!!

"એ પ્રેમ કોઈ વાર ઘાતક હલાહલ પણ થાય છે;
પીયૂષનો ગુણ પણ ક્વચિત્ એ પ્રણયમાં પરખાય છે;
એ પ્રેમમાટે પ્રાણનું બલિદાન પણ દેવાય છે;
ને પ્રેમથી બે પ્રાણની એકાત્મતા થઈ જાય છે;
સંસારમાં જે દુઃખની લાવે ઘટા તે પ્રેમ છે;
સંસારમાં વળી સ્વર્ગની લાવે છટા તે પ્રેમ છે;
જ્યમ સૂર્ય અસ્તોદય સમયમાં એકરંગી હોય છે;
દૃઢ પ્રેમિ પણ સુખદુઃખમાં સંતોષસંગી હોય છે!"

## નવમ પરિચ્છેદ
## ભયંકર પ્રતિજ્ઞા

ક્ષત્રિય વીર વિજયસિંહ અને અફગાન બહાદુર મુરાદનું પરસ્પર યુદ્ધ નિશ્ચિત થઈ ચૂક્યું. યુદ્ધને આગલે દિવસે સંધ્યાકાળે રાજા વિજયસિંહ, શૂરસેન અને સૈન્યના અન્ય અગ્રેસરો તેમ જ માંડલિક રાજાઓ આનંદનું અંતિમ ભોજન લેવાને શૂરસેનના તંબૂમાં એકત્ર થયા હતા; કારણ કે, પ્રભાતમાં તો યુદ્ધનો આરંભ થવાનો હતો. તંબૂમાંનો એ રંગરાગ અને મદ્યપાનમંડિત ભોજનસમારંભ ત્યાં ચાલતા હાસ્યવિનોદના પ્રકારથી એવો જ ભાસ કરાવતો હતો કે, એ યુદ્ધનો અંત ક્ષત્રિયોના પરાજયમાં નહિ, કિંતુ વિજયમાં જ થવાનો. અર્થાત્ ત્યાં વિજયપરિણામનો જ સાક્ષાત્કાર થતો હતો!

"આપણો યુવાન બંદિવાન કેસરી કેમ છે?" રત્નખચિત સુવર્ણપાત્રમાં મદિરાનું પાન કરતાં વિજયસિંહે એકાએક શૂરસેનને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો.

"અફસોસ, અવિચારી અને સાહસી યુવક!" શૂરસેને ઉત્તર આપતાં કહ્યું; "મારો દૃઢ નિશ્ચય છે કે, આપ એને મરણ જેવી ક્રૂર શિક્ષા તો નહિ જ આપો. તે એક મહા શૂરવીર યોદ્ધો છે, પણ પ્રેમની પ્રબળતાથી જ માત્ર તે આ આજ્ઞાભંગના સાહસકર્મમાં પ્રવૃત્ત થયો છે. અંતઃકરણથી તે સર્વથા નિર્દોષ છે."

"તમારી આવી ધારણા છે ખરી?" વિજયસિંહે આશ્ચર્યથી ઉદ્ગાર કાઢ્યો; અને તે આગળ વધીને કહેવા લાગ્યો કે;-"હું પણ કદાચિત્ તમારા વિચારને જ સ્વીકારત, પણ એક ન્યાયનિષ્ઠ રાજા તરીકે અને યુદ્ધના આવા કટાકટીના પ્રસંગમાં મારાથી તેમ કરી શકાય એમ નથી. તેને જો તેના અપરાધની યોગ્ય શિક્ષા ન મળે, તો કાલે બીજાઓ પણ તેનું અનુકરણ કરવાને તૈયાર થાય અને એ પરંપરા ચાલતાં સૈન્યમાં સર્વત્ર અરાજકતાનો જ પ્રસાર થઈ જાય! મારો આ અભિપ્રાય તમને અયોગ્ય જણાય છે ખરો કે? સત્ય બોલવાની તમને સ્વતંત્રતા છે; જરા પણ સંકોચ રાખશો નહિ; હું મારી સત્તાથી તમારા સત્યવાદના સ્વાતંત્ર્યને દાબી દેવા માગતો નથી!"

"સિંધુદેશના છત્રપતિ!" શૂરસેને દૃઢ અને ગંભીર સ્વરથી બોલવાનો આરંભ કર્યો; "હું તે તરુણમાટે આપ પાસેથી દયા અને ક્ષમાની જ યાચના કરું છું. તે એક મહાશૂરવીર અને રણધીર યુવક છે. આપણા આ સમસ્ત સંયુક્ત સૈન્યમાં તેના જેવો શૌર્યમંડિત બીજો કોઈ પણ યોદ્ધો હશે કે કેમ, એ વિશે અદ્યાપિ મારા મનમાં શંકા જ છે. આપની આજ્ઞા અને આપણા સૈનિક નિયમ વિરુદ્ધ તેણે જે આ વર્ત્તન કર્યું છે, તેનું મૂળ કારણ શું હતું તે મેં આપને પ્રથમ જ જણાવી દીધું છે, એટલે મારો અભિપ્રાય તો એવો જ છે કે, એ વિશે અવશ્ય કાંઈ પણ યોગ્ય વિચાર થવો જોઇએ."

"બહુ સારું; ત્યારે આવતી કાલના યુદ્ધમાં તેનામાટે કોઈ કઠિન કાર્ય નિયત કરો!" સીતાપુરના રાજા યજ્ઞસેને કહ્યું; "એટલે પોતાની મેળે જ તેના અદ્વિતીય શૌર્યની પરીક્ષા થઈ જશે. પરીક્ષા પૂર્વે મોટા વિચારો બાંધી લેવાની કશી પણ અગત્ય નથી."

"ભલે, તમારા કહ્યા પ્રમાણેની વ્યવસ્થા થાય, તો મારો કાંઈ પણ વાંધો નથી;" વિજયસિંહે યજ્ઞસેનના વચનને અનુમોદન આપતાં જણાવ્યું અને તત્કાલ એક અંગરક્ષકને તેણે કેસરીને પોતાસમક્ષ લાવીને હાજર કરવાનો હુકમ આપી દીધો.

"અને જુઓ મહારાજ, આ રાજદ્રોહી વીર પધારે છે તેને!" શૂરસેને તંબૂમાં પ્રવેશ કરતા કેસરીને જોઇને કટાક્ષથી એ વાક્ય ઉચ્ચાર્યું.

"માત્ર તમેજ મારા હિતૈષી મિત્ર છો !" કેસરીએ તંબૂમાં પ્રવેશ કરતાં જ સીતાપુરના રાજા યજ્ઞસેનને ઉદ્દેશીને ઉદ્‌ગાર કાઢ્યો.

"આમ નિરાશ થવાનું કાંઈ પણ કારણ નથી!" વિજયસિંહે વિજયનાદ કરીને કહ્યું.

"અમો સર્વ તારું કલ્યાણ કરવાને તૈયાર છીએ; પણ એક શર્તે." યજ્ઞસેને માર્મિક વચન ઉચ્ચાર્યું.

"કેવળ મને મારા જીવનનું દાન આપો!" કેસરીએ શાહજાદીને, જો પોતે જીવતો હશે તો, કોઈ પણ દિવસે, મેળવવાની આશાથી કહ્યું:– એ એક એવી આશા હતી કે જેણે તેના દુઃખમય જીવનને પણ સુખમય અવસ્થામાં રાખ્યું હતું; તે પુનઃ બોલવા લાગ્યો; "મારું જીવન મને પાછું આપો અને એ જીવન હું કઈ શર્તના બદલામાં ખરીદી શકીશ, તે એક પળ માત્રના પણ વિલંબ વિના મને જણાવો."

"મારી ધારણા પ્રમાણે બહુધા એ શર્તનો શાહજાદીના દુર્ભાગ્ય સાથે કશો પણ સંબંધ નથી!" શૂરસેને કેસરીને ઉત્તેજિત કરવાના ઉદ્દેશથી ચાતુર્યવડે શાહજાદીના નામનું ઉચ્ચારણ કરી સંભળાવ્યું.

"શમ્સુલ્લકાના શિરપર સંકટ ન આવતું હોય, સંકટના ભવિષ્યપત્રમાં તેનું નામ ન દેખાતું હોય, તો તમે કહો તેવી ભયંકર શર્તને કબૂલ કરવા હું તૈયાર છું!" કેસરીએ નિર્ભયતા અને વીરતાથી કહ્યું.

"ત્યારે તો આપણને હવે આ સાહસી યુવકની વીરતાનું પરીક્ષણ કરવા જ દો!" વિજયસિંહે કહ્યું; "કેસરી, આવતી કાલના અરુણોદયથી પ્રભાતનાં ચિહ્નો જણાતાં ક્ષત્રિય અને વિધર્મી મ્લેચ્છોનું સમરક્ષેત્રમાં શસ્ત્રાસ્ત્રસહિત પરસ્પર સંમેલન થશે. તેં મારી શર્ત પ્રમાણે વર્ત્તવાનો દૃઢ નિશ્ચય કરેલો છે અને તેથી હવે માત્ર તે શર્તને પૂરી કરવા ઉપર જ તારા અને શાહજાદી શમ્સુલ્લકાના જીવનનો સર્વ આધાર રહેલો છે, એ તારે ભૂલી જવાનું નથી!"

"બોલો, બોલો; ઓ કરુણાસિંધો, તે શર્તના પડદાને ખોલો!" આનંદમાં ઉછળતા કેસરીએ સિંહ સમાન ગર્જનાથી પ્રાર્થના કરીને કહ્યું; "જે શર્ત હોય તે ખુલ્લી કરી નાખો; હું મારા જીવના જોખમે પણ તે શર્તને પૂરી કરી બતાવીશ. હું પરમેશ્વરના પવિત્રમાં પવિત્ર શપથ લઈને કહું છું કે, હું મારી પ્રતિજ્ઞાનું દૃઢતાથી પાલન કરીશ! જો હું તેમ ન કરું, તો મારાપર પરમાત્માનો અભિશાપ ઉતરજો!"

"ત્યારે સાંભળ, તે શર્ત આ છે;" વિજયસિંહે વિજયના સ્મિતવડે મંડિત વદનથી કહેવા માંડ્યું; "જો એ શર્ત તું પૂરી કરીશ, તો તારા દુશ્મનોના આળથી પણ તું મુક્ત થઈશ. શત્રુઓ તારાપર એવો આરોપ મૂક-

વાને પણ ચૂકનાર નથી કે, મુરાદની સ્વરૂપસુંદરી શાહજાદીના સૌન્દર્યની સહાયતાથી કેસરીની રાજનિષ્ઠાનો અમે નાશ કરી નાખ્યો; અર્થાત્ એક સ્ત્રીની સુંદરતાએ દૃઢવચનશીલ ક્ષત્રિય વીરને પણ પોતાના ધર્મથી ડગાવી દીધો. આ ઉપાલંભનું નિવારણ કરવું હોય, તો તારે મારી આજ્ઞાનું પાલન કરવું જ જોઇએ. આ સિંધુતીરપ્રાન્તમાંનાં વિશાળ મેદાનો આવતી કાલે શાન્તિને બદલે રક્તવાહક વિગ્રહની ઉત્ક્રાન્તિનાં સ્થાનો થઈ પડશે. મુસલ્માનોનું લશ્કર બળવાન્ નથી, છતાં પણ જો તેઓ વિજયની આશા રાખતા હોય, તો તે માત્ર મુરાદની કાર્યદક્ષતાને લીધે જ સમજવી. યુદ્ધનો પ્રારંભ થતાં જ મુરાદ જ્યાં છાવણી નાખીને પડે, ત્યાં તારે જવું અને તેના સરદારોની હાજરીમાં જ તેનું શિર એકદમ ધડથી જૂદું કરવું! આવા એક આશ્ચર્યકારક બનાવથી તેઓ ગભરાટમાં પડી જશે અને 'હવે શું કરવું' એ વિશેના ગહન વિચારમાં ચડી જશે! એથી પલાયન કરી જવાનો તને ઘણો જ સારો લાગ ફાવશે અને તું નિર્વિઘ્ન પાછો અહીં આવશે!"

વિજયસિંહની આ આજ્ઞા સાંભળતાં જ આખા તંબૂમાં સ્મશાનવત્ શૂન્યતા અને મૌનની ગંભીર છાયા છવાઈ ગઈ. કેસરીને આ એક પ્રકારના જૂદા શબ્દોથી અને ભિન્ન માર્ગથી મરણની જ શિક્ષા આપવામાં આવી હતી, એવી જ સર્વની માન્યતા થઈ ગઈ; કારણ કે, મુરાદના મસ્તકને તેના સરદારોની હાજરીમાં ધડથી જૂદું કરી નાખવું અને સહસ્રાવધિ હથિયારબંધ મુસલ્માન સનિકો તથા તેગબહાદર સરદારોની વચ્ચેથી જીવ બચાવીને પાછા ફરવું, એ સર્વને સર્વથા અશક્ય જ ભાસ્યું.

શૂરસેનની પ્રફુલ્લ મુખમુદ્રામાં કાંઇક નિરાશાની કૃષ્ણ છાયાનો આવિર્ભાવ થયો. તેણે વિજયસિંહના વિજયદર્શક સ્મિતને અંતઃકરણથી અનુમોદન આપ્યું નહિ. અર્થાત્ 'હા' કે 'ના' કાંઈ પણ ન કહેતાં તે તટસ્થતા અને મૌનવૃત્તિને ધારીને બેસી રહ્યો.

પ્રથમ તો વિજયસિંહની આવી આજ્ઞા સાંભળતાં જ કેસરી જાણે વિદ્યુતનો આઘાત થયો હોયની! તે પ્રમાણે ચેતનહીન થઈ ગયો; પરંતુ બે પળનો સમય વિચારમાં વીતાવ્યા પછી જેની સત્તામાં અત્યારે તે વિચરતો હતો, તે પૃથ્વીપતિ વિજયસિંહની વિરુદ્ધ કાંઈ પણ બોલવાનું તેને યોગ્ય જણાયું નહિ; કારણ કે, તેની ગમે તેવી આજ્ઞા હોય, તો પણ તેના પાલનનું તે વચન આપી ચૂક્યો હતો અને ક્ષત્રિયધર્મ અનુસાર તે વચન પાળવાને તે બંધાયલો હતો.

કેસરી કોપયુક્ત મૌનમાં જ રહ્યો; એક પણ શબ્દને મુખમાંથી ઉચ્ચારવાનો પરિશ્રમ ન લીધો. તેણે ત્યાં એકત્ર થયેલા ભૂપતિમંડળને તથા વીરસમુદાયને વિનય સહિત પ્રણામ કર્યાં અને તે સર્વને ભોજનનો આસ્વાદ લેતા છોડી પાછો તે પોતાના તંબૂમાં આવી લાગ્યો. આ વખતે તે બંધનમુક્ત થએલો હોવાથી તેનાપર ચોકી પહેરો રખાયલો નહોતો.

"પરમેશ્વરની સાક્ષીથી કેસરીએ કરેલી સુલ્તાન મુરાદના વધની ભીષણ પ્રતિજ્ઞા, એક વનવાસી તપસ્વી યોગીને પોતાની એકાંત ગિરિગુહામાં પણ પોતાના સંરક્ષક ગુરુરાજની પાપમોચની પ્રતિમા જેટલા પ્રમાણમાં પ્રિય હોય છે, તેટલા પ્રમાણમાં જ તેને પ્રિય હોવાથી અવસ્ય પોતાના પ્રાણની પણ પરવા ન રાખીને તે પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવાનો જ!" કેસરીના જવા પછી વિજયસિંહે પોતાનો એ પ્રકારનો દૃઢ નિશ્ચયાત્મક અભિપ્રાય શૂરસભામાં વ્યક્ત કરી બતાવ્યો.

"પરમાત્મા એ અપ્રતિમ વીર નરને વિજય આપીને એના ભયંકર પ્રાણસંકટનું નિવારણ કરો!" સભામાંના સર્વ રાજા તથા વીર સેનાનાયકોએ એકભાવથી કેસરીના કલ્યાણમાટે પ્રભુને પ્રાર્થના કરી.

પણ એ પ્રાર્થના પ્રભુએ સાંભળી ખરી કે? આગળ જતાં તે આપણા જોવા તથા જાણવામાં આવશે; અત્યારે તો ચાલો આપણે પણ યુદ્ધભૂમિમાં યુદ્ધોત્સાહને જોવા જવામાટેની તૈયારી કરીએ; કારણ કે, મધ્યનિશાનો કાળ ક્યારનોય વીતી ગયો છે અને ઉષ:કાળના આગમનમાં અલ્પ અવકાશ જ રહ્યો છે. યુદ્ધના સમયમાં સંસારની જે એક અન્ય વિલક્ષણતા દેખાય છે તે વળી એ છે કે, જેમ કોઇનું ઘર બળતું હોય છે ને કોઇને તાપણું થાય છે; તેવી રીતે હજારો સૈનિકો તથા રણયોદ્ધાઓના પ્રાણની રણયજ્ઞમાં આહુતિ અપાય છે; અને એ યુદ્ધની લીલાને નાટક પ્રમાણે નિરખીને કેટલાક પ્રેક્ષક જનોનાં મનોનું રંજન થાય છે. અસ્તુ.



## દશમ પરિચ્છેદ

### મુરાદનું મરણ

યુદ્ધનો પ્રભાતકાલ સર્વથા અંધકારમય અને મહાભયાનક હતો. અરુણના ઉદયના આરંભ સાથે જ આકાશમાંથી મૂશળધાર વૃષ્ટિનો આરંભ થયો હતો, વારંવાર ચપળાના ચમકારા થયા કરતા હતા અને મેઘગર્જનનો ભયંકર નાદ સગર્ભા સુકોમળ સુંદરીઓના ગર્ભપાતરૂપ પાપમય પરિણામને નિપજાવતો હતો. સર્વત્ર સાક્ષાત્ ભયંકરતાનો જ

અધિકાર વ્યાપી ગયો હતો. સિંધુદેશના ચક્રવર્તી વિજયસિંહ, શૂરસેન અને અન્ય માંડલિકોની સંયુક્તસેના પોતપોતાના સેનાધ્યક્ષોના આધિપત્યતળે યુદ્ધમાટે તત્પર થઇને ઉભી રહી ગઈ. યવનપક્ષમાં સૈન્યની દક્ષિણ દિશા મોટા શાહજાદા કાસિમના તાબામાં સોંપવામાં આવી હતી અને ડાબી બાજૂના સૈન્યવિભાગનો સરદાર સુલ્તાનજાદો યાકૂબ હતો. હમેશના રિવાજ પ્રમાણે સૈન્યના મધ્ય ભાગમાં સેનાપતિપદે સુલ્તાન મુરાદ પોતે જ રહ્યો હતો.

મુરાદે યુદ્ધના પ્રારંભને દર્શાવનારી પતાકા ચઢાવી અને તે સાથે જ પરસ્પર રક્તવાહક યુદ્ધનું મંગળાચરણ થયું. બન્ને પક્ષના લશ્કરનો પહેલો ધંસારો બહુ જ ભયંકર હતો. ભાલાનાં ચળકતાં પાનાં લોહીમાં બોળાયાં, રણશૂરોનાં શિરસ્ત્રાણો અને શસ્ત્રાસ્ત્રો પૃથ્વીપર આમતેમ રઝળતાં થઈ ગયાં, અને ક્ષત્રિયોની કાષાય તથા મુસલ્માનોની અર્ધચંદ્રાકૃતિમય પતાકાનું પરસ્પર સંમેલન થઈ ગયું. વેદધર્માનુયાયીજનો અને મહમ્મદીય અફગાનો મહાક્રોધના આવેશથી જીવપર ઉદારતા દર્શાવીને મનુષ્યવધના કાર્યમાં પ્રવૃત્ત થયા હતા. હવે એ ઉભયમાંથી સત્યના ઉપાસકો કોણ હતા, એની પરીક્ષા તો પરિણામ પછી જ કરી શકાય; કારણ કે, સત્યનો અંતે જય અને અસત્યનો અંતે પરાજય થાય છે, એવો એક સિદ્ધાંત છે. અર્થાત્ એથી જય કે પરાજયના પરિણામ પછી જ તેમની ધર્મશીલતા કે પાપશીલતાનો નિર્ણય કરી શકાય; તે પૂર્વે આપેલો અભિપ્રાય સાહસ સમાન જ કહેવાય !

એકાએક પદવીધર ક્ષત્રિય યોદ્ધાઓના સમુદાયના મધ્યભાગમાંથી એક અશ્વારૂઢ તરુણ યોદ્ધો બહાર નીકળ્યો. તેનો અશ્વ અતિશય ચંચળ હોવાથી લગામને વશ રહી શકતો નહોતો. મહાન્ પ્રયત્ન અને અગાધ પરિશ્રમ પછી અફગાન સરદારોના સમૂહને ભેદી જ્યાં મુરાદે પોતાનો મુકામ કર્યો હતો તે સ્થાનમાં તે પહોંચી ગયો. આ સ્થળમાં રહીને સુલ્તાન મુરાદ દૂતોદ્વારા પોતાના લશ્કરના સરદારોને યુદ્ધની યુક્તિઓ દર્શાવ્યા કરતો હતો.

કેસરી મુરાદના તંબૂ પાસે આવ્યો ત્યારે તેને જોઇને દરબાન ચોકીદારોએ 'એ કેસરી રાજપૂતોનો કાસિદ છે એટલે લડાઇની આવી ખૂંખારીથી ડરીને રાજપૂત રાજાએ એને તાબે થવાના કહેણ સાથે અહીં મોકલ્યો હશે' એમ ધાર્યું અને તેથી કોઇએ પણ માર્ગમાં તેને કાંઈ પૂછ્યું પણ નહિ અને આગળ વધતો અટકાવ્યો પણ નહિ. આ કારણથી વીર કેસરી કોઈ પણ પ્રકારના અલ્પ સ્વલ્પ વિઘ્ન વિના જ પોતાના ઉગ્ર શત્રુ સુલ્તાન મુરાદ સમક્ષ આવીને ઉભો રહ્યો.

થોડા દિવસની વાતપર ગર્વિષ્ટ સુલ્તાન મુરાદે પોતાના કરેલા અપમાનનું સ્મરણ થતાં કોપથી કેસરીનું શરીર કંપવા લાગ્યું; તે તેની પાસેથી વૈરનો બદલો લેવાને તલસી રહ્યો! વળી તેણે મુરાદના વધ-માટેની પરમેશ્વરની સાક્ષીથી જે ભીષણ પ્રતિજ્ઞા કરી હતી, તેનું સ્મરણ થતાં તેનો એ નિશ્ચય વિશેષ દઢીભૂત થયો.

મુરાદ, કેસરી રાજપૂત રાજા વિજયસિંહ પાસેથી શા સમાચાર લાવ્યો છે, એ જાણવાની ઉત્કંઠામાં હતો, એટલામાં કેસરીએ પોતાની કમરમાંથી ચળકતું ખંજર સફાઇથી બહાર ખેંચી તત્કાળ સુલ્તાનની છાતીમાં ભોંકી દીધું! તેની પ્રતિજ્ઞાનું પાલન થઈ ચૂક્યું!!

મુરાદ પડ્યો અને તેના દ્વારપાલો તથા અન્ય અંગરક્ષકો કે જેમણે આ વિશ્વાસઘાતક કેસરીના પાપકર્મને પોતાની દૃષ્ટિથી પ્રત્યક્ષ નીહાળ્યું હતું તેઓ એકાએક ભ્રાંતિવશ થવાથી પળ બે પળ એવા તો નિશ્ચેષ્ટ અને બેભાન થઈ ગયા કે, તેમને કોઈ પણ વિષયની શુદ્ધિ રહી નહિ. કેસરીને આ અમૂલ્ય પ્રસંગ મળ્યો અને એ પ્રસંગનો લાભ લઇને તે પલાયન કરી ગયો!

પોતાના ચંચળ અશ્વપર આરૂઢ થતાં જ, જ્યાં તેણે આવા જીવના જોખમે પણ પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી હતી અને જ્યાં પૂર્ણ પ્રભાવ-શાલી તથા જાહોજલાલીવાળા બળવાન્ સુલ્તાન મુરાદની શરીરમૃત્તિકાનું કીર્ત્તિ, વિજય અને મહત્ત્વાકાંક્ષાસહિત પતન થયું હતું; ત્યાંથી કેસરી નિમેષમાત્રમાં અદશ્ય થઈ ગયો.

હાય! અફગાનીસ્તાનનો સુલ્તાન મુરાદ આજે કબ્રસ્તાનનો ખાકાન થયો! સંસાર આવો ક્ષણભંગુર અને નિઃસાર છે! માત્ર નિઃસાર જ નહિ, પણ સવિકાર હોવાથી સ્વર્ગસંહારક અને સાક્ષાત્ નરકદ્વાર છે!!



## એકાદશ પરિચ્છેદ

### પ્રણય અને પ્રેમ

યુદ્ધભૂમિથી લગભગ અડધા ગાઉના અંતરપર શાહજાદી શમ્સુલ્લકા અને તેના પાસબાનો સિંધુનદીના કિનારાપર તંબૂ નાખી પડેલાં હતાં. યુદ્ધના પરિણામને જાણવામાટે શાહજાદી અત્યંત આતુર થઈ રહી હતી. છતાં કેસરીએ આવા એક ભયંકર કૃત્યનો ભાર પોતાના મસ્તક-પર ઉપાડ્યો હશે અથવા તો તે કાર્યની તેણે નિર્વિઘ્ન સમાપ્તિ કરી હશે, એ વિશેનું તો તે બિચારીને સ્વપ્ન માત્ર પણ આવ્યું નહોતું. રાજપૂતોની જીત કે હારપર શાહજાદીની સારી કે નઠારી હાલતનો આધાર રહેલો હતો અને જ્યારે કેસરી જેવા એક યુદ્ધકાર્યકુશળ યોદ્ધાની તેના મનમાં

સ્મૃતિ આવી, ત્યારે પોતાના પિતા સુલ્તાન મુરાદના વિજયમાટે તે શંકાશીલ થઈ ગઈ. પ્રણયના પરિણામે કેસરીના અંગમાં પોતાના પિતા કરતાં પણ તેને અધિક વિજયલક્ષણો દેખાતાં હતાં. આવી તેના મનની અવસ્થા હતી.

તંબૂના મધ્ય ભાગમાં ખાસ શાહજાદીમાટે ગોઠવેલી રેશમની ગાદીપર મોટા ગોળ તકિયાને અઢેલીને આ વખતે શમ્સુલ્લકા પોતાના બુર્કાને ઊતારી ખુલ્લે મોઢે બેઠી હતી. મનોવ્યથા કિંવા આંતરિક ચિન્તાનું પ્રાબલ્ય થવાથી તેની મુખમુદ્રામાં મલિનતાનો પ્રસાર થયો હતો; છતાં પણ તેના પરી જેવા સૌન્દર્યમાં એ ચિંતાજન્ય મલિનતાના આવિર્ભાવથી પણ એક પ્રકારનો વધારો જ થતો હતો. એવામાં અચાનક અશ્વના ડાબાંનો અવાજ તેના કાનોમાં આવીને અથડાયો અને તેથી આતુર થઈને તે આમ તેમ જોવા લાગી. ઘોડાના દોડવાનો અવાજ હવે વધારે અને વધારે પાસે આવતો ગયો. તંબૂના દરવાજા પાસે તે અવાજ બંધ થયો. એક પલકારામાં જ કેસરી શાહજાદીની હુજૂરમાં આવીને અદબ આદાબથી ઊભો રહ્યો. તેણે ક્ષણમાત્ર સુલ્તાનજાદીના સ્મિતમંડિત વદનનું એકાગ્ર દૃષ્ટિથી અવલોકન કરીને પછી બોલવાનો આરંભ કર્યો અને કહ્યું કેઃ—

"હે સૌન્દર્યદેવતે, હમણાં તો તું મને આદર અને આનંદસહિત આવકાર આપે છે, પણ એક પળ પછી જ તું મને મહા નિર્દયતાથી પોતા આગળથી ટળી જવાનો હુકમ ફર્માવીશ!" આટલું કહીને તે મૌન ધારી ઊભો રહ્યો.

"અસંભવનીય!" શાહજાદીએ નિર્દોષતાથી ઉદ્ગાર કાઢ્યા; "તમારા મારાપર અનેક ઉપકારો થએલા છે અને મારી જિન્દગી પણ તમારા પ્રતાપે જ બચવા પામી છે! મારા આવા એક મેહરબાનને હું મારી આગળથી ચાલ્યા જવાનો હુકમ ફર્માવું, એવી હું એહસાનફરામોશ નથી!"

"મેં જો કે તારું જીવન તો બચાવ્યું છે, પણ શાહજાદી!" કેસરીએ કાંઈક શોકદર્શક સ્વરથી કહેવા માંડ્યું; "તારા પોતાના પ્રાણ કરતાં પણ તને અધિક પ્રિય એવા એક અમૂલ્ય જીવનનો મેં નાશ કરી નાખ્યો છે!"

"કદાચિત્ લડાઈની ઝપાઝપીમાં અને લડાઇના જોશમાં કમ્નસીબીથી મારો કોઈ ખેશ કે સંબંધી તમારી તલ્વારથી કપાઈ ગયો હશે; અને જો તેમ થયું હોય, તો........"

"હા તેમ જ થયું છે; અને તે પણ તારો નજદીકમાંનો નજદીક સંબંધી મારી તલ્વારથી કપાયો છે!" શાહજાદીને વચ્ચે જ બોલતી અટકાવીને ગંભીરતાથી કેસરીએ એ વાક્યનો ઉચ્ચાર કર્યો.

"મારા ભાઇઓમાંથી તો કોઈ નથી મરાયો? વખતે કાસિમ કે યાકૂબ હશે!" રાજકુમારીએ દુઃખના પોકાર સાથે પૂછ્યું. આ વખતે તેના ગુલાબી ગાલોપરથી મોતી જેવાં આંસૂનાં બિન્દુ ખરતાં જતાં હતાં. તે પુનઃ બોલી; "પણ જો દ્વંદ્વયુદ્ધમાં કે પછી લડાઇમાં બહાદુરીથી લડતાં તેમાંનો કોઇપણ મરાયો હોય, તો વધારે સારું!"

"ના, આ હાથોવડે તારા તે સંબંધીના પ્રાણનું બલિદાન દગાથી લેવાયું છે!" કેસરીએ મુઠ્ઠીથી પોતાની છાતીપર આઘાત કરીને મહાખેદપૂર્વક જણાવ્યું;—"અને મારી પ્રતિજ્ઞાના પાલનમાટે મને તેમ કરવાની ફરજ પડી છે. મારી તે ગંભીર અને ભયંકર પ્રતિજ્ઞાના કારણથી હું એક હેચકારો અને બાયલો ખૂની બન્યો છું!"

શાહજાદીની ઉત્કંઠા વધતી ગઈ અને આવો બદલાયલો રંગ જોઇને તેણે અત્યંત આતુરતાથી પૂછ્યું કે; "ત્યારે તમારી આ તીખી ધારવાળી તલ્વારનો ભોગ કોણ થયો છે? જણાવો; જલ્દી જણાવો!"

"સુલ્તાન મુરાદ, તારો મેહરબાન પિદર!" કેસરીએ ઉત્તર આપ્યું; "હાય! અત્યારે તો તે મહાન્ બલવાન્ અને કીર્ત્તિમાન્ સુલ્તાન મુરાદની લાશ પણ કબ્રમાં દટાઈ ચૂકી હશે! તે હવે આ સંસારમાં નથી; જન્નતનો સુલ્તાન થવાને આ દુનિયાને છોડી તે ચાલ્યો ગયો છે!"

શમ્સુલ્લકા વજ્રપાતસમાન આ વાર્ત્તા સાંભળીને તત્કાળ મૂર્ચ્છિત થઈ ગઈ અને થોડીવાર પછી સાવધ થતાં નીચે પ્રમાણે બોલવા લાગી;—"ત્યારે હવે મારા માટે આ દુનિયામાં તો સુખની જરા પણ આશા ન રહી!"

તે પુનઃ સ્તબ્ધ થઈ ગઈ અને અચાનક તેના મનમાં કાંઇક વિચાર આવવાથી પોતાના કમરપટામાં શોભી રહેલી કટારને, ઉત્તમ કારીગરીથી બનાવેલા હીરામાણેકથી જડેલા સોનાના મ્યાનમાંથી બહાર કાઢી અને આંખના એક પલકારા જેટલા વખતમાં પોતાની છાતીમાં ભોંકી દીધી. કેસરી તેના એ પ્રયત્નને અટકાવવાને એકદમ તેની તરફ દોડ્યો, પણ તેનો એ પ્રયત્ન નિષ્ફળ નીવડ્યો. ખૂંખાર ખંજરે પોતાના કાર્યની ફતેહમંદીથી સમાપ્તિ કરી નાખી હતી. મદદ આવી પણ તે બહુ જ મોડી હતી. નવજવાન નાજ઼નીન સુલ્તાનજાદી શમ્સુલ્લકા તે ઝેરી ખંજરના વારથી તે ક્ષણે જ તમ્મર ખાઇને જમીનપર પડી ગઈ અને ધારી પણ ન શકાય તેટલા અલ્પ સમયમાં પોતાના અમૂલ્ય પ્રાણને પોતાના પેદા કરનાર પરવરદિગારનાં ચરણોમાં અર્પી દીધા! પ્રેમીના પ્રણય કરતાં વાત્સલ્ય પ્રેમની મહત્તા અથવા પ્રબળતા વધી ગઈ!

એ જ વખતે મરવાની અણીપર આવેલો મુરાદ ફતેહનું વલણ

પોતા તરફ જાણીને લશ્કરને લડવાની તજવીજો બતાવતો જતો હતો અને તેની એ દક્ષતાથી જ થોડા વખતમાં અફગાન લશ્કરે રાજપૂતો પર ફતેહ મેળવી અને મધ્યાહ્ન થતાં તો મુરાદની સમયસૂચકતાથી રાજપૂત સૈન્યની પૂરી પાયમાલી અને મુસલમાન ફૌજની ફતેહમંદી અને ખુશહાલી આકાશમાં વિસ્તરેલી જોવામાં આવી.

ક્ષત્રિય મહારાજા વિજયસિંહને પકડીને બંદિવાન્ બનાવવામાં આવ્યો અને તેના સેનાધ્યક્ષો તથા બીજા માંડલિકોને પણ કેદ કરવામાં આવ્યા. જ્યારે એ સર્વ રાજકીય બંધવાઓને મરણપથારીમાં પડેલા સુલ્તાન મુરાદ પાસે લાવીને હાજર કરવામાં આવ્યા, તે વખતે વિજયસિંહને કેસરીએ પોતાની પ્રતિજ્ઞાનું કેવી રીતે પાલન કર્યું હતું તે જણાવવામાં આવ્યું અને ત્યાર પછી વિજયસિંહ, તેના મંત્રી તથા તેના સેનાનાયકોને મારી નાખવાની પોતાના પુત્રોને આજ્ઞા આપીને સુલ્તાન મુરાદ તત્કાલ પોતાના પેદા કરનારના દરબારમાં પાપપુણ્યોનો જવાબ આપવાને ચાલ્યો ગયો.

ફતહયાબ અફગાન દિલેરોને બીજે દિવસે જંગલના મેદાનમાંથી કેસરીની લાશ મળી આવી. તેને કેટલાક રાજપૂત સૈનિકોએ ઓળખી કાઢી. કેસરી, મહાન્ યોદ્ધો કેસરી પણ સ્વર્ગનો પ્રવાસી થઇ ચૂક્યો. કેસરીએ પોતાની પ્રાણપ્રિયા કોમલાંગી શમ્સુલ્લકાની આત્મહત્યાના ઘૃણાકારક દશ્યને જોઇ નિરાશા તથા ઉન્માદના પ્રભાવથી પુનઃ યુદ્ધ ભૂમિમાં પ્રયાણ કર્યું અને ત્યાં યુદ્ધની સમાપ્તિ થએલી જોઇને શાહજાદીના મરણથી થએલી પ્રણયનિરાશાની વેદના અસહ્ય થવાથી શાહજાદી પ્રમાણે જ પોતાના હાથે જ પોતાની છાતીમાં ખંજર ભોંકીને પોતાના પાપી પ્રાણનું પ્રણયયજ્ઞમાં બલિદાન આપી દીધું! તેના મૃત શરીરમાંથી નીકળેલું ખંજર એ ઘટનાની સાક્ષી આપતું હતું!

અફગાનીસ્તાનના પાયતખ્ત શહરમાં હજી પણ કેસરીની તલ્વાર, કટાર, ભાલો અને બખ્તર આદિ યુદ્ધસામગ્રીને એક વિશાળ રાજમહાલયના એક ભાગમાં જાળવી રાખવામાં આવી છે અને અફગાનીસ્તાનના ઇતિહાસમાં તેનું નામ એક મહાન્ રાજદ્રોહી અને દગાબાજ ખૂની તરીકે લખાઈ ચૂક્યું છે. રાજપૂત ક્ષત્રિયોના સમુદાયમાં તે એક અદ્વિતીય સ્વદેશાભિમાની, મહાન્ શૂરવીર અને દિવ્ય રાજનિષ્ઠ પુરુષ તરીકે પૂજ્ય મનાય છે અને અદ્યાપિ સિંધના લોકો તેને પિતૃભક્ત રામની ઉપમા આપી તેને અત્યંત પૂજ્ય ભાવથી ચહાય છે!

સિંધુનદીના તીરપ્રાન્તમાંના તે વિશાળ મેદાનમાં કે જ્યાં એ યુદ્ધ થયું હતું, ત્યાં ત્રણ સ્મરણસ્તંભો અત્યારે પણ પ્રવાસીઓનાં નેત્રોને

આકર્ષે છે. એક વીર કેસરીના મૃત્યુસ્થાનપરનો સમાધિસ્તંભ, બીજો પાકદામન સુલ્તાનજાદી શમ્સુલ્લકાના મરણસ્થાનમાંનો ઉચ્ચ મીનાર અને સુલ્તાન મુરાદના દેહાંતસ્થળે બાંધવામાં આવેલી વિશાળ મસ્જિદ!

કેસરીની સ્વામિભક્તિ, શાહજાદીની પિતૃભક્તિ અને સુલ્તાન મુરાદની રણશૂરતા તથા યુદ્ધકુશળતા, એ ગુણો સર્વ સ્ત્રીપુરુષોને અનુક્રમે અનુકરણ કરવા યોગ્ય છે! વળી કેસરીના પ્રણયબલિદાનના ગુણની તો જેટલી પ્રશંસા કરવામાં આવે, તેટલી અલ્પ જ થવાની! ઈશ્વર એ સર્વના આત્માઓને શાંતિ આપો!

# પ્રેમપ્રતિમા લયલા બેગમ

અથવા

## પ્રેમયજ્ઞમાં પ્રાણાહુતિ!

### પ્રથમ પરિચ્છેદ

#### બાલ્ય સખ્ય

પવિત્ર સિંધુનદીના મધુર શીતલ જલનો શાંત પ્રવાહ વહન કરી રહ્યો હતો અને તેના તીરપ્રાંતમાંનાં કુંજવનોમાં વસંતકાળના પ્રભાવથી વૃક્ષલતા આદિની નીલપ્રફુલ્લતાના સામ્રાજ્યનો અધિકાર વ્યાપેલો દેખાતો હતો. એ વસંતસામ્રાજ્યના કાળમાં એક ન્હાના ગામમાં આપણે અત્યારે પ્રવેશ કરવાનો છે. એ ગામ સિંધુનદીના તીરપ્રાંતમાં જ આવેલું હતું. મધ્યાહ્નનો સમય હતો અને એક શાંત વનવિભાગમાંના એક નિકુંજમાં બેસીને એક કોકિલ તથા એક કોકિલા ઘણા સમયથી આનંદગાનમાં નિમગ્ન થયાં હતાં. છેવટે તેઓ ગાનથી કંટાળીને ઊઠ્યાં અને એક ખર્જૂરવૃક્ષપર બેસી ખર્જૂરનાં પકવફળોમાં પોતાની ચંચુકાનો આઘાત કરવા લાગ્યાં. ત્યાં તેમની ચંચુકાના સ્પર્શથી ફળો તૂટીને પૃથ્વીપર પડવા લાગ્યાં. એટલામાં એક બાળક અને એક બાળિકા ત્યાં આવી લાગ્યાં અને નીચે પડેલાં ફળોને ઊપાડી લેવાનો વ્યવસાય તેમણે આરંભી દીધો.

એમાંના બાળકનું નામ શમ્સ અને બાલિકાનું નામ લયલા હતું. બન્નેની અવસ્થા સાત સાત વર્ષની હતી. શમ્સના પિતાએ અનાથ લયલાનું પ્રેમપૂર્વક પાલન પોષણ કરીને તેને ઊછેરી મોટી કરી હતી. એ બન્ને બાળકો બાલ્યાવસ્થાથી જ એક બીજાના અખંડ સહવાસમાં રહી મોટાં થએલાં હોવાથી એમનો પરસ્પર અત્યંત ગાઢ પ્રેમ બંધાઈ

ગયો હતો. યોગ્ય કાળ આવતાં એ ઉભયનો લગ્નસંબંધ કરી આપવો, એવો શમ્સના પિતાનો મનોભાવ હતો. એ વાર્ત્તા એ ઉભય બાળકોના જાણવામાં આવી હતી. બન્નેને એક બીજાનો એક ક્ષણ માત્રનો પણ વિયોગ અત્યંત કષ્ટદાયક થઈ પડતો હતો. શૈશવના અનવચ્છિન્ન પ્રેમમાં પ્રાણોનો પ્રવાહ મળી ગયો, એટલે પછી તેને પ્રાણોથી ભિન્ન કરવાની કલ્પના પણ સર્વથા અસંભવનીય થઈ પડે છે! આપણા શમ્સ અને લયલાના સંબંધમાં પણ એ જ સિદ્ધાંત સત્ય સિદ્ધ થયો હતો!

—❋❋❋❋❋—

## દ્વિતીય પરિચ્છેદ

### કારાગૃહવાસ

એ પછી કેટલાંક વર્ષ વીતી ગયાં. શમ્સ અને લયલાએ તારુણ્યમાં પ્રવેશ કર્યો હતો. શમ્સ યુદ્ધના વ્યવસાયમાં જોડાયલો હોવાથી ગૃહને ત્યાગી જવાનો હતો, પણ એથી લયલાના મનમાં લેશ માત્ર પણ ખેદ થતો નહોતો. માત્ર 'અમો બન્ને એકત્ર ઉછર્યાં; એકત્ર રમ્યાં અને એકત્ર જમ્યાં, અને હવે ઉભયની વચ્ચે વિરહનો અંતરાય આવી પડ્યો,' એ કલ્પના અસહ્ય થવાથી તેના હૃદયમાં શોકનો આઘાત થયા કરતો હતો.

જ્યાંસૂધી શમ્સ અને લયલા બાલ્યાવસ્થાનો સુખાનુભવ લેતાં હતાં ત્યાંસૂધી તેમનાં કર્ત્તવ્યો અને જીવનમાર્ગની તેમની દિશાઓ એક જ હતી; પરંતુ વયની વૃદ્ધિસાથે તે ઉભયનાં કર્ત્તવ્યોની દિશા સર્વથા ભિન્ન થાય, એ સાહજિક અને અપરિહાર્ય હતું. લયલા આ રહસ્યને જાણતી નહોતી, એમ તો નહોતું જ; પરંતુ કેવળ એ રહસ્યને જાણવાથી જ કાંઈ હૃદયના આઘાતની તીવ્રતામાં ન્યૂનતા થવાનો સંભવ નહોતો.

પોતાના પુરુષધર્મને અનુસરીને શમ્સે યુદ્ધમાં ભાગ લેવાને જવું જ જોઇએ, એવો લયલાનો અભિપ્રાય હતો, પણ 'તેની સાથે મારાથી જઈ શકાય તેમ નથી' આ વિચાર તેના કોમળ હૃદયને અસહ્ય યાતના આપ્યા કરતો હતો. પોતાથી શમ્સની સાથે સહચારિણી તરીકે રણાંગણમાં જઈ શકાય, એટલામાટે તેણે પોતાથી બનતા સર્વ પ્રકારના પ્રયત્નો કર્યા, પણ તેને પોતાના એ પ્રયત્નમાં લેશ માત્ર પણ સફળતા મળી શકી નહિ.

પોતાના પિતા સાથે શમ્સ સમરભૂમિમાં જવાને ચાલ્યો ગયો. યુદ્ધમાં જતી વેળાએ એ પ્રણયિજનોનો જે છેવટનો મેળાપ થયો, તે અત્યંત હૃદયદ્રાવક હતો. લયલાનાં નેત્રોમાંથી અખંડ અશ્રુપ્રવાહ વહી નીકળ્યો, અને મુખમાંથી તે એક શબ્દનો પણ ઉચ્ચાર કરી

શકી નહિ. શમ્સની સ્થિતિ પણ એવી જ હતી. અંતે જતી વેળાએ મનને કઠિન કરીને શમ્સે રુદ્ધ કંઠથી કહ્યું કે:-"લયલા, પરવરદિગાર ખૈર કરનાર છે એટલે આપણુ બન્નેના પ્રેમને તે ચિરકાલ નિષ્કલંક અને અબાધિત રાખશે. આપણાં હૃદયસ્થ પ્રેમબંધનો મરણ સુધી કદાપિ તૂટવાનાં નથી!"

તે સમયમાં તાર્તાર લોકો સિંધુદેશપર ચઢી આવ્યા હતા અને ઉભય પક્ષના ઘનઘોર યુદ્ધનો આરંભ થઈ ચૂક્યો હતો. ઉભય પક્ષના વીરો કમર કસીને અને જીવપર ઉદાર થઇને યુદ્ધમાં લડતા હતા. મેદાન, પર્વત અને અરણ્ય આદિનું ઉભયપક્ષીય વીરોની ભયંકર અને પરાક્રમશીલ તલ્વારોના પ્રભાવથી ઘોર સ્મશાનના સ્વરૂપમાં રૂપાન્તર થઈ ગયું હતું.

એ યુદ્ધોમાંના એક યુદ્ધમાં શમ્સના પિતાના પ્રાણનું વિસર્જન થવાથી તે દિવ્ય ધામમાં ચાલ્યો ગયો. સિંધુદેશની પ્રજાનો તે નેતા હતો; તાર્તાર લોકોના આક્રમણથી પોતાની પ્રજાને રક્ષવાના કાર્યનો ભાર પોતાના પુત્રના શિરપર નાખીને તેણે આ લોકમાંના પોતાના જીવનવ્યવસાયની સમાપ્તિ કરી નાખી. શમ્સ પણ પોતાના પિતાના નામને દીપાવે, તેવો યુવક હતો અને તેથી પોતાના અલ્પ સૈન્યની સહાયતાથી તાર્તાર લોકોને સિંધુદેશમાંથી હાંકી કાઢવામાટેના તે પોતાથી બની શકતા જીવસટોસટના પ્રયત્નો કરવા લાગ્યો.

પરંતુ શમ્સનું ભાગ્ય અત્યારે પ્રતિકૂલ થયું હતું, એટલે પોતાના પરાક્રમ અને ધોરણ આદિનો અવધિ કર્યાં છતાં પણ વિજય તેની આગળથી દૂર અને દૂર જ પલાયન કરવા લાગ્યો. ધીમે ધીમે સિંધુદેશ તાર્તાર લોકોના હાથમાં જવા લાગ્યો અને તેથી તાર્તાર લોકો પોતાના શત્રુઓને નષ્ટભ્રષ્ટ કરવાના ઉદ્યોગમાં પ્રવૃત્ત થયા. જેમણે પણ ગત યુદ્ધમાં પ્રમુખ ભાગ લીધો હતો, તે સર્વને ભયંકર શિક્ષાઓ ભોગવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. સિંધુદેશની મુસલ્માન સત્તાનો સંપૂર્ણ અસ્ત થવાથી મુસલ્માનોને ફરજિયાત યુદ્ધના ઉદ્યોગને ત્યાગી દેવો પડ્યો. પરંતુ શમ્સે તેમનું અનુકરણ કર્યું નહિ. પોતાનાં ઘરબાર અને ઇષ્ટમિત્રોની મમતાને ત્યાગીને તે એક અરણ્યમાં જઇને નિવાસ કરવા લાગ્યો. પોતાના પિતાના કાર્યની પોતાના હાથે યોગ્ય પૂર્તિ ન થવાથી તેના હૃદયમાં સહસ્રવૃશ્ચિકદંશની વેદના થવા લાગી. તે શાંત અરણ્યમાં પણ તે બિચારાના અશાંત હૃદયને શાંતિનો સ્પર્શ થવો અશક્ય હતો!

શમ્સ અરણ્યવાસી થયો, પણ ત્યાં પણ તેનું દુર્ભાગ્ય તેની પાછળ જઈ પહોંચ્યું. અકસ્માત્ એક દિવસ તેને શોધતા તાર્તાર લોકોના હાથમાં

તે સપડાઈ ગયો અને સૈનિકોએ તેને પોતાના સેનાપતિ સમક્ષ લઈ જઈને હાજર કરી દીધો. કારાગૃહમાં સડીને મરવા કરતાં શૂળીપર ચઢીને મરવું વધારે સારું છે, એમ શમ્સને ભાસવા લાગ્યું. પરંતુ કારાગૃહવાસનાં દુઃખોને ભોગવ્યા વિના છૂટવાનું તેના ભાગ્યમાં લખાયલું નહોતું. કારાગૃહની યાતનાઓ અમુક કાળ પર્યન્ત ભોગવ્યા પછી એ શમ્સને શૂળીપર ચઢાવી દેવો, એવો સેનાપતિ સાહેબે હુકમ ફર્માવી દીધો.

---

## તૃતીય પરિચ્છેદ

### અજ્ઞાત અબળા-બંધનમુક્તિ

કૃષ્ણ પક્ષની નિશા. અંધકારનો ભયંકર વિસ્તાર. અલ્પ પર્જન્યવૃષ્ટિનો પણ પાત. સર્વત્ર ભયાનક શાંતિ. આકાશમાં કૃષ્ણ મેઘનો ઇતસ્તતઃ સંચાર, અને વિદ્યુલ્લતાનો ચમકાટ. એવા સમયમાં કારાગૃહની લોઢાના જાડા સળિયાથી જકડેલી ખડકી પાસે ઊભો રહી શમ્સ આકાશની સ્થિતિનું અવલોકન કરી રહ્યો હતો. પણ આકાશપ્રતિ તેનું ધ્યાન કેટલા પ્રમાણમાં હતું, એ તો તે પોતે જાણે કે પરમેશ્વર જાણે! કદાચિત્ તે પોતાની ભાવિ દશાના વિચારમાં પણ નિમગ્ન થયો હોય!

મરણની શમ્સના હૃદયમાં લેશ માત્ર પણ ભીતિ નહોતી. પરંતુ પોતાથી પોતાના પિતાની આજ્ઞાનું યથાર્થ પાલન ન કરી શકાયું, એનું તેને અત્યંત દુઃખ થતું હતું. અને લયલા? તેના હૃદયની અધીશ્વરી આજે ક્યાં હતી વારુ? શમ્સ સૃષ્ટિસુંદરીની સ્થિતિ સાથે પોતાના ભાગ્યની તુલના કરતો હતો. ગઈ કાલે એ જ આકાશ કેવું સ્વચ્છ હતું અને આજે? આકાશને પણ દુર્દશાએ પોતાના સપાટામાંથી છટકવા દીધું નહોતું! 'કોઈ પણ પ્રકારે જો આ કારાગૃહમાંથી આજે મારો છૂટકો થઈ જાય, તો મારા પિતાની ઇચ્છાને પૂર્ણ કરવાનો ફરી એકવાર હું જીવસટોસટનો ઉદ્યોગ કરું; મારું ભાગ્ય મારાપર પાછું પ્રસન્ન નથી જ થવાનું, એમ માનીને નિરાશ શામાટે થઈ જવું? પણ પ્રથમ એ પ્રશ્ન છે કે, મારો છૂટકો થાય કેવી રીતે? કારણ કે, એક કાચા સૂતરના તાંતણામાં બાંધેલી મરણની તરવાર આ ક્ષણે મારા માથાપર લટકી રહી છે અને તે તૂટીને મસ્તકનું છેદન ક્યારે કરી નાખશે, એનો કશો પણ નિશ્ચય નથી!'

એટલામાં કોઇએ કારાગૃહનાં દ્વાર ઊઘાડ્યાં હોય, એવો શમ્સને ભાસ થયો. તેને ભાસ્યું કેઃ-'મને શૂળીપર ચઢાવવામાટે લઈ જવાને જલ્લાદો આવેલા હોવા જોઇએ!' પરંતુ એટલામાં વીજળીનો એક ઝબકારો થયો અને તેના ક્ષણિક પ્રકાશમાં તેને દેખાયું કે, કારાગૃહમાં આવેલી વ્યક્તિ પુરુષ નહિ, પણ એક અબળા હતી.

તે અબળા શમ્સની પાસે આવીને ઊભી રહી. કેટલીકવાર સુધી બન્ને નિઃસ્તબ્ધતામાં નિમગ્ન રહ્યાં. ત્યાર પછી તે અબળાએ મંજુલ સ્વરથી શમ્સને પૂછ્યું કે;–"શમ્સ, જો તારો છૂટકો થાય, તો બહાર નીકળીને તું શું કરીશ વારુ?

"પાછો હું મારા દુશ્મનો સાથે જંગ મચાવીશ!" શમ્સે દઢતાથી ઉત્તર આપ્યું.

તે સ્ત્રીએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને ત્યાર પછી કહ્યું કે;–"વારુ ત્યારે આવ મારી પાછળ; તારા ઉદ્દેશને હું પૂર્ણ કરું છું!" એમ કહીને તે સ્ત્રીએ શમ્સના હાથપગમાંની બેડીઓ બની શકે તેટલી ઊતાવળથી કાઢી નાખીને પુનઃ સૂચના આપી કેઃ–"તું તારાં પગલાંનો જરા પણ અવાજ થવા ન દેતાં મારી પાછળ પાછળ ચાલ્યો આવ." તે સ્ત્રીની આજ્ઞા પ્રમાણે શમ્સ કાંઈ પણ ન બોલતાં તેની પાછળ પાછળ ચાલવા લાગ્યો. અલ્પ સમયમાં જ તે ઉભય કારાગૃહના બહિર્ભાગમાં આવી લાગ્યાં.

કૃતજ્ઞતાદર્શક સ્વરથી શમ્સ તે રમણીને કહેવા લાગ્યો કેઃ–"સુંદરી, તું કોણ છે તે હું જાણતો નથી. તું ભલે ગમે તે હોય, પણ, તારા મારાપર એટલા બધા ઉપકાર થયા છે કે, એ ઉપકારોનો બદલો મારાથી કદાપિ આપી શકાય તેમ નથી. જો મારા મનોભાવને પરવરદિગાર સફળ અને સિદ્ધ કરશે, અને આપણા મેળાપનો યોગ આવશે, તો હું મારાથી બની શકશે તેટલા પ્રમાણમાં તારી સેવા કરીશ. અત્યારે તો મારા નામની આ મુદ્રિકા હું તને આપું છું, તે લે. જો મારા તકદીરથી મારો સારો વખત આવે, તો તે વેળાએ તું જરૂર મારી પાસે આવજે, એટલે આ શમ્સના હૃદયમાં કૃતજ્ઞતાનો કેટલી સીમાપર્યન્ત નિવાસ છે, તે તત્કાળ તારા જાણવામાં આવી જશે!"

તે અબળાએ શમ્સને કાંઈ પણ ઉત્તર આપ્યું નહિ; માત્ર એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો. તે અબળાએ તૈયાર રાખેલા અશ્વપર આરૂઢ થઇને શમ્સ ત્યાંથી નિમેષ માત્રમાં પ્રયાણ કરી અદૃશ્ય થઈ ગયો.

---

## ચતુર્થ પરિચ્છેદ

### ભાગ્યદેવીની પ્રસન્નતા

ગત પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને વીસ વર્ષનો કાળ વહી ગયો હતો. તાર્તાર અને મુસલ્માન લોકોની ઝપાઝપીઓ અખંડ ચાલૂ હતી. કોઈવાર આ પક્ષનો જય થતો હતો તો કોઈવાર તે પક્ષને વિજય મળતો હતો. પણ હમણાં હમણાંનાં બે ત્રણ વર્ષથી વિજયનો કાંટો

કાંઇક ફર્યો જેવો દેખાતો હતો. તાર્તારપક્ષમાં ઘણીક ફાટફૂટ થવાથી અને એવાં જ બીજાં કેટલાંક કારણોથી મુસલ્માનોનો પક્ષ પાછો બળવાન્ અને વિજયી થવા માંડ્યો હતો.

પુનઃ એકવાર ઉભય પક્ષની ઘોર અને અંતિમ શક્તિપરીક્ષાનો અવસર આવી લાગ્યો. મુસલ્માનપક્ષનો સેનાધ્યક્ષ શમ્સ હોઇને તાર્તારપક્ષનો સિપાહસાલાર ઇસ્માઇલખાન હતો. સિંધુદેશના વિશાળ રણાંગણમાં બન્ને સૈન્યો એક બીજાની સામાં આવીને લડવામાટે ઉભાં રહ્યાં. આજના યુદ્ધમાં જે પક્ષનો જય થાય, તેના હાથમાં હમેશને માટે સિંધુદેશના ભાગ્યનો અધિકાર જાય, એવાં સ્પષ્ટ ચિહ્નો દેખાતાં હતાં. એક પક્ષનો ત્યાંથી અદૃશ્યભાવ થવો જ જોઇએ, એ નિશ્ચિત હતું.

ચાર દિવસ સુધી ઉભયપક્ષનું ભયંકર અને ઘનઘોર યુદ્ધ ચાલ્યું. તાર્તારપક્ષે પોતાના પરાક્રમનો અવધિ કરી બતાવ્યો; પણ શમ્સની ભાગ્યદેવી તેનાપર આજે અત્યંત સુપ્રસન્ન થએલી હોવાથી તાર્તાર સૈન્ય બહુધા પરાજિત થઇને પાછું વળ્યું અને મુસલ્માનોના પક્ષને વિજયશ્રીએ વરમાળા પહેરાવી દીધી. મરણમાંથી બચેલા તાર્તાર સૈનિકોએ પીઠ બતાવીને પલાયનનો આશ્રય લઈ લીધો.

ઇસ્માઇલખાનને જીવતો પકડી લેવાની શમ્સની અત્યંત ઇચ્છા હતી; કારણ કે, તાર્તારપક્ષમાં અત્યંત પરાક્રમી, અસામાન્ય ધૈર્યશાલી અને સંપૂર્ણ તેજસ્વી જો કોઈ પણ વીર નર હોય, તો તે માત્ર ઇસ્માઇલખાન જ હતો. એટલામાટે જો તે આ પ્રસંગે હાથમાંથી જીવતો છટકી જાય, તો સિંધુદેશથી બહાર જઇને પુનઃ નવું લશ્કર એકઠું કરીને સિંધુદેશની ભૂમિને બીજીવાર પણ ત્રાસ આપ્યા વિના રહેવાનો નથી, એવો તેનો સંપૂર્ણ નિશ્ચય હતો. એટલામાટે તેને જીવતો પકડી તેની પાસેથી પોતાના આગળના વૈરનો બરાબર બદલો લેવો જ જોઇએ, એ પ્રમાણેની આકાંક્ષાથી શમ્સ મહા આતુર થઈ રહ્યો હતો.

ઇસ્માઇલખાન જેવો રણશૂર હતો, તેવો જ રાજનીતિજ્ઞ અને યુક્તિશાળી પણ હતો. એથી તેણે દીર્ઘ વિચાર કરી અંતે અત્યારે પલાયનને જ યોગ્ય ધારીને પોતાના સ્ત્રીપરિવારસહિત સિંધુદેશની સીમામાંથી બહાર નીકળી જવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ અદ્યાપિ તે સિંધુદેશની સીમાને ઓળંગી ગયો ન હોતો.

## પંચમ પરિચ્છેદ
## કાળની વિલક્ષણતા

આખા દિવસના અખંડ પ્રવાસના પરિશ્રમથી અશ્વ શ્રાંત થઈ જતાં શમ્સ વિશ્રાંતિ મેળવવામાટે સિંધુનદીના તીરપ્રાન્તમાંના એક કુંજની છાયામાં સ્વસ્થતાથી બેઠો હતો. તે પોતાના ગત જીવનનું પર્યાલોચન કરતો હતો અને ભાવિકાલને પ્રસન્ન દૃષ્ટિથી જોયા કરતો હતો.

એટલામાં પોતાની નકાબપોશ બીબી અને બે અર્ભક બાળકોને લઇને એક પ્રૌઢ પુરુષ તે સ્થળે આવી લાગ્યો. પોતાની સ્ત્રી અને પોતાનાં બાળકોસહિત સિંધુનદીના પ્રવાહને પાર કરી સ્હામી બાજૂએ જવાનો તેનો મનોભાવ હોવો જોઇએ, એમ સ્પષ્ટ દેખાતું હતું. તે પુરુષ અને તેનાં સ્ત્રીપુત્ર આદિનો પોશાક જો કે બહુ અંશે સિંધુદેશની મુસલ્માની પદ્ધતિનો જ હતો, છતાં પણ તેઓ પરદેશી હોવાં જોઇએ, એમ બતાવનારાં ઘણાં ચિહ્નો બારીક નજરથી જોનારને તેમાં દેખાઈ આવતાં હતાં. ચાલાક શમ્સ એ ચિહ્નો ક્યારનોય જોઈ અને ઓળખી ચૂક્યો હતો. તત્કાળ તેના મનમાં એક પ્રકારના દારુણ સંશયનો ઉદ્ભવ થયો.

તે તત્કાળ એ પરિવાર પાસે ગયો અને તે પુરુષને તીવ્ર દૃષ્ટિથી જોતો રૂક્ષ સ્વરથી પૂછવા લાગ્યો કે:-"તમે કોણ છો અને ક્યાં જાઓ છો?"

તે પુરુષે શમ્સપ્રતિ એકવાર કટાક્ષપાત કર્યો અને જવાબ આપવાને બદલે તુંદાઇથી સામો સવાલ કર્યો કે:-"તારે આટલી બધી પૂછપરછ કરવાનું કાંઈ કારણ?"

શમ્સનો હાથ તત્કાળ તલ્વાર તરફ વધ્યો અને તેણે પોકાર કરીને કહ્યું કે;-"પાજી, બદમાશ, ભેડિયાની પેઠે ભાગી જવાને નીકળ્યો છે?"

તે પુરુષ પણ તત્કાળ પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢીને કર્કશ સ્વરથી બોલ્યો કે;-"જો એટલી બધી હિંમત હોય તો આવી જા મેદાનમાં અને હવે યુદ્ધથી જ એનો નિકાલ થવા દે કે પાજી તથા બદમાશ આપણ બન્નેમાંથી કોણ છે!"

પોતપોતાની તલ્વારોને હાથમાં દૃઢ કરીને શમ્સ અને તે અજ્ઞાત પુરુષ એક બીજાની સ્હામા રણભૂમિમાં ઊભા રહ્યા અને દ્વિતીય ક્ષણે જ દ્વંદ્વયુદ્ધનો આરંભ થઈ ગયો. કેટલીકવાર સુધી એ યુદ્ધ ચાલતું રહ્યું.

પરંતુ છેવટે ભાગ્યશાળી શમ્સનો જ વિજય થયો. શમ્સની તલ્વારના એક બળયુક્ત વારથી તેના પ્રતિસ્પર્ધીની તલ્વાર એક તરફથી તૂટીને જમીનપર પડી ગઈ અને તે જ પ્રહારે તેના મસ્તકનું પણ છેદન કરી નાખ્યું. તેનું ધડ જમીનપર પડી ગયું અને તે સાથે વિગ્રહનો પણ અંત આવી ગયો.

આ વિગ્રહના દૃશ્યને જોતી તે વીર પુરુષની સ્ત્રી પાસેના એક વૃક્ષતળે ઉભી રહીને કંપિત હૃદયથી ઈશ્વરની કરુણા માગ્યા કરતી હતી. પોતાના પતિને શમ્સની તલ્વારનો ભોગ થએલો જોતાં જ એક હૃદય-વેધક ચીત્કાર સાથે તે પણ મૂર્છિત થઇને પૃથ્વીપર પછડાઈ પડી.

શમ્સ જો કે શત્રુસંહારના કાર્યમાં નિર્દય હતો અને ક્રૂરતાથી શત્રુનો વધ કરતો હતો, છતાં તેનું અંતઃકરણ અતિશય કોમળ હતું. તે અબળાને મૂર્છિત થએલી જોઇને તે દોડતો તેની પાસે ગયો, પરંતુ તે તેને સાવધ કરવાનો પ્રયત્ન કરે તે પૂર્વે જ તે અબળા પાછી ઉઠીને ઉભી થઈ ગઈ.

ભયચકિત દૃષ્ટિથી એકવાર પોતાતરફ અને એકવાર શમ્સ તરફ જોતાં પોતાનાં નિરપરાધ અર્ભકોને શમ્સની આગળ રજૂ કરીને તે રમણી રુદ્ધ સ્વરથી કહેવા લાગી કે:–"વીર પુરુષ, જો મારાં આ બાળકોને પણ તેમના પિતાની પાછળ મોકલી આપશો, તો તેમનાપર અને મારાપર તમારો ઘણો જ મોટો આભાર થશે!"

"જા–હું તને ક્ષમા આપું છું. તારાં આ કોમળ બાળકોને લઇને તું પોતાના દેશમાં જવાને ચાલતી થા!" શમ્સે કરુણાદર્શક સ્વરથી જણાવ્યું.

"મારો દેશ? મારો દેશ વળી કયો? આજ મારો દેશ અને આ ભૂમિ જ મારી જન્મભૂમિ!" એમ કહીને તે અબળાએ પોતાના મુખ-મંડળપરથી બુરકાને દૂર ખસેડી નાખ્યો. તેનાં વિશાળ નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રપદની જળવૃષ્ટિસમાન અખંડ અશ્રુની ધારા ચાલી જતી હતી.

શમ્સ આશ્ચર્યચકિત થઇને તે અબળાને જોતો સ્તંભિત થઈ ગયો. તે સ્ત્રી બીજી કોઈ પણ નહિ, કિન્તુ લયલા–તેની બાલ્યાવસ્થાની સહચરી સખી લયલા–હતી; તેના યૌવનની સુખસ્મૃતિની અધીશ્વરી લયલા જ હતી!

માર્ગમાં ચાલતાં ફણાધારી સર્પ અચાનક દૃષ્ટિગોચર થતાં પ્રવાસીની જેવી અવસ્થા થાય છે, તેવી જ અત્યારે શમ્સની દશા થઈ ગઈ. આશ્ચર્યનો આવેગ કાંઇક શાંત થતાં શમ્સે એકદમ ઉદ્ગાર કાઢ્યો કે:–"કોણ લયલા! પિશાચિકા, કલંકિની, તેં મારા જીવનના સુખસ્વપ્નનો એક ક્ષણ માત્રમાં જ લોપ કરી નાખ્યો, ચાંડાલિની!"

"શમ્સ, તને મેં જો કાંઈ પણ અન્યાય આપ્યો હોય, તો તેની મને ક્ષમા આપજે; પણ પ્રથમ હું જે કાંઈ પણ કહું છું તે સાંભળી લે........"

લયલા દૃઢ સ્વરથી આગળ બોલવા જતી હતી એટલામાં સિંહ-

સમાન ગર્જનાથી, તેને વચ્ચે જ અટકાવીને, શમ્સ કહેવા લાગ્યો કે;–"અન્યાય? અરે મારી બધી આશા, મારા ગૌરવ અને મારા માન-સન્માનની તેં ધૂળધાણી કરી નાખી અને હજી ક્ષમા માગે છે? અત્યારે જ એ તારા અપરાધોની તને ભયંકર શિક્ષા મળવી જોઇએ!"

લયલા હવે ગર્વોદ્ધત સ્વરથી બોલવા લાગી કે;–"શમ્સ, આ સર્વ વિલક્ષણ પરિસ્થિતિનું કારણ તું પોતે જ છે, એના કરતાં વધારે તને હું બીજું કાંઈ પણ કહેતી નથી. જો આપણી બાલ્યચેષ્ટાઓનું તારા હૃદય-માંથી સર્વથા વિસ્મરણ ન થયું હોય, તો હવે મારી સાથે એક બંધુ પ્રમાણેનું વર્તન કરી બતાવ. શમ્સ, હું પાકદામન ઔરત છું. મારા જન્નતનશીન ખાવિન્દની લાશ મારી આંખોની સામે પડેલી છે; એટલે જો ધારત, તો આનો બદલો હું પણ તારી પાસેથી લઈ શકત. પરંતુ હું ઔરત છું. સ્ત્રી જેવી રીતે પોતાના પતિના અત્યાચારને મૂક મુખથી સહન કરી શકે છે, તે જ પ્રમાણે તે પોતાના બંધુના અપરાધની ક્ષમા પણ આપી શકે છે."

કિંકર્ત્તવ્યમૂઢ થઇને શમ્સ એક નિર્જીવ સ્તંભસમાન ઊભો હતો. ત્યાર પછી આત્મસંયમ કરીને તે પ્રેમાર્દ્ર સ્વરથી કહેવા લાગ્યો કે: "લયલા, મારા અપરાધની મને ક્ષમા આપ. આવ, લયલા, આવ! આપણે શૈશવની પ્રેમસ્મૃતિના કુંજમાં એક વાર પાછાં પણ રમીએ! જો તારા સમાગમનો મને લાભ નહિ મળે, તો મારો આખો જન્મારો રદબાતલ થઈ જશે. આવ, આ કઠોર તથા દુષ્ટ જગતને, આ યાતનામય સંસારને ભૂલીને આપણે અરણ્યમાં જઈ નવીન જીવનનો આરંભ કરીએ. આજે મને પ્રત્યક્ષ સ્વર્ગનો જ લાભ મળ્યો છે, એમ જ મને જણાય છે. તને પણ પોતાના બાલ્યકાળની વિસ્મૃતિ થવી અશક્ય છે. તારી ભાવનાઓ પણ અત્યારે મારી ભાવના જેવી જ થએલી હોવી જોઇએ. ચાલ, આવ, પ્રિયતમા લયલા, આપણે આજથી પાછાં એકજીવ અને એકપ્રાણ થઈ રહીએ!"

લયલા તીવ્ર દૃષ્ટિથી શમ્સને જોયા કરતી હતી. તેના ભાષણની સમાપ્તિ થતાં તે ખિન્નતામિશ્રિત સ્વરથી કહેવા લાગી કે: "શમ્સ, તારી કર્ત્તવ્યભાવનાઓ જૂદી છે અને મારી કર્ત્તવ્યકલ્પનાઓ પણ જૂદી છે. તારી પેઠે મને પણ આપણા બાલ્યકાળનું વિસ્મરણ થઈ શકે તેમ નથી; પરંતુ મારી પતિનિષ્ઠા એટલી બધી દુર્બળ અને શિથિલ નથી કે, જે ગતકાલિક સૌખ્ય, પ્રેમ અથવા સ્નેહના મોહથી કિંવા બીજા કોઈ પણ એવા પ્રલોભનથી મારા કર્ત્તવ્ય અને મારા ધર્મનું મને વિસ્મ-રણ કરાવી દે! હાય, શમ્સ ગત કાળની વાતોનું સ્મરણ હવે શામાટે

કરવું જોઇએ! જેનો સર્વથા નાશ થઈ ગયો છે, તે વસ્તુને, શમ્સ, પાછી લાવવાનો વ્યર્થ પ્રયત્ન ન કરીશ. જે બનવાનું હતું તે બની ગયું છે; એટલે તેનો હવે વિચાર શામાટે ? નષ્ટ થએલી વસ્તુને લાવવાની તારામાં કે મારામાં કોઇમાં પણ શક્તિ નથી. ગત કાલની મોહક ઘટનાઓનું મધુર સ્મરણ કરાવીને મને વ્યર્થ મોહમાં નાખવાનો યત્ન તું શામાટે કરે છે ? તે સમસ્ત સુખસ્વપ્નને હું કયારનીએ ભૂલી ગઈ છું; તેનું હવે મારા હૃદયમાં કાંઈ પણ પરિણામ થવાનું નથી. જો તારો મારામાં અલ્પ સ્વલ્પ પણ પ્રેમ હોય, તો મને આજથી તારે પોતાની નાની બહેન જ માનવી. એ વિના આ અભાગિની તારી પાસેથી બીજું કાંઈ પણ માગતી નથી. શમ્સ, મારા બંધુ, આ લયલા તારી ભગિની છે, એનાથી બીજા કોઈ પણ ભિન્ન સંબંધની અપેક્ષાને કૃપા કરીને તું પોતાના હૃદયમાં સ્થાન આપીશ નહિ !"

લયલાના આ ભાષણથી શમ્સ તો દિગ્મૂઢ જ બની ગયો. લયલાના મુખમાંથી આવા પ્રકારના શબ્દો નીકળશે, એવી તેના મસ્તિષ્કમાં કલ્પના માત્ર પણ નહોતી. તે અર્ધસ્ફુટ સ્વરથી કહેવા લાગ્યો કે: "લયલા, આજે તું આ શું બોલે છે અને શો જવાબ આપે છે! મારાપર દૈવ રુઠયું એટલે સાથે તું પણ રુઠે છે કે શું ? લયલા, આજે એક સરખાં વીસ વર્ષ મેં ઘોર અરણ્ય, ગુહાઓ અને દારુણ યાતનાઓમાં વીતાડ્યાં છે, પરંતુ એક ક્ષણ માત્ર પણ હું તને ભૂલી શકયો નથી. એ મારા પ્રેમનો મને આ બદલો આપવાને તું તૈયાર થઈ છે કે? કર્તવ્યને હું ભૂલી ગયો નથી, પણ તેથી શું ગત કાળની બધી ઘટનાને વિસારી શકાય કે ? કદાપિ નહિ !"

"તો શમ્સ, સારું તો એ જ છે કે, તું તારા કર્ત્તવ્યમાં નિમગ્ન થઈ જા ! હું જેને મારું કર્ત્તવ્ય માનું છું, તે મારા કર્ત્તવ્યના પાલનમાં તું વિનાકારણ વિઘ્નકર્ત્તા શામાટે થાય છે?" લયલાએ દૃઢતાદર્શક સ્વરથી કહ્યું.

લયલાના આ ઉત્તરથી શમ્સનો કોપાનળ પાછો અનિવાર્ય ભડકયો, તે કંપિત સ્વરથી કહેવા લાગ્યો; "ઠીક છે, ત્યારે. હવે હું મારા કર્ત્તવ્યનું પાલન કરું છું. લયલા, તારાં આ બે બાળકો મારાં બંદિવાન્ છે; એમને હું મારી સાથે લઈ જાઉં છું અને ન્યાયાસન સમક્ષ ઉભાં રાખું છું ! આ અમારા મુખ્ય શત્રુ–સર્પનાં બચ્ચાં છે, એટલે જો ચગદી ન દેતાં એમને જીવતાં રાખીએ, તો એઓ આગળ જતાં વિષધર ભુજંગ બનીને અમારો નાશ કર્યાં વિના રહેવાનાં નથી! આ ક્ષણેજ એમને ઠાર કરી નાખવાં જોઇએ. જા, લયલા, જા, તારી ઇચ્છા હોય ત્યાં ચાલી જા ! તારી ઇચ્છા પ્રમાણે હવે હું મારા કર્તવ્યપાલનમાં નિમગ્ન થયો છું !"

બિચારી લયલા કોઈ એક પાષાણપ્રતિમા પ્રમાણે ત્યાંની ત્યાં જ ચોંટીને સજ્જડ બની ગઈ. તેના મુખમાંથી એક પણ શબ્દ નીકળી શક્યો નહિ. તેનાં બન્ને બાળકોને સાથે લઇને શમ્સ ત્યાંથી ચાલ્યો ગયો. માતાથી બળાત્કારે વિયુક્ત કરાયલાં તે કોમળ અને નિરપરાધ બાળકોએ જે કરુણોત્પાદક ચીત્કાર કર્યો, તે એવા પ્રકારનો હતો કે, પાષાણ પણ તેથી પીગળી જાય!

બાળકોનો તીવ્ર ચીત્કાર લયલાના હૃદયને ભેદવા લાગ્યો. તે હવે એ વેદનાને વધારે વાર સહન કરી શકી નહિ. બાળકોના ચીત્કારની દિશામાં તે શમ્સની પાછળ દોડતી ચાલી. અલ્પ સમયમાં જ તે શમ્સ પાસે આવી લાગી, અને કરુણાયાચક સ્વરથી કહેવા લાગી કેઃ–"શમ્સ, તને તું જે માગે તે આપવાને હું તૈયાર છું, પણ મારાં આ બાળકો પાછાં મને સોંપી દે!"

"તો મારા જીવનની તૃપ્તિ--તારો પત્નીપ્રેમ મને આપ! મારી સાથે લગ્ન કરવાનું તારા મુખનું વચન મને મળવું જોઇએ!" શમ્સે પોતાની મનોભાવના દર્શાવી.

"અશક્ય, અશક્ય, સર્વથા અશક્ય!" એમ કહેતાં જ ઉન્માદિની લયલા ત્યાંથી ચપળાના ચમકાટ પ્રમાણે અદૃશ્ય થઈ ગઈ.



## ષષ્ઠ પરિચ્છેદ

## પ્રેમયજ્ઞમાં પ્રાણાહુતિ!

સર્વત્ર ઘોર અંધકારનો પ્રસાર થયો હતો અને ઝપાટાથી વાતા વાયુનો ધ્વનિ કોઇના કરુણક્રંદન પ્રમાણે કાનોમાં આવીને અથડાતો હતો. શમ્સ લયલાનાં બન્ને બાળકોને લઇને સિંધુનદીના તીરપ્રાંતમાંના પોતાના નિવાસસ્થાનપ્રતિ પાછો ફરતો હતો. માત્ર આકાશમાં ચમકતી તારાઓ જ અત્યારે મશાલનું કામ બજાવતી હતી. શમ્સે કરુણ સ્વરથી આવાહન કર્યું કેઃ–"લયલા, લયલા!"

સર્વત્ર શાંતિ અને નિઃસ્તબ્ધતા હોવાથી ક્યાંયથી પણ તેના આવાહનનું ઉત્તર મળ્યું નહિ. શમ્સે પુનઃ સાદ કર્યો કેઃ–"હમ્શીરા લયલા, મારી બહન લયલા, આવ! મને હવે બીજું કાંઈ પણ જોઇતું નથી; માત્ર તારા ભગિનીપ્રેમનો ભિક્ષુક આ શમ્સ તને કરુણ સ્વરથી બોલાવે છે, તો તેને જવાબ આપ!"

બીજીવાર પણ કાંઈ ઉત્તર ન મળ્યું; એટલે ચારે તરફ ફરી ફરીને છેવટે જે સ્થળે તેણે પોતાના શત્રુનો શિરચ્છેદ કર્યો હતો, તે સ્થળે શમ્સ પાછો આવી લાગ્યો. ત્યાં અચાનક મૃત્યુસમયની કરુણવાણી

તેના સાંભળવામાં આવી અને તેનો આશય એ હતો કે:–"શમ્સ, લયલા તને ભગિનીપ્રેમથી ઉત્તર આપે છે; પણ એક બંધુના પ્રેમ કરતાં પતિનિષ્ઠાની મહત્તા તેને વિશેષ જણાય છે! તેણે જે કાંઈ પણ કર્યું છે તે કેવળ પતિવ્રતાના ધર્મને અનુસરીને જ!!"

શમ્સે દયાર્દ્ર સ્વરથી પૂછ્યું કે:–"ભગિની, તું ક્યાં છે? હું આવી પહોંચ્યો છું."

"સુખમાં રહે, બંધુ, સુખી થા! હું હવે સદાને માટે તારી રજા લઉં છું! મારાં બાળકોને........"

આટલા શબ્દો સંભળાયા, શમ્સ ત્યાં આવી લાગ્યો અને બોલ્યો કે:–"ભગિની, આમ તું ધૂળમાં કેમ આળોટે છે? ઉઠ, બહેન, ઉઠ!"

પણ મૃત્યુના મુખમાં પડી ચૂકેલી લયલાના મુખમાંથી શું ઉત્તર મળી શકે વારુ? છાતીમાં કટાર ભોકીને લયલા પોતાના પતિના શબપર પડી હતી. સાધ્વી લયલા પતિની પાછળ સ્વર્ગમાં ચાલી ગઈ. લયલાની કરાંગુલીમાંની મુદ્રિકામાંથી તેજ:પુંજ હીરાનાં કિરણો બહાર પડતાં હતાં. તે મુદ્રિકાપર 'શમ્સ' એ પ્રમાણેના અક્ષરો હીરાના જડેલા હતા.

હાય, તે ક્ષણે જ સર્વ પ્રકાર શમ્સના જાણવામાં આવી ગયો. કારાગૃહમાંની તે ભયંકર અંધકારાવૃત્ત રાત્રિનું સ્મરણ થતાં તે શૂન્યવત્ બની ગયો. મૃત્યુના મુખમાંથી શમ્સને બચાવવામાટે પ્રેમપ્રતિમા લયલાએ ઇસ્માઇલખાનને શમ્સની તલ્વારનો ભોગ બનાવ્યો હતો અને અત્યારે પોતાના પાતિવ્રત્યને રક્ષવામાટે પુન: તે અભાગિનીએ પ્રણયના યજ્ઞમાં પોતાના પ્રાણની, આત્મહત્યા કરીને, આહુતિ આપી દીધી હતી!



# સમરૂ બેગમ

## ભૂમિકા

પ્રસ્તુત પ્રસ્તાવમાં જે સમયની એક સ્મરણીય કીર્તિકથા લખાવાની છે, તે સમયે ભારતવર્ષમાં સંપૂર્ણ રીતે બ્રિટિશ અધિકારનો પાયો દૃઢ થયો નહોતો. તે સમય મુગલોના અધ:પાતના અને અંગ્રેજોના અભ્યુદયના સન્ધિનો સમય હતો. ચારે તરફ વિદ્રોહ, અશાન્તિ, અને એવી જ ઘટના–પરમ્પરા યુગના પરિવર્ત્તનની સૂચના કરતી હતી; ભારતના ભિન્ન ભિન્ન પ્રદેશોમાં ચડતી પડતીના અભિનય ચાલતા હતા. વાસ્તવિક રીતે તે સમયે ભારતવર્ષ ભાગ્યની વિપરીતતાનું લીલાક્ષેત્ર બની ગયું હતું. એ વિરોધ અને વિપ્લવના યુગમાં એક સામાન્ય આરબ-કન્યા અત્યંત દીન અવસ્થામાંથી, સત્તા અને ઐશ્વર્યના અતિ ઉચ્ચ શિખ-

૨૫૨ કેવી રીતે આરૂઢ થઈ હતી, પોતાના અનન્ય અને અસાધારણ બુદ્ધિ-કૌશલ્ય તથા બાહુબળથી આત્મસન્માનને અક્ષુણ્ણ રાખીને તે પોતાના રાજ્યમાં પ્રચંડ પ્રભાવથી કેવી રીતે પ્રજાનું શાસન અને પાલન કરવાને સમર્થ થઈ હતી તથા અંતે જીવનની સંધ્યાવેળાયે સંચિત કરેલા વિપુલ દ્રવ્યને ઉદારતાથી સત્કાર્યમાં વ્યય કરીને જગતમાં અક્ષય કીર્તિ પ્રાપ્ત કરી ગઈ હતી, એના વિસ્મયજનક વિવરણે તે સમયના ભારતવર્ષના ઇતિહાસના એકાદ અંશ ઉપર ઉજ્જ્વલ પ્રકાશ પાડ્યો છે. એ અસાધારણ શક્તિશાલિની મહિલા બેગમ સમરૂના નામથી પ્રખ્યાત છે. એ બેગમ સમરૂની સાથે લગ્ન કરવામાટે એકથી અધિક યૂરોપિયનોએ પ્રતિદ્વંદ્વિતા કરી હતી, એ બેગમ સમરૂને જ દિલ્લીશ્વર શાહઆલમે સમ્રાટ્‌ની સર્વથી વિશેષ પ્રિય દુહિતારૂપે ઓળખાવી હતી, એ બેગમ સમરૂને જ એક સમયે લૉર્ડ બૅન્ટિકે 'સમાદૃત બંધુ' કહીને સન્માનિત કરી હતી. બેગમ સમરૂની જીવનકથા ઘટનાવૈચિત્ર્ય અને સ્થિતિની પરિવર્તનશીલતાથી ખરેખર નવલકથામાં વર્ણવેલા ચિત્રથી પણ અધિક ચિત્તાકર્ષક છે, કલ્પિત કથા કરતાં પણ વિચિત્ર છે અને એટલામાટે જ ઐતિહાસિક કીન સાહેબ (H. G. Keene) કહે છે કે:–"Such was the splendid termination of the Slave Girl's career–a romance scarcely to be outdone by the most inventive fiction."



## પ્રથમ પરિચ્છેદ

### વૉલ્ટર રીનૂહાર્ડનું હિન્દમાં આગમન અને મીરકાસિમના સૈન્યમાં સમરૂ

અષ્ટાદશ શતાબ્દિના અંતિમ અર્દ્ધ કાલથી એકોનવિંશ શતાબ્દિના પ્રારંભકાળ સુધીનો અતિ અલ્પ સમય જ વાસ્તવિક રીતે ભારતવર્ષમાટે અત્યંત ભયંકર હતો. ભારતમાં બાબરના જિન્દગી સૂધીના પ્રયત્નના પરિણામે પ્રતિષ્ઠિત થયેલું અને અકબરના તીક્ષ્ણ રાજનૈતિક કૌશલ્યથી દઢીભૂત થયેલું મુગલસામ્રાજ્ય જ્યારે સર્વથા શક્તિહીન થઈ ગયું હતું; જ્યારે નામ માત્રથી ઓળખાતો છેલ્લો મુગલ બાદશાહ શાહઆલમ્ મરાઠા, સિખ્ખ અને જાટ આદિ જાતિઓના શક્તિસમૂહથી ઘેરાઇને ગમે તે પ્રકારે પોતાની જિન્દગી ગાળી રહ્યો હતો; તે વેળાયે જેઓ સહજ શક્તિનો સંચય કરી શકતા હતા, તેઓ જ યોગ્ય અવસર જોઇને બાદશાહની આધીનતાને છિન્ન કરીને, ભારતની અનેક દિશાઓમાં નાનું અથવા મોટું રાજ્ય સ્થાપવાની ચેષ્ટા અને તૈયારીઓ

કરતા હતા. તે સમયે સર્વત્ર રણુસજ્જા જોવામાં આવતી હતી, સર્વત્ર રણુકોલાહલ સાંભળવામાં આવતો હતો, ભારતવર્ષમાં તે વેળાયે વિદ્રોહનો અંતરાનળ પ્રજળી ઊઠ્યો હતો. એ સમયે યૂરોપનાં અનેક સ્થાનોમાંથી ઘણુા લોકો ઐશ્વર્ય, સત્તા અને પ્રતિષ્ઠાને પ્રાપ્ત કરવામાટે ભારતના ભિન્ન ભિન્ન પ્રદેશોના રાજાઓના સૈન્યમાં દાખલ થયા હતા. એક ઐતિહાસિક લેખકે લખ્યું છે કે, "એમાંના ઘણુા ખરા નિરક્ષર, અમિતાચારી અને નીચ વર્ણુના લોકો જ હતા." ("The very dross of society-men who could neither read, nor write, nor keep themselves sober.") તેમ છતાં પણુ તેમનામાં કુલીન, અને ઉદારહૃદય વીરોનો સર્વથા અભાવ હતો, એમ કહી શકાય તેમ નથી. ડે વૉયન્, જ્યૉર્જ ટૉમસ્, ડુડ્રેનેક, અને પેરન્ આદિ સમરકુશળ વ્યક્તિઓએ ભારતમાં સામરિક કાર્યમાં નિયુક્ત થઇને, દેશીય સમરવિભાગમાં પાશ્ચાત્ય પ્રથાનો પ્રચાર કરવાનો પ્રારંભ કર્યો હતો. ભાગ્યના પરીક્ષાર્થીઓની તુલનામાં એ સર્વ પુરુષસિંહોની સંખ્યા ઘણી જ ઓછી હતી; કારણુ કે, યૂરોપિયનોના મનમાં તે સમયે ભારતવર્ષ રત્નપ્રસૂ ગણાતો હતો. ત્યાંના સર્વ જનોની એવી જ ધારણા હતી કે, ભારતવર્ષમાં એક વાર જઈ આવવાથી ઘણા જ થોડા સમયમાં વિપુલ ધનરત્નના આધકારી થઈ શકાય તેમ છે. તેમની એ કલ્પના જૂઠી હતી, એમ નહોતું. જેમનામાં બાહુબળ અને બુદ્ધિબળ હતું, તેઓ એ બળવાના સમયમાં ભારતવર્ષમાં આવીને થોડા વખતમાં જ યથેષ્ટ ધન પ્રાપ્ત કરીને પાછા પોતાના દેશમાં ચાલ્યા જતા હતા. તેમનું ઐશ્વર્ય જોઇને તથા તેમના મુખેથી ભારતની અતુલ સંપત્તિની વાર્ત્તાઓ સાંભળીને ઘણા મનુષ્યો ભાગ્યની પરીક્ષા કરવામાટે આ દેશમાં આવતા અને તેમનામાંના ઘણાખરા પોતાના મનોરથોમાં સફળ પણ થઈ શકતા હતા.

એ ભાગ્યની પરીક્ષા આપનારાઓમાં વૉલ્ટર રીનહાર્ડ સર્વથી શ્રેષ્ઠ હતો. એ અજ્ઞાતકુલશીલ જર્મન યુવક ધન પ્રાપ્ત કરવાની આકાંક્ષાથી એક ફ્રેન્ચ નૌકામાં સાધારણુ નોકરી મેળવીને પ્રથમ ભારતવર્ષમાં આવ્યો હતો. જ્યારે તેની નૌકા ભારતવર્ષના કિનારાપર આવી પહોંચી, એટલે તે તરત જ ત્યાંથી ન્હાસીને ફ્રેન્ચ લશ્કરમાં દાખલ થયો હતો. કેટલાક દિવસ સુધી દક્ષિણુ-ભારતમાં જૂદી જૂદી જગ્યાએ કાર્ય કર્યા પછી રીનહાર્ડ બંગાળામાં આવીને ક્યારેક ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના અધિકારમાં, તો ક્યારેક ચંદનનગરના ફ્રેન્ચ લશ્કરમાં કાર્ય કરીને છેવટે નવ્વાબ મીરકાસિમના સૈન્યમાં દાખલ થયો હતો. અંગ્રેજોના અનુગ્રહથી બંગાળાની નવ્વાબી મેળવીને મીરકાસિમ તે સમયે અંગ્રેજોની

આધીનતાના બંધનને કાપી નાખવાની તૈયારીમાં રોકાયલો હતો; પોતાના સૈન્યના સૈનિકોને પાશ્ચાત્ય પ્રથા પ્રમાણે શિક્ષિત કરવામાટે મીરકાસિમ તે સમયે સાહસી યૂરોપિયનોને પોતાના સૈન્યમાં દાખલ કરતો હતો. એવામાં રીનહાર્ડની ભાગ્યલક્ષ્મી તેને દાક્ષિણાત્ય દેશમાંથી બંગાળા દેશમાં ધસડી લાવી અને તેના સૌભાગ્યનો સૂત્રપાત થયો.

રીનહાર્ડના મુખના અવયવોમાં સૌન્દર્યનો રંચ માત્ર પણ નહોતો. તેની વિષણ્ણ આકૃતિ તથા ગંભીર પ્રકૃતિના યોગે તેના મિત્રો તેને સૉમ્બર (Sombre) કહીને બોલાવતા હતા. ધીમે ધીમે તેનું ખરું નામ બદલાઈ ગયું અને તેનું વિખ્યાત નામ 'સૉમ્બર' પણ છેવટે 'સમરૂ' રૂપમાં પરિવર્તિત થયું. કાગળ પત્રોપર પણ હવે 'રીનહાર્ડ' નામનો વ્યવહાર થતો અટકી ગયો.

ઇ. સ. ૧૭૬૩ ના ઑગસ્ટ માસની ૨ ૭ તારીખે ધિરિયામાં મીરકાસિમ સાથે જ્યારે અંગ્રેજોનું યુદ્ધ થયું, ત્યારે સમરૂએ અત્યંત રણચાતુર્ય દર્શાવીને યથેષ્ટ ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. ભાગ્ય જ્યારે પ્રસન્ન થાય છે, ત્યારે છેક સામાન્ય વ્યક્તિ પણ ઉન્નતિ પ્રાપ્ત કરી શકે છે. સમરૂના સંબંધમાં પણ તેમ જ થયું. જે આશાથી આશાન્વિત થઇને તે સાત સમુદ્ર પાર કરીને ભારતમાં આવ્યો હતો, તે તેની આશા મીરકાસિમની કૃપાદષ્ટિથી પૂર્ણ થઈ. તેની રણનિપુણતા જોઇને મીરકાસિમ અત્યંત સંતુષ્ટ થયો. ત્યાર પછી ઇ. સ. ૧૭૬૩ ના ઑક્ટોબર માસમાં મીરકાસિમની આજ્ઞાથી, નિઃશસ્ત્ર અંગ્રેજ બંદિઓની નિર્દયતાથી હત્યા કરીને, સમરૂએ ઇતિહાસનાં પૃષ્ઠોને કલંકિત કરી દીધાં છે: અદ્યાપિ એ કલંકની કથા પટનાના સ્મૃતિસ્તંભપર જ્વલન્ત અક્ષરોમાં ઘોષણા કરી રહી છે કેઃ—

"WALTER REINHARDT

alias Sumroo, a base renegade.'

એ ઘટનાના વીત્યા પછી કેટલાક કાળે બક્સરના યુદ્ધમાં મીરકાસિમનો પરાજય થવાથી, સમરૂ પોતાના તાબાના સૈનિકોને લઇને અયોધ્યાના નવ્વાબના સૈન્યમાં દાખલ થયો. અંગ્રેજપક્ષે પટનાના હત્યાકાંડનું સ્મરણ કરી સમરૂને પોતાના હાથમાં સોંપી દેવામાટે અયોધ્યાના નવ્વાબને આજ્ઞા કરી. આ તરફ સમરૂ એ સર્વ વાર્ત્તા પ્રથમથીજ જાણી જવાથી પોતાના સૈનિકો સહિત રોહિલખણ્ડમાં જઇને કેટલાક દિવસ સુધી રહેમતઅલીના અધિકાર તળેના કાર્યમાં પ્રવૃત્ત થયો. વિજયી અંગ્રેજ સૈન્ય સમક્ષ નિરાપદ રહી શકાય તેમ નથી, એમ ધારીને થોડા દિવ-

સમાં જ તેણે પોતાના સૈન્યના સહિત ભરતપુરના જાટ રાજા જવાહિરસિંહની નોકરીને સ્વીકારી લીધી.

ઈ. સ. ૧૭૬૮ માં જવાહિરસિંહનું મૃત્યુ થવાથી સમરૂએ બે ત્રણ માસને માટે બીજીવાર જાટ રાજા રતનસિંહના તાબામાં નોકરી સ્વીકારી લીધી. ત્યાર પછી કેટલાંક દિવસ સુધી દિલ્હીના એક સેનાપતિના અધિકારમાં કાર્ય કરીને અંતે સમરૂ અને તેના સૈનિકો ૬૫,૦૦૦ રૂપિયાના પગારથી દિલ્હીશ્વર શાહઆલમના ડાબા હાથ સમાન મંત્રી નજફખાંના તાબાની નોકરીમાં દાખલ થયા. અલ્પ સમયમાં જ અનેક સ્વામીઓની સેવા કરીને ચંચળ ચિત્તનો સમરૂ અત્યારે સ્થિર થઈને બેઠો. બાદશાહ પાસેથી પોતાના સૈન્યના ભરણપોષણમાટે સમરૂએ ઈ. સ. ૧૭૭૨ માં તે સમયના ૭ લાખ રૂપિયાની ઉપજનું મીરટ પાસેનું સાર્ધાના પરગણું તથા તેની આસપાસની જમીનની જાગીર પ્રાપ્ત કર્યાં અને એ કાર્યમાં જ તેણે પોતાના જીવનનો અંતિમ સમય વીતાડી દીધો.

---

## દ્વિતીય પરિચ્છેદ

### બેગમ સમરૂ, વિવાહ; બેગમના સૈન્યમાં ટૉમસ; તથા બેગમના હસ્તે ખ્રીસ્તધર્મનો સ્વીકાર

ઈ. સ. ૧૭૬૭ (?) ભરતપુરના જાટ રાજાના અધિકારમાં રહીને સમરૂ જ્યારે દિલ્હી આવી રોકાયો, ત્યારે એક અરબકુમારિકા સાથે તેનો પરિચય થયો. એ નવયૌવના કુમારીના રૂપલાવણ્યથી મુગ્ધ થઇને તે તેના પ્રતિ આકર્ષાવા લાગ્યો. ધીમે ધીમે એવી સ્થિતિ થઈ ગઈ કે, એકના વિના બીજાને એક ક્ષણ માત્ર પણ ગોઠતું નહિ અને તેઓ લેશ માત્ર પણ વિખૂટાં રહી શકતાં નહોતાં; કારણ કે, લાંબા સમયનો સહવાસ પણ પ્રણયના લક્ષણરૂપ થઈ પડે છે, એવી જે એક કથા કહેવામાં આવે છે, તે કથાનુસાર તે ઉભયના હૃદયમાં પ્રણયનાં બીજ રોપાઈ ગયાં. એ પવિત્ર પ્રણયને સ્થાયી કરવામાટે સમરૂએ બરાબર મુસલ્માની રીતિ-રિવાજ પ્રમાણે તેની સાથે વિવાહ કરી લીધો. એ અરબકુમારિકા જ ભવિષ્યમાં બેગમ સમરૂના નામથી વિશ્વવિખ્યાત થઈ પડી.

બેગમ સમરૂના વંશના પરિચય વિશે અનેક મતભેદ છે. જૂદા જૂદા લેખકોની કથાઓની આલોચના કરતાં જાણી શકાય છે કે, મીરટથી ૩૦ માઇલ ઉત્તર-પશ્ચિમ દૂર આવેલા કોટાના ગામમાં લતીફઅલીખાં નામનો અરબ વંશનો એક આબરૂદાર પુરુષ વસતો હતો.

તેણે બે સ્ત્રીઓ કરી હતી. તેમાંની બીજી સ્ત્રીના ગર્ભથી અનુમાન પ્રમાણે ઈ. સ. ૧૭૫૦માં એક અત્યંત લાવણ્યમયી કન્યાનો જન્મ થયો હતો. એ કન્યાના જન્મ પછી છ વર્ષે લતીફઅલીનું મૃત્યુ થયું હતું. તેની પહેલી સ્ત્રીને એક પુત્ર હતો. પિતાના મૃત્યુ પછી તે દુરાચારીને પોતાની વિમાતાની પુત્રી અથવા વૈમાત્રેય ભગિનીનું પાણિગ્રહણ કરવાનો સુયોગ પ્રાપ્ત થયો. કન્યા અને તેની માતા તે અત્યાચારીના સર્વ અત્યાચારોને સહન કરીને કોઈ પણ પ્રકારનું દુઃખ પ્રકટ કર્યાં વિના તે ઘરમાં રહ્યાં; પરંતુ સૉકયના પુત્રનો અત્યાચાર જ્યારે અસહ્ય થઈ પડ્યો, ત્યારે નિરુપાયવશાત્ વિધવા માતા કન્યા સહિત દિલ્લીમાં આવી વસવા લાગી. ધીમે ધીમે તે બાલિકાએ યૌવનોદ્યાનમાં પદાર્પણ કર્યું. ત્યાર પછી સમરૂ સાથે તેનો કેવી રીતે પરિચય થયો તથા વિવાહનો પ્રબન્ધ શી રીતે રચાયો, એ અમે આ પહેલાં જ દર્શાવી ગયા છીએ, એટલે આ સ્થળે તેની પુનરાવૃત્તિ કરવાની લેશ માત્ર પણ આવશ્યકતા નથી. લગ્ન થયા પછી એ અરબકુમારી બેગમ સમરૂના નામથી ઓળખાવા લાગી.

પ્રથમ આ દેશમાં આવીને સમરૂ પોતાની માતૃભાષામાં વાતચીત કરતો હતો, સાહેબી પોશાક પહેરતો હતો; પરંતુ ચન્દનનગરનો ત્યાગ કરતી વેળાયે તેણે પોતાના જાતીય પોશાક અને આચારપદ્ધતિનો ત્યાગ કરી મુગલોનો પોશાક ધારણ કરી લીધો હતો. એ સમયથી જ તેણે એ અરબકન્યાને પોતાની બેગમના પદે સ્થાપવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો. બેગમ સમરૂ સાથે લગ્ન કરતી વેળાયે સમરૂની ઉન્માદરોગથી પીડાતી બીજી એક મુસલ્માન પત્ની પણ વર્તમાન હતી.

બેગમ સમરૂ એક અસાધારણ બુદ્ધિમતી રમણી હતી. તે થોડા દિવસમાં જ સમરૂને પોતાના દેશમાં લાવવાને શક્તિમતી થઈ શકી હતી. સમરવિજયી શૂરવીર સમરૂ, બેગમના રૂપના મોહથી તથા તેના ઉચ્ચ ગુણોથી ખેંચાઇને, જીવનની ઉચ્ચ અભિલાષાઓને જલાંજલિ આપી, કાયમની નોકરીનો પરિત્યાગ કરીને સ્થિરતાથી જીવનને વીતાડવાના દૃઢ નિશ્ચયપર આવી ગયો. તેની સાથે લગ્ન કર્યાં પછી સમરૂ ઘણે ભાગે યુદ્ધ કિંવા વિગ્રહનાં કાર્યોમાં ગુંથાતો નહોતો. તેણે હવે પોતાના જીવનના અંતિમ કાળને સાર્ધાનામાં જ સુખપૂર્વક વીતાડવાનો નિશ્ચય કરી લીધો. તેના ત્યાં સ્થાયીરૂપે રહેવાનો મૂળ હેતુ મુખ્યત્વે બેગમસાહબાનો પ્રભાવ જ હતો, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. બેગમે જ્યારે જોયું કે, સમરૂ તેના હાથમાં સંપૂર્ણરૂપે આવી ગયો છે, ત્યારે તે ધીમે ધીમે સર્વ સત્તા પોતાના હાથમાં લેવા લાગી; અને તેના

ગુણોથી મુગ્ધ થયેલા **સમરૂએ** એમાં કશોય વાંધો દર્શાવ્યો નહિ. એક પ્રકારે **સમરૂએ**, બેગમનાં ચરણોમાં આત્મસમર્પણ કરી દીધું. વીરજનોના આવા પરાજયોનું મૂળ ચિત્તની દુર્બળતા વિના બીજું કોઈ પણ જોવામાં આવતું નથી.

**સમરૂને** જીવનના અંતિમ ભાગમાં આગ્રાના શાસનનો ભાર પ્રાપ્ત થયો હતો. ઈ. સ. ૧૭૭૮ ના મે માસની ૪ થી તારીખે આગ્રામાં તેનું મૃત્યુ થયું હતું. મૃત્યુ પછી પ્રથમ તેને તેના ઉદ્યાનમાં સમાધિસ્થ કરવામાં આવ્યો હતો અને પછી બેગમના પ્રયત્નથી તેની કબ્ર આગ્રાના પુરાતન કૅથોલિક્ સમાધિક્ષેત્રમાં સ્થાનાન્તરિત કરવામાં આવી હતી. બેગમના ગર્ભથી **સમરૂને** એક પણ સન્તાન નહોતું, પરંતુ પહેલીવારની મુસલ્માન સ્ત્રીના ગર્ભથી જન્મેલો **સમરૂનો** એક પુત્ર હતો, અને એ જ ઇતિહાસમાં **જાફર ઇયાસખાંના** નામથી પ્રખ્યાત થયો હતો.

**સમરૂનું** જ્યારે મૃત્યુ થયું, ત્યારે તેના પુત્રનું વય ઘણું જ નાનું હતું અને તે **સમરૂની** સંપત્તિનો અધિકારી થઈ શકે તેટલા વયનો નહોતો. **સમરૂના** યૂરોપિયન અને દેશી સૈનિક કર્મચારીઓએ એકમત થઇને બેગમને જ પોતાના મર્હૂમ માલિકની પદવીપર સ્થાપવામાટે બાદશાહને પ્રાર્થના કરી. બાદશાહની અનુમતિ અનુસાર બેગમને જ, **સમરૂના** પદપર સ્થાપિત કરવામાં આવી અને તેના યોગે તેનું પોતાનું ઇપ્સિત કાર્યસમ્પન્ન થઈ ગયું. બેગમ જ, **સમરૂની** સમસ્ત સંપત્તિની અધિકારિણી થઈ અને તેણે પોતાના હાથમાં જ સૈન્યના સંચાલનનો ભાર ગ્રહણ કરી લીધો.

સ્વામીના મરણ પછી ત્રણ વર્ષે ઈ. સ. ૧૭૮૧ ની ૭ મી મેને દિવસે બેગમ **સમરૂ** પોતાના સપત્નીપુત્ર સહિત આગ્રામાં પાદરી ગ્રેગોરિઓ દ્વારા રોમન્ કૅથોલિક મતથી ખ્રીસ્તધર્મમાં દીક્ષિત થઈ. એ દીક્ષા લેતી વેળાયે બેગમે 'જોયાના **નો**વિલિસ્' તથા તેના સપત્નીપુત્રે "વૉલ્ટર વેલ્થાજાર **રીન**હાર્ડ' નામ ધારણ કરી લીધું.

ત્યાર પછી ઘણા જ થોડા સમયમાં જ્યોર્જ ટૉમસ્ નામનો એક આઇરિશ અનેક સ્થળે ભટકી ભટકીને છેવટે બેગમની પાસે આવી લાગ્યો. કેવી રીતે તે પ્રથમ ભારતમાં આવ્યો તથા તેના આવવાનો ઉદ્દેશ શો હતો, ઇત્યાદિ વૃત્તાંતને જાણવાનું કોઈ પણ સાધન મળી શકતું નથી. કોઈ કોઈ કહે છે કે, તે પ્રથમ એક બ્રિટિશ રણનૌકાના નાવિક તરીકે આ દેશમાં આવ્યો હતો. ત્યાર પછી નૌકાનું કાર્ય ત્યાગીને તે કેટલાક વર્ષ સુધી મદ્રાસમાં કાર્ય કરીને છેવટે ઈ. સ. ૧૭૮૭માં

મુગલરાજધાની દિલ્લીમાં આવીને બેગમ સમરૂના સૈન્યમાં દાખલ થયો હતો.

**બેગમ સમરૂ** મનુષ્યની પરીક્ષા સહજમાં જ કરી શકતી હતી. પ્રતિભાશાલી ટૉમસ્‌ને તેણે થોડા દિવસમાં જ એક અધિનાયકનું પદ આપી દીધું. ટૉમસ્ જૂદા જૂદા અભિનયોથી રણચાતુર્ય દર્શાવીને બેગમનો વિશેષ પ્રિયપાત્ર થઈ પડ્યો; અને બેગમ સમરૂનો મુખ્ય સલાહકાર થઈ ગયો. ટૉમસ્‌ના તાબામાં બેગમ સમરૂના સૈનિકો સુશિક્ષિત થઇને પ્રબળ પરાક્રમશાલી થયા અને તેમની વીરતા તથા રણનિપુણતાના યોગે સર્વ જનો બેગમ સમરૂને ભયની દૃષ્ટિથી જોવા લાગ્યા.



## તૃતીય પરિચ્છેદ

### ગુલામ કાદિરનો પરાજય અને સમ્રાટ્‌નો ઉદ્ધાર કરવામાં બેગમ સમરૂની સહાયતા તથા સહાનુભૂતિ

તે સમયે ભારતની ચારે દિશાઓમાં વિદ્રોહ અને અશાન્તિ વ્યાપી ગઈ હતી. મહારાષ્ટ્રીય વીર માધોજી સિન્ધિયા જ તે સમયે દિલ્લીશ્વરનો પ્રતિનિધિ અને આર્યાવર્તનો કર્ત્તા હર્ત્તા ભાગ્યવિધાતા હતો. જયનગરનો રાજા પ્રતાપસિંહ વિદ્રોહી થવાથી, માધોજી પોતે વિપુલ સૈન્ય લઇને તેને પોતાની વશ્યતા—તાબેદારી—નો સ્વીકાર કરાવવામાટે અગ્રેસર થયો; પરંતુ તેના પક્ષના અનેક મુગલ સૈનિકો તથા સભાસદો પ્રતાપસિંહની રિશ્વતથી વશીભૂત થઇને શત્રુના પક્ષમાં મળી ગયા. પરિણામે સિન્ધિયા તે યુદ્ધમાં પરાજિત થયો. વિદ્રોહીને યોગ્ય સજા કરવામાટે દક્ષિણમાંથી સૈન્યનો સંગ્રહ કરવાની આશાથી તે ગ્વાલિઅરમાં જઇને રહેવા લાગ્યો.

રાજધાની દિલ્લીમાં તે સમયે શાહ નિજામુદ્દીન, સિન્ધિયાના પ્રતિનિધિ તરીકે રહેતો હતો. તે પોતાના માલિકના પરાજયની વાર્ત્તા તથા તેના દક્ષિણમાં જવાના સમાચાર સાંભળીને તેના આવતાં પહેલાં જ રાજધાનીને સુરક્ષિત કરવાની તૈયારી કરવા લાગ્યો; અને એને એમ કરવાની વિશેષ અગત્ય પણ પડી હતી, કે જે હવે પછીની ઘટનાપરથી સ્પષ્ટ સમજી શકાશે.

ઈ. સ. ૧૭૮૭ નો સમય હતો. વિદ્રોહી જાબતાખાંનો પુત્ર ગુલામકાદિરખાં તે વેળાયે સહારનપુરનો શાસનકર્ત્તા હતો. તે અવસર તથા સારી સગવડ મળેલી જોઇને એ સમયે બંડખોર બની ગયો. સમ્રાટ્ શાહઆલમના નાજિર, નકમહરામ મનસુર અલીખાં બાદશાહ તરફની પોતાની

વફાદારી અથવા નમકહલાલીની વાર્તાને વિસરી જઇને બળવાખોર ગુલામ-કાદિરના પક્ષમાં જઈ મળ્યો. તેણે તે સુયોગ મળેલો જોઇને ગુલામ-કાદિરને સૈન્યસહિત રાજધાનીપર હલ્લો કરવામાટે બોલાવી મંગાવ્યો. ગુલામ કાદિર તરત જ એક મોટું જંગી લશ્કર લઈ યમુનાના પૂર્વકિનારાપરના દુર્ગની બીજી બાજૂએ આવીને હાજર થયો. સિન્ધિયાના પ્રતિનિધિએ એ સમાચાર સાંભળીને વિદ્રોહીઓનું દમન કરવામાટે તેમની વિરુદ્ધ એક પ્રબળ સૈન્ય મોકલી આપ્યું; પરંતુ તેના સૈનિકો નદીને પેલે પાર જતાંની સાથે જ ગુલામ કાદિરના સૈનિકોએ કલ્પનામાં પણ ન આવી શકે એવા એક પ્રબળ આક્રમણથી તે સર્વને નદીના પ્રબળ પ્રવાહમાં તણખલાંની પેઠે ફેંકી દીધા, અને તેઓ ક્યાંયના ક્યાંય તણાઈ ગયા. સિન્ધિયાનો પ્રતિનિધિ સૈનિકોના પરાજયના સમાચાર સાંભળી મૃતતુલ્ય થઈ ગયો. તેણે પોતાનો બચાવ કરવાના ઇરાદાથી ન્હાસીને રાજધાનીથી ૨૦ માઇલ દક્ષિણમાં દૂર આવેલા વલ્લમગઢમાં જઇને આશ્રય લીધો.

વિદ્રોહી ગુલામ કાદિરની મનઃકામના પૂર્ણ થઈ, તે કોઈ પણ પ્રકારની બાધા વિના રાજધાનીમાં પ્રવેશ કરવાનો અમૂલ્ય લાભ મેળવી શકયો. સમ્રાટ્ શાહઆલમ સર્વથા નિરુપાય થઈ ગયો, અને સંપૂર્ણ રીતે ભયમાં આવી પડ્યો. ગુલામ કાદિર શાહઆલમ બાદશાહને નાના પ્રકારનાં દુઃખો આપવા લાગ્યો અને તેણે તેની પાસેથી 'અમીરઉલ્-ઉમરા'ની પદવી પ્રાપ્ત કરી લીધી. શાહઆલમ સંપૂર્ણ અનિચ્છા હોવા છતાં લાચારીથી તેની મનઃકામનાને પૂર્ણ કરવાને કબૂલ થયો.

ગુલામ કાદિરે જો કે હમણાં પોતાનો હેતુ સફળ કર્યો હતો; તથાપિ તેની શક્તિ હજી સૂધી દૃઢતાથી સ્થાપિત થઈ શકી નહોતી. મરાઠાઓના અને બાદશાહી પક્ષના ઘણા લોકો હજી સુધી દિલ્લીમાં વસતા હતા. તેઓ સમ્રાટ્ની આવી શોચનીય સ્થિતિ જોઇને, તથા તેના પર થતા વિદ્રોહીના અત્યાચારોની વાર્તા સાંભળીને, તેનો અટકાવ કરવાના બંદોબસ્તમાટે દૃઢસંકલ્પ થઈ ગયા. એ સર્વમાં સર્વથી અગ્રેસર બેગમ સમરૂ જ હતી.

પ્રતાપસિંહની વિરુદ્ધના યુદ્ધ સમયે બેગમ સમરૂ સિન્ધિયાની સૂચના પ્રમાણે પાણિપ્રુતના મેદાનમાં સૈન્યની સંચાલના કરતી હતી. આવા મોટા કામનો બોજો એક સામાન્ય નારીના શિરપર સોંપીને સિન્ધિયા એક પ્રકારે નિશ્ચિન્ત થયો હતો, તેનું એક માત્ર કારણ એ જ હતું કે, બેગમની બુદ્ધિમત્તા તથા પારદર્શિતાને માટે તેની અતિ ઉચ્ચ ધારણા હતી. હમણાં સમ્રાટ્ના ઉદ્ધારનું કાર્ય કરવામાટેના બેગમ સમ-

રૂના સંકલ્પની વાર્ત્તા સાંભળીને સર્વ સારી રીતે સમજી શક્યા કે, સિન્ધિયાએ યોગ્ય પાત્રને જ ગુરુભાર સુપ્રત કર્યો હતો અને લેશ માત્ર પણુ ભૂલ કરી નહોતી.

બેગમ સમરૂ સમ્રાટ્‌ના ગૌરવની હાનિ થવાના સમાચાર સાંભળીને તથા તેની અવસ્થાની સર્વ વાર્ત્તાઓ જાણીને તરત જ વિદ્રોહીને યોગ્ય સજા કરવામાટે તૈયાર થઈ ગઈ. ગુલામ કાદિર રાજદરબારમાંના બેગમના પ્રાધાન્યની વાર્ત્તાને પ્રથમથી જ જાણી ગયો હતો, તથા અત્યારે બેગમ પોતે અગ્રેસર થઈ છે, એ સાંભળીને, તેણે રાજમહાલયથી દૂર નિવાસસ્થાન રાખીને સન્માનસહિત, વિનયપૂર્વક બેગમની પાસે પયગામ મોકલાવ્યો કે, બેગમ સમરૂ જો તેના ઉદ્દેશને સિદ્ધ કરવામાં સહાયતા આપશે, તો તેઓ બન્ને મળીને સમાનતાથી રાજ્યનું શાસન કરી શકશે.

ગુલામ કાદિરના આ ઘૃણિત પ્રસ્તાવમાં સમ્મત થવાથી, કદાચિત્ બેગમ સમરૂ સત્તા અને સંપત્તિના ઉચ્ચ શિખરપર ચઢી શકત, પરંતુ તેણે તેમ કર્યું નહિ; તેણે સમ્રાટ્ પ્રતિના પોતાના કર્તવ્યનું સ્મરણુ કરીને કૃતઘ્ન રોહિલા સરદારના પ્રસ્તાવનો ઘૃણાપૂર્વક અસ્વીકાર કર્યો અને એક ક્ષણુનો પણુ વિલંબ કર્યા વિના સૈન્યસહિત રાજમહાલયમાં જઇને વિદ્રોહીને જણાવ્યું કે, સમ્રાટ્‌ની રક્ષા કરવામાટે તે પોતાના પ્રાણુનું બળિદાન આપવાને પણુ સર્વદા તૈયાર છે. બેગમના સૈન્યસહિત આવી લાગવાથી શાહઆલમ કેવો આનંદિત થયો હશે, એની કલ્પના સહજમાં જ કરી શકાય તેમ છે.

ગુલામ કાદિર બેગમની સહાયતા મેળવવાની આશામાં વિફળ થવાથી અત્યંત કોપાયમાન થયો. યમુનાના પેલે પાર આવેલી પોતાની છાવણીમાં આવીને, તેણે એક દૂતદ્વારા સમ્રાટના દરબારમાં કહેવડાવ્યું કે, "બાદશાહ તરત જ જો સમરૂ બેગમને પોતાના મહાલયમાંથી નહિ હાંકી કાઢે તો, તે સમ્રાટ્‌ની સાથે શત્રુતા આચરવામાં લેશ માત્ર પણુ સંકોચ કરશે નહિ."

ગુલામ કાદિરના આ પ્રસ્તાવનો સમ્રાટે ઘૃણાસહિત અનાદર કર્યો. આથી ક્રોધિત ગુલામ કાદિર રાજમહાલયપર ગોળા વર્ષાવવા લાગ્યો; પણુ બેગમ સમરૂએ તેના આ આક્રમણુને મૌનથી સહન કર્યું નહિ; તેની તોપો પણુ એ વેળાયે ભયંકર અવાજ કરી દશે દિશાઓને કમ્પાવવા લાગી. નિર્ભય નારીની અચલ પ્રતિજ્ઞા, તેની અપૂર્વ વીરતા તથા તેના સૈનિકોના અપરિસીમ સાહસથી વિદ્રોહી ગુલામ કાદિર કેટલીકવાર સુધી ગોળા વર્ષાવીને જ્યારે સમજી શકયો કે, તેને વિજય મળવાની કશી

સંભાવના જ નથી, તથા બેગમ સમરૂનું સૈન્ય સહજમાં જીતી શકાય તેવું નથી, ત્યારે લાચારીથી તેને પલાયનનો આશ્રય લેવો પડ્યો.

એ સમયે બાદશાહ શાહઆલમ અત્યંત અશાન્તિથી પોતાનો સમય વ્યતીત કરી રહ્યો હતો. રાજધાનીની આવી ગુંચવણ ભરેલી અવસ્થામાં સુયોગ મેળવીને દૂર દૂરના સ્થાનોમાં વસતા જમીનદારોએ ખજાનો બંધ કર્યો, કોઈ કોઈ તો વળી સમ્રાટ્‌ની આધીનતાનો અસ્વીકાર કરતાં પણ અચકાયા નહિ. એ સર્વમાં નજફ્કુલીખાં મુખ્ય હતો. ઈ. સ. ૧૭૮૮માં સમ્રાટ્ શાહઆલમ સૈન્યસહિત નજફ્કુલીને નમાવવામાટે તૈયાર થયો. તેની સાથે બેગમ સમરૂએ પણ સૈન્ય લઇને ગમન કર્યું હતું. નજફ્કુલીખાંના અધિકારમાં તે સમયે સુરક્ષિત ગોકુલગઢ નામનો એક દુર્ગ હતો. સમ્રાટ્‌પક્ષના સૈનિકોએ ગોકુલગઢને ઘેરી લીધો. તેઓ લૂટફાટ, મદ્યપાન અને નાના પ્રકારના અત્યાચાર કરી ભટકવા લાગ્યા અને સૈનિકોના કર્ત્તવ્યથી વિમુખ થયા. તેમના કર્ત્તવ્ય કર્મની શિથિલતા સંબંધી સર્વ વાર્ત્તા ગુપ્તચરોદ્વારા નજફ્કુલીખાંના જાણવામાં આવી ગઈ. આક્રમણ કરવાનો અત્યારે ખરો અવસર મળ્યો છે એમ ધારીને સમ્રાટ્‌ના સૈનિકો જ્યારે આખી રાત્રિ અત્યાચાર સહીને વીતાવ્યા પછી સુખનિદ્રામાં પડ્યા, તે સમયે નજફ્કુલી સૈન્યના એક ભાગ સાથે સમ્રાટ્‌ના સૈન્યપર તૂટી પડ્યો. તે વખતે ઘણાક મુગલો માર્યા ગયા અને જેઓ બાકી રહ્યા તેઓ આ અણધાર્યા આક્રમણથી વિપર્યસ્ત થઇને પલાયનનો ઉપક્રમ કરવા લાગ્યા. જીવનમરણના સંધિસ્થળમાં આવી પડેલા, કિંકર્ત્તવ્યવિમૂઢ સમ્રાટ્ શાહઆલમે પોતાના પરિવારને લઇને સત્વર શિબિરને ત્યાગી જવાનો સંકલ્પ કર્યો; પરંતુ તેને પોતાના તે સંકલ્પને કાર્યમાં પરિણત કરવો પડ્યો નહિ; કારણ કે, એક મહાશક્તિશાલિની વીરાંગનાએ એ સંકટ સમયે દિલ્લીના શહનશાહના માન-સંભ્રમની રક્ષા કરી. એ રમણી અન્ય કોઈ નહિ, પણ બેગમ સમરૂ જ હતી.

સમ્રાટ્ જ્યારે ઘોર વિપત્તિમાં આવી પડ્યો, ન્હાસવા વિના જ્યારે તેના માટે બીજો એક પણ ઉપાય ન રહ્યો અને જ્યારે શત્રુસૈન્ય તેને બન્દિવાન્ કરવામાટે આગળ ધસ્યું; તે સમયે બેગમ સમરૂ સમ્રાટ્‌ના સૈન્યની દક્ષિણમાં સૈન્યસહિત રોકાયલી હતી. તેના સુશાસનથી યુદ્ધસમયે અથવા અન્ય સમયે, તેના સૈનિકો કદાપિ અસાવધ અવસ્થામાં રહેતા નહોતા; તેની કઠોર વ્યવસ્થાથી તાબાના સૈનિકો સદા પ્રસ્તુત રહેતા; કોઇપણ કારણથી કદાપિ તેઓ સામરિક નિયમનું ઉલ્લંઘન કરીને આનંદાલાપમાં મસ્ત રહેતા નહોતા અને તેમને અસાવધ આક્રમણને માટે સર્વદા પ્રસ્તુત રહેવું પડતું હતું.

બેગમ સમરૂએ જ્યારે સમ્રાટ્‌ની એ શોચનીય સ્થિતિની વાર્ત્તા સાંભળી, ત્યારે તે વિહ્‌વલ અથવા ભયભીત થઈ નહિ. એ આવી પડેલી આપત્તિમાં દિલ્લીનો બાદશાહ બીજો એક પણ ઉપાય ન જોઈ શકવાથી પલાયનનો પથ શોધવા લાગ્યો; પરંતુ એટલામાં તે વીરાંગનાએ તરત જ યુદ્ધમાં આગળ વધવાની આજ્ઞાનો પ્રચાર કરી દીધો. સમ્રાટ્‌ના જીવનનું રક્ષણ કરવું પડશે, તેની માન–મર્યાદાને જાળવવી પડશે અને તેના માટે એક વિષમ વિપદની સ્હામું થવું પડશે આદિ કોઈ પણ પ્રકારની વિકટ ચિંતા કરવાનું તે રમણીએ લેશ માત્ર પણ ઉચિત ધાર્યું નહિ.

બેગમનું સૈન્ય યુદ્ધને માટે તૈયાર થયું. બેગમે પોતાની છાવણીમાંથી દૂત મોકલીને સમ્રાટ્‌ને ક્ષણ માત્રનો પણ વિલંબ કર્યાં વિના પોતાની પાસે આવવાની ભલામણ કરી; શત્રુને યોગ્ય સજા આપવાનો ભાર પણ તેણે પોતાના માથાપર ઉપાડી લીધો હતો, એ વાર્ત્તા પણ તેના દૂતે જઇને સમ્રાટ્‌ને જણાવી. આ યુદ્ધમાં તે કદાચિત્‌ શત્રુના જીવનની લીલાને યુદ્ધક્ષેત્રમાં જ સમાપ્ત કરી દેશે; સમ્રાટ્‌ના જીવનની રક્ષામાટે તથા તેના ઉદ્ધાર અર્થે પ્રાણાર્પણ કરવું પડશે, તો તે પણ આનંદથી કરશે, એમ પણ તે દૂતે જણાવ્યું.

સમ્રાટ્‌ પાસે આ સમાચાર મોકલ્યા પછી બેગમ સમરૂએ નજફ્કુલીની પાસે પણ એક પત્ર મોકલ્યું અને તેમાં તેણે અતિ કઠોર ભાષામાં તેના કાર્યનો તીવ્ર પ્રતિવાદ તથા નિંદા કર્યાં હતાં. તથા તેને યોગ્ય સજા કરવા માટે પોતે સમરમાં ઉતરી પડવાની જે તૈયારી કરી રાખી હતી, તે પણ જણાવી દીધું હતું.

બેગમે પત્રમાં જે કાંઈ લખ્યું હતું, તદનુસાર વર્ત્તવામાં લેશ માત્ર પણ વિલંબ કર્યો નહિ. સૈનિકો સજ્જિત થયા, એટલે તેણે તેમને યુદ્ધમાટે આગળ વધવાની આજ્ઞા આપી દીધી. સૈનિકોની સંખ્યા વિશેષ નહોતી, કેવળ એક સો સિપાહીઓ તથા જ્યૉર્જ ટૉમસ્‌ના તાબામાં એક તોપ સિવાય બીજું કશું પણ નહોતું. એ સામાન્ય સૈન્ય અને એક તોપ લઇને જ વીરાંગના યુદ્ધ કરવા નીકળી. તે પાલખીમાં બેસીને સૈનિકોની સાથે સાથે આગળ ચાલવા લાગી.

તેના સૈનિકો જ્યારે શત્રુની સન્મુખમાં આવી પહોંચ્યા, ત્યારે બેગમ પાલખીમાં બેસી રહી શકી નહિ, અથવા બેસી રહેવાનું તેણે પોતાના કર્ત્તવ્ય તરીકે ઉચિત પણ ધાર્યું નહિ. પોતે સૈન્યની સંચાલના નહિ કરે તો આ થોડા ઘણા સૈનિકો કાંઈ પણ કરી શકશે નહિ; એવો વિચાર કરીને તે પાલખીમાંથી ઉતરી પડીને સૈનિકો સમક્ષ આવી ઉભી રહી. સિપાહીઓ તેને જોઇને બમણા બળ અને ઉત્સાહથી જય-

ધ્વનિ કરવા લાગ્યા; તેમણે એ વીરાંગનાનાં ઉત્સાહ ભરેલાં વચનોથી ઉત્તેજિત થઇને નવીન બળથી છંછેડાયલા સિંહની પેઠે શત્રુપક્ષપર આક્રમણ કર્યું; તોપમાંથી મરણને શરણ કરનાર ગોળાના અગ્નિનો વર્ષાદ વર્ષાવવા માંડ્યો. રણરંગિની બેગમ સમરૂ પાશ્ચાત્ય રણકૌશલ્યથી સુશિક્ષિત પોતાના મુઠ્ઠીભર સિપાહીઓના અપૂર્વ રણરંગને જોવા લાગી.

નજફકુલીના સૈનિકો આ આક્રમણના આવેગને અટકાવી શક્યા નહિ. કેટલીકવાર સૂધી યુદ્ધ કર્યાં પછી જ્યારે તેઓ સમજી શક્યા કે, યુદ્ધમાં જય મેળવવાની કશી સંભાવના જ નથી, એટલે તેમણે પલાયન કર્યું. ગોકુલગઢ દુર્ગ અધિકૃત થયો! જયના ઉલ્લાસથી મસ્ત થયેલા બેગમના સૈનિકો બેગમ તથા સમ્રાટ્‌નો જયધ્વનિ કરતા કરતા શિબિરપ્રતિ પાછા વળ્યા.

તે દિવસે જ મધ્યાહ્ન સમયે બાદશાહ શાહઆલમે બેગમ સમરૂને બાદશાહી દરબારમાં ઘણા જ માનસહિત બોલાવી અને તેને આવી પડેલી આપત્તિમાંથી બેગમ સમરૂએ મુક્ત કરવામાટે જે સહાયતા કરી હતી તેને માટે ઓજસ્વિની ભાષામાં તેણે તેની પુષ્કળ પ્રશંસા કરી. આ પહેલાં બેગમે બાદશાહ પાસેથી 'જેબ-ઉન્નિસા' (રમણી-રત્ન) નો ઉપાધિ મેળવ્યો હતો; પણ અત્યારે સમ્રાટે તેને 'સમ્રાટ્‌ની સર્વથી વિશેષ પ્રિયપુત્રી' તરીકે ઓળખાવીને સન્માનિત કરી. વળી વિશેષમાં બેગમને સન્માનસૂચક પોશાક તથા દિલ્લીની દક્ષિણમાં યમુના નદીના કિનારાપરનું બાદશાહપૂર નામક પ્રગણું પુરસ્કાર તરીકે આપ્યાં. ખરું કહેવામાં આવે, તો બેગમે ઘોર વિપત્તિના સમયમાં જે પ્રકારની સમ્રાટ્‌ને સહાયતા કરી હતી, તેથી તે સન્માન અને ઉચ્ચ પુરસ્કારપ્રાપ્તિને માટે સર્વથા યોગ્ય જ હતી. તેની એ સમયોપયોગી સહાયતાથી કેવળ સૈનિકોના પ્રાણની રક્ષા થઈ હતી, એટલું જ નહિ, પણ સમ્રાટ્ શાહઆલમ પણ એ વિપત્તિમાંથી મુક્તિ મેળવી શક્યો હતો અને તેના સન્માનની રક્ષા પણ થઈ હતી.

નજફકુલી એ પરાજયથી આત્મવિસ્મૃત થઈ ગયો હતો. તે દરબારમાં બેગમ સમરૂના ગૌરવની વાર્તા સાંભળીને સમ્રાટ્ પાસેથી ક્ષમાની ભિક્ષા માગવામાટે બેગમની સહાયતા મેળવવાની ચેષ્ટા કરવા લાગ્યો. છેવટે નજફકુલીને મહાનુભવ સમ્રાટે પોતાની ઉદારતાના ગુણથી ક્ષમા કરી હતી.

આ બનાવ બન્યા પછી ચાર વર્ષ સૂધી બેગમ સમરૂના જીવનમાં જે જે ઘટનાઓ બની હતી, તેમાંની એક પણ ઘટના ઇતિહાસવેત્તાઓના જાણવામાં આવી શકી નથી.

# ચતુર્થ પરિચ્છેદ

## બેગમ સમરૂની જાગીર, સૈન્ય, અને આચાર વ્યવહાર

બેગમની મુખ્ય જાગીર મીરટ પાસેનું સાર્ધાંના હતી; અને સાર્ધાંના દિલ્લીથી લગભગ ચાલીસ માઇલ દૂર આવેલું હતું. નીચે લખેલાં પ્રગણાંનો બેગમની જાગીરમાં સમાવેશ થયલો હતોઃ સાર્ધાંના, બરાઉટ, બરનાવા, કોટાના, બુધાના અથવા બુરહાના, જેવાર, તાપ્પાલ, ધાનકાઉર તથા દૂર આવેલું પાહાસુ, યમુનાની પશ્ચિમે બાદશાહપૂર, હાનસિ અને રાનિયા. એ સર્વ સ્થાનોમાં વિપુલ પ્રમાણમાં અનાજ ઉત્પન્ન થતું હતું. તેની જાગીરમાં બરાઉટ્, દિનાવલી, બરનાવા, સાર્ધાના, જેવાર અને ધાનકાઉર સમૃદ્ધિશાળી શહેરો હતાં. કેવળ મીરટ જિલ્લાના પ્રગણાઓમાંથી ઇ. સ. ૧૮૧૪ થી ૧૮૩૪ સુધીમાં લગભગ ૫,૮૬,૬૫૦ રૂપિયા તેના ખજાનામાં આવ્યા હતા, પરંતુ ગદ્દોમાંથી ૫,૬૭,૨૧૧ રૂપિયાથી અધિક આવક આવતી નહોતી; ૧૯,૪૭૯ તો અનાદાયી જ રહેતા હતા. પ્લાઉડન ( T. E. plowden ) સાહેબે ઈ. સ. ૧૮૪૦ માં Settle ment Report માં બેગમ સમરૂના શાસનકાર્યની કુશળતાની અતિશય પ્રશંસા કરી હતી.

ટૉમસે લખ્યું છે કે, બેગમ સૈન્યનાં પાંચ દળો, ૨૪ તોપો અને ૧૫૦ અશ્વારોહીઓ હતા; પ્રત્યેક દળમાં ૬૦૦ સૈનિકો રહેતા હતા. ત્યાર પછી બેગમના સૈન્યના દળની સંખ્યામાં ઘણો જ વધારો થયો હતો. તેના કેટલાક સૈનિકો સમ્રાટ્‌ની સહાયતામાટે સર્વદા દિલ્લીમાં રહેતા હતા. એ ઉપરાંત બેગમના મહાલયની સમીપના એક દુર્ગમાં જ સુસજ્જિત અસ્ત્રાગાર અને તોપો બનાવવાનું એક કારખાનું હતું. વિચાર અને શાસન વિભાગનો ખર્ચ અને પોતાનો ખર્ચ મળીને બેગમનો વાર્ષિક ૭ લાખ રૂપિયાનો ખર્ચ હતો અને સાર્ધાનાની જાગીરમાંથી જ એ બધો ખર્ચ પૂરો પડતો હતો.

બેગમના સૈન્યમાં જે સર્વ યૂરોપિયન કર્મચારીઓ હતા, તેઓમાં જ્યૉર્જ ટૉમસ્, પાલિ, બૉરસ્, ઈવૉન્સ્, દુદ્રેનેક, લિગોઇસ, લેવાસુલ્ટ, સેલુર, રૉબર્ટ સ્કિનર, જૉન અને ટૉમસ, વગેરેનાં નામો ખાસ ઉલ્લેખ કરવાયોગ્ય હતાં.

સાર્ધાનામાં એક સુવિસ્તૃત ભૂમિખંડપર બેગમ સમરૂનો મહાલય આવેલો હતો. તેનું નિવાસસ્થાન કેટલીક દેશી તથા યૂરોપિયન પદ્ધતિના સંમિશ્રણથી સુંદરભાવે સુસજ્જિત હતું. બેગમ લાંબા વખત

સુધી સાર્ધાનામાં આવીને રહેતી હતી અને વચ્ચે વચ્ચે જલાલપુર, મીરટ, ફિરોયા તથા દિલ્હી પણ જતી હતી. એ સર્વ સ્થાનોમાં તેના મહાલયો હતા, અને તે સર્વ ઘણા જ સુંદર હતા.

પ્રથમ બેગમ જ્યારે પોતે યુદ્ધમાં જતી હતી, ત્યારે તે પાલખીમાં બેસીને સૈન્યને આજ્ઞા આપતી તથા ઉત્સાહિત પણ કરતી હતી. એ સમયે તે ઘણી જ સાવધ રહેતી. વિલ્ સાહેબ એ વિષયમાં લખે છે કેઃ—

"Colonel Skinner had often, during his service with the Mahrattas, seen her, then a beautiful young woman, leading on her troops to the attack in person, and displaying in the midst of carnage, the greatest intrepidity and presence of mind."

બુર્કો નાખ્યા વિના તે ઘણે ભાગે બહાર નીકળતી નહોતી. તે ખ્રીસ્તી ધર્મ પાળનારી હોવા છતાં પણ, જાતીય સંસ્કાર, જાતીય પહેરવેશ અને દેશી આચાર–વ્યવહારની પક્ષપાતિની હતી.

બેગમ સમરૂ જોવામાં ઘણી જ રૂપવતી લલના હતી અને તે કીમતી હિન્દુસ્તાની પોશાક પહેરતી હતી. ફારસી અને હિન્દુસ્તાની ભાષાપર તેનો ઘણો સારો કાબૂ હતો. પોતાના મહાલયમાં તે પર્દાનશીન સ્ત્રીઓની પેઠે, પડદાની ઓથમાં રહીને રાજ્યકાર્ય ચલાવતી અને તેના કર્મચારીઓ અથવા બીજા લોકોની વાતચીત સાંભળતી; પરંતુ તે ઉચ્ચ પદવીધારક યૂરોપિયન સેનાપતિઓની સાથે બુર્કો કાઢી નાખીને ઘણીવાર ખાણું પણ ખાતી હતી. ૩૦–૩૫ પરિચારિકાઓ નાનાવિધ ખાદ્ય પદાર્થોને લાવીને ટેબલપર ગોઠવી દેતી અને ખાણું પીરસતી હતી. એમાંની ઘણી ખરી પરિચારિકાઓ ખ્રીસ્તી ધર્મને માનનારીઓ જ હતી.

વૃદ્ધાવસ્થામાં બેગમ સમરૂએ એ રિવાજને કાંઇક બદલી નાખ્યો હતો. ઇ. સ. ૧૮૦૪ માં અંગ્રેજોની સાથે મિત્રતા કર્યા પછી તેણે કેટલેક અંશે પાશ્ચાત્ય આચાર–વ્યવહાર અને કાયદા–કાનૂનોનું અવલંબન કર્યું હતું. તે ઘોડાપર બેસી, હાથીના હોદ્દામાં અથવા પાલખીમાં બેસી, મસ્તકપર પાઘડી બાંધી બહાર નીકળતી અને ગવર્નર જનરલ, ગવર્નર, તથા મુખ્ય મુખ્ય સેનાપતિ આદિ ઉચ્ચ પદવીધારક અંગ્રેજ રાજપુરુષોને આમંત્રણ કરી તેમની સાથે બેસીને ખાણું ખાતી અને વળી તેમના આમંત્રણમાં પણ હાજર થતી હતી. ઉચ્ચ પદવીવાળા અંગ્રેજ સૈનિકો અને રાજકર્મચારીઓ તેના રાજ્યમાં આવતા તો તેમને બેગમના આતિથ્યનો અવશ્ય સ્વીકાર કરવો પડતો હતો.

એક સ્વાધીન મહારાણીની પેઠે **બેગમ સમરૂએ** પોતાની સત્તા અને ખ્યાતિને અવિચલ રાખી હતી. હમેશાં સંધ્યાસમયે એક 'ઇાવનિંગ પાર્ટી' થતી હતી ? તેમાં મુખ્યત્વે **બેગમ સમરૂ**, તેનાં કેટલાંક સગાં વહાલાં તથા તેના મુખ્ય મુખ્ય સરદારોમાંના કર્નલ ડાર્ક્સ, મેજર રેધોલિની અને રેવરંડ સ્કૉટ્ હાજર રહેતા હતા. નાચ ગાન ચાલતાં હતાં અને સાથે સાથે રસનાને તૃપ્ત કરનાર મદિરા પણ વહેંચાતી હતી.

---

## પંચમ પરિચ્છેદ

### ટૉમસ્‌નો કર્મત્યાગ, બેગમનો પુનર્વિવાહ, વિદ્રોહ, બેગમનું પલાયન, લેવાસુલ્ટની આત્મહત્યા

સમરૂના મૃત્યુ પછી જેમણે **બેગમ સમરૂ** પાસે નોકરી મેળવી હતી, તેમાં બે પુરુષોનાં નામ વિશેષ ઉલ્લેખ કરવા યોગ્ય છે. તેમાંના એકનું નામ જર્યૉર્જ ટૉમસ્ હતું અને તેને પરિચય આ પહેલાં જ આપવામાં આવ્યો છે. બીજા પુરુષનું નામ લેવોસુલ્ટ હતું: એ કુલીન વંશનો ફ્રેન્ચ હતો અને તે ઘણોજ સુશિક્ષિત અને સુપુરુષ પણ હતો. ટૉમસ્ તથા લેવોસુલ્ટ ઉભય જનો અત્યંત પ્રતિભાશાલી પુરુષો હતા. થોડા દિવસોમાં જ ટૉમસ્ તથા લેવોસુલ્ટ બેગમના અધિક અનુગ્રહને મેળવવામાટે પ્રતિદ્વંદ્વી થઇ પડ્યા હતા. ટૉમસ્‌ની કાર્યપદ્ધતિ લેવોસુલ્ટને પસંદ પડતી નહોતી અને તેથી ડગલે ને પગલે તે ટૉમસ્‌ને તેની નોકરીપરથી બરતરફ કરવામાટે કાકદૃષ્ટિથી તે તેનાં કાર્યોને જોયા કરતો હતો. ટૉમસ્ પણ લેવોસુલ્ટની ખામીઓ શોધ્યા કરતો હતો. ટૉમસ્ બેગમની પાસે લેવોસુલ્ટની અકુશળતા, કાર્ય પ્રતિની દુર્લક્ષતા તથા શિથિલતા આદિ ભૂલો દર્શાવ્યા કરતો હતો, છતાં પણ, બેગમ તે વાર્ત્તાને કાનપર ન ધરતાં લેવોસુલ્ટપ્રતિ જ અધિક પક્ષપાત દર્શાવતી હતી. દિવસે દિવસે ટૉમસ્ અને લેવોસુલ્ટ વચ્ચેની શત્રુતા પ્રબળ થવા માંડી અને પરિણામે ટૉમસે એ પ્રતિસ્પર્ધામાં નિષ્ફળ નીવડીને, ઈ. સ. ૧૭૯૨માં બેગમના કાર્યનો ત્યાગ કરી દીધો. બેગમે તેને તેનું રાજીનામું પાછું ખેંચી લેવાનો આગ્રહ પણ કર્યો નહિ. **કીન્ સાહેબનું અનુમાન એવું છે કે, ટૉમસ્ બેગમનું પાણિગ્રહણ કરવાનો અભિલાષી હતો, અને તેમાં નિષ્ફળ નીવડવાથી જ તેણે પોતાનું કાર્ય છોડી દીધું હતું.**

**લેવોસુલ્ટ** થોડા દિવસમાં જ **સમજી** શકયો કે, બેગમ તેના **પ્રણયની પ્રાર્થિની છે. કુશળ ફ્રેન્ચ એમ પણ જાણી ગયો કે, બેગમ હવે**

પોતાના અધિકારમાં નથી; કિંતુ પ્રણયદેવતાના સુતીક્ષ્ણ બાણથી વીંધાઇને તે જર્જરિત થઈ ગઈ છે. તેથી તેણે એક દિવસે સારી તક જોઇને શુભ ક્ષણે પોતાના હૃદયને બેગમનાં ચરણોમાં સમર્પિત કરવાને પ્રસ્તાવ કર્યો. બેગમનું હૃદય જે ઇચ્છતું હતું અને સન્માન તથા વિવેક જેને ભાષાથી વ્યક્ત કરી શકતાં નહોતાં, તે ઇપ્સિત પ્રસ્તાવ લેવોસુલ્ટના મુખમાંથી બહાર નીકળતાંની સાથે જ તે પ્રભુ તથા ભૃત્યના સંબંધને ભૂલી ગઈ અને પોતાના પ્રેમિકને, આત્મવિસ્મૃત થઈ, પ્રેમાશ્રુ વર્ષાવતાં વર્ષાવતાં તેણે પ્રણયનું પ્રથમ ચુંબન તેના ગાલપર સ્થાપી દીધું. હૃદયનો વિનિમય જ જો ખરા વિવાહનું લક્ષણ હોય, તો તે ક્ષણે જ તેમના વિવાહ થઈ ગયા અને તેમના સાક્ષીરૂપે કેવળ ઉપરનું નીલ આકાશ, તથા સર્વત્રગામી વાયુ જ રહ્યો. પછી ઈ. સ. ૧૭૯૩માં પાદરી ગ્રેગોરીદ્વારા રોમન કેથોલિક ધર્મના વિધિથી બેગમ અને લેવોસુલ્ટ ગુપ્ત રીતે પરણ્યાં; પરંતુ સાધારણ લોકો એ વિવાહના સંબંધમાં કાંઈ પણ જાણી શકયા નહિ. કેવળ બેગમના બે ફ્રેન્ચ અનુચરો—બર્નિયર અને સૅલૂર—ના જ જાણવામાં એ વાર્ત્તા આવી શકી. પરંતુ આ વિવાહ, ખાસ કરીને ગુપ્તવિવાહ, બેગમ સમરૂને માટે અત્યંત અવિવેચનાના કાર્યરૂપ થઈ પડ્યા હતા; તે હવે પછીની ઘટનાપરથી સ્પષ્ટ જણાઈ આવશે.

લેવોસુલ્ટ અનેક સદ્ગુણોનો અધિકારી હોવા છતાં પણ ઉદ્ધત સ્વભાવનો પુરુષ હતો. બેગમના બીજા બધા સેનાપતિઓ તેના જેવા કેળવાયલા નહોતા. પદવીના ગૌરવથી ગર્વિષ્ટ થયેલા લેવોસુલ્ટે હવે એવી આજ્ઞા કરી કે, યૂરોપિયન સેનાપતિઓ હવે પહેલાંની પેઠે બેગમની સાથે ખાણું ખાઈ શકશે નહિ. બેગમ સમરૂએ લેવોસુલ્ટને તેની આ આજ્ઞાને પાછી ખેંચી લેવાની ભલામણ કરી અને સમજાવ્યું કે, "આ સર્વ દુર્ધર્ષ મૂર્ખ યૂરોપિયન સૈનિકોમાં આવી રીતે અસંતોષનાં બીજ રોપવાં, એ કોઈ પણ પ્રકારે ઉચિત નથી; તેમના બાહુબળપર રાજ્યના શુભાશુભનો આધાર રહેલો છે; સામાન્ય રીતે થોડી ઘણી મોટાઈ દેખાડવાને તેમની સાથે એકઠાં બેસી ખાઈ પીને આત્મીયતા વધારવાથી અને તેમની અનુગતતા તથા શ્રદ્ધાથી રાજ્યનું કલ્યાણ થશે; પણ જો તેમના પ્રતિ તિરસ્કાર દર્શાવવામાં આવશે, તો તેઓ અસંતુષ્ટ થઇને કદાચિત્ અનેક અનર્થો પણ ઉત્પન્ન કરી શકશે." લેવોસુલ્ટ બેગમની એ યુક્તિના સારાંશને હૃદયમાં ઉતારી શકયો નહિ. તે કોઈપણ રીતે એ સર્વ લોકોની સાથે એકત્ર ખાણું ખાવામાં સમ્મત થયો નહિ અને પોતાના હઠવાદને જ વળગી રહ્યો.

બેગમે ભવિષ્યમાં જે અનર્થ ઉત્પન્ન થવાની આશંકા કરી હતી; તે અમુક અંશે સત્ય ઠરી. લેવાસુલ્ટના એવા આચરણથી તેના સેનાનાયકોમાં અસંતોષનો અગ્નિ પ્રજળી ઉઠ્યો: તેમણે લેવાસુલ્ટના એ ચારણુથી પોતાનું એક પ્રકારનું અપમાન કરવામાં આવે છે, એમ ધારી લીધું. વળી બેગમની સાથે લેવાસુલ્ટના લગ્નની વાર્ત્તાથી અજાણ્યા હોવાથી, તેઓ નવીન સેનાપતિને બેગમનો એક ગુપ્ત પ્રણયી ધારીને વિશેષ કોપાયમાન થયા. બેગમપરથી તેમની શ્રદ્ધા પણ ઉઠી ગઈ, અને એ અપમાનનો બદલો લેવામાટે તેઓ સુયોગ શોધવા લાગ્યા. ધીમે ધીમે તેઓ અને તેમની સાથે તેમના તાબાના સૈનિકો પણ ઉચ્છૃંખલતાનો પરિચય કરાવવા લાગ્યા. ચારે તરફ ગુપ્ત કારસ્થાનો રચાઈ રહ્યાં છે, એ વાર્ત્તા બેગમથી અજાણી રહી નહિ. તે સારી રીતે સમજી શકી કે, લેવાસુલ્ટના પ્રમાદથી તેને વિષમ વિપદ્‌માં પડવું પડશે. ભવિષ્યનો પડદો ઉપાડીને તેણે જોયું તો, વિપત્તિ તેનાપર આક્રમણ કરવાને તૈયાર થઇને ઉભેલી દેખાવા લાગી.

સૈનિકોનું આચરણ, ધીમે ધીમે વશ્યતાની સીમાનું ઉલ્લંઘન કરવા લાગ્યું; તેમની ઉચ્છૃંખલતા બેગમને માટે અસહ્ય થઈ પડી. તે પોતાની માલ મિલ્કત, આબરૂ તથા જિન્દગીને પણ, ભયંકર જોખમમાં આવી પડેલી માનવા લાગી; તે સમજી ગઈ કે, આવી રીતે શત્રુઓથી ઘેરાઇને રહેવા કરતાં અન્ય કોઈ પણ સ્થળે ચાલ્યા જવું, એ જ વિશેષ હિતાવહ છે; કારણ કે, આવી રીતે રહેવાથી કોઈ વેળાયે વિષમ વિપત્તિમાં આવી પડવાની સંપૂર્ણ સંભાવના છે. વળી તે સમયે તેનામાં પહેલાંના જેવું તેજ પણ નહોતું. તે ઉપરાંત જેમના બાહુબળપર આધાર રાખીને તે તેજસ્વિની થઈ હતી, તેઓ જ જ્યારે તેમની વિરુદ્ધમાં ઉભા થયા, એટલે તેણે પોતાના પ્રાણની રક્ષામાટે સાર્વ્વોનાના અધિકારના ત્યાગ વિના બીજો એક પણ ઉપાય જોયો નહિ. વિનયહીન વિદ્રોહી સૈનિકો ગમે તે ક્ષણે તેના રાજમહાલયપર ધસી આવીને સમસ્ત ધનરત્ન લૂટી લે, તેનું અપમાન કરે એટલું જ નહિ, પણ તેના જીવનને પણ જોખમમાં નાખી દે, તો તે સર્વથા સંભવિત હતું. આવી નિઃસહાય સ્થિતિમાં કોઈ પણ મનુષ્યથી રહી શકાય ખરું કે? લેવાસુલ્ટ આ સંકટ સમયે પલાયન વિના બીજો કોઈ પણ સદુપાય શોધી શકયો નહિ. તે એકલો શું કરી શકે? બેગમ પોતાના સ્વામી લેવાસુલ્ટની સાથે પોતાનો ધનભંડાર લઇને અંગ્રેજોના આશ્રયનો સ્વીકાર કરવાના નિશ્ચયપર આવી ગઈ. લેવાસુલ્ટે બેગમના સંકલ્પની કથા અંગ્રેજ પક્ષના કર્નલ મેકગાઉન (Col Mcgowan) ને જણાવી. મેકગાઉન એ સમયે

(ઇ. સ. ૧૭૯૫ માં) ગંગાના કિનારાપરના અનૂપ શહેરની છાવણીનો મુખ્ય કર્મચારી હતો. લેવાસુલ્ટે તેની પાસે પ્રસ્તાવ મૂકયો કે, કર્નલ તેમને પ્રથમ પોતાની છાવણીમાં આશ્રય આપે તથા ત્યાંથી તેમને ફર્રૂખાબાદ જવાનો બંદોબસ્ત કરાવી આપે. ફર્રૂખાબાદમાં તેમણે નિશ્ચિત થઇને રહેવાની ધારણા બાંધી હતી. પરંતુ કર્નલે તેના એ પ્રસ્તાવને સ્વીકાર્યો નહિ; અને જણાવ્યું કે, સમ્રાટ્‌ના એક કર્મચારીને સહાયતા કરવા જતાં કદાચ પોતાને દોષિત થવું પડશે. હવે નિરાશ થઇને લેવાસુલ્ટે ભારતના તે સમયના ગવર્નર-જનરલ સર જૉન શૉરને એક પત્ર લખ્યું. (ઇ. સ. ૧૭૯૫, એપ્રિલ). શૉરે વળી સિન્ધિયાના દરબારમાં બેગમ તથા તેના સ્વામીની ભલામણ કરવામાટે અંગ્રેજ દૂત મેજર પૅમારને આજ્ઞા કરી.

અમો પ્રથમ જ કહી ગયા છીએ કે, માધાજી સિન્ધિયા તે સમયે દિલ્લીશ્વરનો પ્રતિનિધિ હતો, અને તે જ ત્યાં કર્ત્તા કારવતા હતો. બેગમ દિલ્લીશ્વરને સૈન્યની સહાયતા કરવામાટે જાગીર ભોગવતી હતી; તેથી સ્થાન ત્યાગ કરવાની સિન્ધિયા પાસેથી અનુમતિ લેવાની તેને પરમ આવશ્યકતા હતી. બેગમે સૈન્યનું સંચાલન કરવામાં દર્શાવેલી અકુશળતામાટે તથા તેના વિદ્રોહી સૈનિકોનું દમન કરવામાટે સિન્ધિયાએ ૧૨ લાખ રૂપિયાની માગણી કરી. બેગમ એ ઠરાવને મંજૂર રાખી શકી નહિ. તે સિન્ધિયાની વાર્ત્તાને કબૂલ પણ શી રીતે રાખી શકે? તેને તેના માગેલા રૂપિયા શી રીતે આપી શકે? કારણ કે, તેને પોતાને જ સિન્ધિયા પાસેથી રૂપિયા મળવાનો સંભવ હતો. તેણે સિન્ધિયાના હાથમાં સૈન્યસંચાલનનો ભાર સુપ્રત કર્યો હતો, તથા તેણે અને તેના પૂર્વસ્વામી સમરૂએ સૈનિકોના વ્યવહારમાં આવતાં હથિયારોને માટે પુષ્કળ ખર્ચ કર્યો હતો; અત્યારે જ્યારે તે બધું સિન્ધિયાના હાથમાં આપવાને તૈયાર થઇ હતી, ત્યારે તેને જ પૈસા મળવા જોઇતા હતા, તેથી તેણે સિન્ધિયા પાસેથી ઉલ્ટા રૂપિયા લેવાની માગણી કરી. છેવટે એવું ઠર્યું કે, સિન્ધિયાના એક કર્મચારીના હાથમાં સૈન્યનો ભાર સૉંપીને સ્વામીસહિત ગુપ્ત રીતે બેગમે પોતાની જાગીર છોડીને ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યા જવું. સિન્ધિયાના એ કર્મચારીએ બેગમના સૉકયપુત્રને જિન્દગી સુધી માસિક બે હજાર રૂપિયા ભેટ આપવા. લેવાસુલ્ટ અંગ્રેજ રાજ્યમાં ગમે ત્યાં વસી શકે, તો પણ તે અંગ્રેજોનો બંદિવાન્ તો અવશ્ય ગણાઇ શકે, એટલામાટે તેણે પોતાની પત્ની સહિત ફ્રેન્ચોના ચન્દનનગરમાં રહેવું એવા પ્રકારનો નિશ્ચય કરવામાં આવ્યો.

આ તરફ બેગમના જે સૈનિકો દિલ્લીમાં રહેતા હતા, તેમને કોઈ પણ પ્રકારે એ શુભ સમાચાર મળી ગયા. તેમણે સમરૂના પુત્ર જાફર ઈયારને તેના પિતાની જાગીર પાછી મેળવવામાટે પોતાની પાસે બોલાવ્યો અને તેને જ મસનદ (ગાદી) પર બેસાડવાનો દૃઢ નિશ્ચય કર્યો. વિદ્રોહી સૈનિકો બેગમ અને તેના સ્વામીને પકડવામાટે એકદમ દિલ્લી છોડીને સાર્ધાના તરફ રવાના થયા.

લેવાસુલ્ટ વિદ્રોહીના વિદ્રોહની વાર્ત્તા પ્રથમથી જ સાંભળી ચૂકયો હતો; તેથી તે લેશ માત્ર પણ સમય વ્યતીત ન કરતાં, એક દિવસ મધ્યરાત્રિએ ઘોર અંધકારમાં પત્નીને લઇને અનૂપ શહેર તરફ રવાના થયો. એ સમયે એ અશ્વારોહી સ્વામીના હાથમાં પિસ્તોલ તૈયાર હતી અને તેની કમરપર તલ્વાર લટકી રહી હતી, તથા બેગમના હાથમાં તીક્ષ્ણ છરો હતો. રસ્તામાં લેવાસુલ્ટે બેગમને જણાવ્યું કે: “અત્યાચારીઓના હાથમાં પડીને અત્યાચાર અને અપમાન સહન કરવા કરતાં અથવા તેમનો બંદિવાન્ થવા પૂર્વે હું આત્મહત્યા કરી મારા ગૌરવને અવિચલ રાખીશ.” બેગમે પણ એ વાર્ત્તાને અનુમોદન આપ્યું. તે સારી રીતે સમજી ગઈ કે, શત્રુના હાથમાં જવાથી તેને અત્યંત ત્રાસજનક પીડા તથા અપમાન સહન કરવું પડશે. કારસ્થાનીઓ તેને પોતાના પંજામાં સપડાયલી જોઇને સહજમાં છોડશે નહિ અને પૂરતો બદલો વાળશે. આ બધાં દૃશ્યોને તે સ્પષ્ટ રીતે પોતાની દૃષ્ટિ સન્મુખ જોવા લાગી. એવું અપમાન સહીને પણ પોતાના પ્રાણને બચાવવાનું બીજી કોઈ પણ મહિલા અબળા પસંદ કરત, પરંતુ બેગમ સમરૂએ તેને જરા પણ પસંદ કર્યું નહિ. પ્રાણ કરતાં પણ તે પોતાના માનનું મૂલ્ય વિશેષ માનતી હતી. જો તેમ ન હોય તો તે માનનું રક્ષણ કરવામાટે એટલા બધા ધનભંડારનો તથા રાજ્યનો ત્યાગ કરીને છુપી રીતે નાસવાની ચેષ્ટા પણ શામાટે કરે ? જો તેને બીજો કોઈ પણ ઉપાય મળ્યો હોત, તો તે નાસી છૂટવાને કદાપિ તૈયાર થાત નહિ; પરંતુ અત્યારે તેને જીવ બચાવવામાટે નહિ, પણ માન બચાવવામાટે લાચારીથી પલાયનનો આશ્રય લેવો પડ્યો હતો. તે માન બચવાની જ્યારે સંભાવના રહી નહિ, ત્યારે તેણે પ્રાણત્યાગ કરવાનો જ નિશ્ચય કર્યો.

લેવાસુલ્ટ અશ્વપર બેસી બેગમની પાલખીની પાસે પાસે ચાલ્યો જતો હતો. તે સમયે તેની સાથે કેટલીક વિશ્વાસુ પરિચારિકાઓ અને જરૂરી ચીજો પણ હતી. તેઓ જ્યારે સાર્ધાનાથી ત્રણ માઇલ દૂર આવેલા કાબરી નામક સ્થાન સુધી પહોચ્યાં ત્યારે તેમને બળવાખોરોના અશ્વોનાં પગલાંનો અવાજ સંભળાયો. એ સાંભળીને લેવાસુલ્ટે બેગ-

મને ફરીવાર પૂછ્યું કેઃ—"હજી સુધી તમારો પૂર્વ સંકલ્પ સ્થિર છે કે નહિ?" બેગમે ડાબા હાથમાં ધારણ કરેલો છરો બતાવીને કહ્યું કેઃ "હું મરણને માટે તૈયાર થઇને જ બેઠેલી છું." લેવોસુલ્ટે એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના પૅકેટમાંથી પિસ્તોલ બહાર કાઢીને પાલખીના ભોઇ-ઓને એકદમ આગળ ચાલવાની સુચના આપી દીધી. આ સમયે જો ધારત, તો લેવોસુલ્ટ અશ્વ દોડાવીને પોતાના પ્રાણની રક્ષા કરી શકત; પરંતુ તેણે પત્નીનું પડખું છોડયું નહિ.

વિદ્રોહીઓનું વિશાળ દળ પ્રબળ વાયુની પેઠે અલ્પ સમયમાં જ તેમની છેક નજીકમાં આવી પહોંચ્યું. એ સમયે બેગમની પરિચારિકાઓ મોટા અવાજથી રડી પડી. લેવોસુલ્ટે જોયું કે, બેગમે આત્મહત્યા કરી નાખી છે, તેની છાતીપરનું વસ્ત્ર લોહીથી તરબોળ થઈ ગયું છે, અને તે સર્વથા ચેતનહીન થઈ ગઈ છે. બેગમે આત્મહત્યા કરવામાટે છાતીમાં છરાનો આઘાત કર્યો હતો, એ ખરું; પરંતુ છરો તેની છાતીમાં ઠેઠ સુધી ઘોંચાઈ ગયો નહોતો, કિન્તુ એક હાડકાં સાથે અથડાઈ પડ્યો હતો. પત્નીએ આત્મહત્યા કરી છે, એ જોઇને ઉન્મત્ત થયેલા લેવોસુલ્ટે બળપૂર્વક પોતાના મુખપર પિસ્તોલને છોડી દીધી; ગોળી તેનું તાળવું વીંધીને બહાર નીકળી પડી અને તેની સાથે જ તેનું શરીર પણ અશ્વની પીઠપરથી જમીનપર ગબડી પડ્યું.

પોતાના પ્રેમીનું આવું શોચનીય પરિણામ જોઇને બેગમની આંખ-માંથી સ્વાભાવિક આંસૂની ધારાઓ વહી નીકળી. લેવોસુલ્ટના અભિ-માનના યોગે તેનું આવું શોચનીય પરિણામ આવ્યું હતું, એ ખરું; પરંતુ બેગમપ્રતિ તેનો જે પ્રેમ હતો, તે અકૃત્રિમ અને પ્રગાઢ પ્રેમ હતો, એ વિષયમાં તો સંદેહ કરવાનું કશું પણ કારણ જ નથી. તે પ્રેમી હતો, તેથી જ તે પ્રણય દેવતાનાં ચરણોમાં પોતાના બહુ મૂલ્ય જીવનનો ઉત્સર્ગ કરી શકયો હતો; તે આ નશ્વર જગત્‌માં શાશ્વત પ્રેમની વિજયવૈજયંતીને ઉડાવી ગયો હતો. તે વિશ્વને બતાવી ગયો કે, બેગ-મની સાથે તેનો કેવળ દેહસંબંધ જ નહોતો, રૂપની લાલસાના અથવા અર્થની મોહિની શક્તિના બળથી બેગમપ્રતિ તે આકર્ષાયો નહોતો, કિન્તુ પ્રાણના આકર્ષણથી જ તે તેના પ્રતિ આકર્ષાયો હતો.



## ષષ્ઠ પરિચ્છેદ

## બેગમ સમરૂની સિંહાસનપર પુનઃપ્રતિષ્ઠા, જાફ્રર ઈયાબનું પરિણામ

ટૉમસે સત્ય જ લખ્યું છે કે: "જે સર્વ દુરાચારીઓ કાલે લેવેસુલ્ટના દાસ હતા; તેઓ આજે તેના મૃતદેહની યત્પરેનાસ્તિ અવમાનના કરતાં પણ અચકાયા નહિ." લેવેસુલ્ટનું શબ પશુપક્ષીઓના ખાદ્યરૂપ થઈ પડયું અને તેના શરીરના કેટલાક ભાગને પયઃપ્રણાલીથી ફેંકી દેવામાં આવ્યો. બેગમ સમરૂને સાત દિવસ સૂધી ભૂખી તરસી એક તોપની સાથે ઘણી જ વિષમ સ્થિતિમાં બાંધી રાખી. તેના અપમાન અને પીડાનો અવધિ જ થયો. વિદ્રોહીઓના અનેક અપશબ્દો પણ તેને પોતાના કાનથી સાંભળવા પડ્યા. તેની કોઈ વિશ્વાસુ પરિચારિકાએ ગુપ્ત રીતે કોઈ કોઈ વેળાએ તેને કાંઈક ખાવાપીવાનું ન આપ્યું હોત, તો જણાય છે કે, બેગમનું ક્ષુધા અને તૃષાથી જ મરણ થઈ જાત. આવું કષ્ટ સ્હેવા છતાં પણ તેનો જીવ નીકળી શકયો નહિ; જે નિદારુણ અપમાનના ભયથી તે જીવનવિસર્જન કરવા બેઠી હતી, પોતાના હાથથી જ પોતાની છાતીમાં છરો માર્યો હતો, તે પ્રાણવાયુ આવી અસહ્ય પીડા સહન કરવા છતાં પણ અનંતમાં મળી શકયો નહિ. એનું કારણ શું હશે વારુ? તેણે એવું કષ્ટ સ્હેવાની શક્તિ કયાંથી મેળવી હશે? બેગમના ભાવિ જીવનનો ઇતિહાસ જ આ પ્રશ્નનું ઉત્તર આપશે. ભગવાને તેને દરિદ્રનાં દુઃખ ભાંગવામાટે, અસાહાયને આશ્રયનું દાન આપવા માટે, આ પૃથ્વીમાં મોકલી હતી; ભારતમાં શાશ્વત કીર્ત્તિ રાખવામાટે, તે આવી હતી; એ મહત્ કાર્યોમાટે જ તેના જેવી મહિમામયી મહિલાને, તેના સમાન ધનજન અને ઐશ્વર્યસંપન્ના રમણીને ભગવાને આવી દુર્દશામાં નાખી હતી. એટલામાટે જ આવું દુઃખ આવી પડવા છતાં, આવી વિષમ વેદના વેઠવા છતાં, આવું અસહ્ય અપમાન સહેવા છતાં પણ તેના પ્રાણ બહાર નીકળતા નહોતા. હમેશાં જેના દ્વારપર સેંકડો, નહિ નહિ હજારો ભૂખ્યાં મનુષ્યો અન્નપ્રાપ્તિ થવાથી પરિતૃપ્ત થયાં હતાં, તે જ મહિલાએ અન્નના આહાર વિના અડધી ભૂખ વેઠીને તોપની નીચેના ભાગમાં બંધાઇને એક સપ્તાહથી પણ વિશેષ કાળને મહાવિડંબના પૂર્વક વીતાવ્યો. દયાને આધીન થયેલી તેની દાસીઓ ગુપ્ત રીતે કોઇવાર એકાદ બે રોટલીઓ આપીને, તેની ઉદરજ્વાળાનું નિવારણ કરતી હતી. ભાગ્યનો કેવો ભીષણ પરિહાસ! ધન તથા સંપત્તિના અસ્થાયિત્વનું કેવું પ્રત્યક્ષ પ્રમાણ! સમયની કેવી વિચિત્ર લીલા!

આ તરફ વિદ્રોહીઓએ બેગમની સૉકયના પુત્રને તેના સિંહાસન-પર બેસાડી દીધો.

આવી દુર્દશાગ્રસ્ત સ્થિતિમાં કેટલાક દિવસ વીતાવ્યા પછી બેગમને છુપી રીતે ટૉમસ્‌ને સમાચાર મોકલવાનો સુયોગ પ્રાપ્ત થયો. તેણે ટૉમસ્‌ને જણાવ્યું કે, વિદ્રોહીઓ તેને વિષપ્રયોગ કરીને અથવા અન્ય પ્રકારે અવશ્ય તેની હત્યા કરશે. અત્યારે તે જ તેનો એક માત્ર આધારરૂપ છે, આશાના સ્થાનરૂપ છે. આવી બુરી હાલતમાં તેણે ટૉમસ્‌ની સહાયતાની ભિક્ષા માગીને ઘણા ઘણા કાલાવાલા કર્યા.

જ્યૉર્જ ટૉમસ્ આ પહેલાં બેગમ સમરૂનો ઘોર શત્રુ થઈ પડ્યો હતો; તેની વિરુદ્ધમાં દિલ્લીના સૈનિકોને વિદ્રોહ કરવાને તેણે જ ઉશ્કેર્યાં હતા; પરંતુ બેગમપર કરાયલા આ અમાનુષિક અત્યાચારની વાર્ત્તાને તે જાણતો જ નહોતો. ટૉમસ્ બેગમની આવી દુર્દશામાટે પરોક્ષ રીતે પોતાને જ ઘણે ભાગે જવાબદાર ગણીને મનમાં ને મનમાં જ ઘણો દિલગીર થયો; ખેદ પામ્યો. એ બેગમ સમરૂના અન્નથી જ તેનું શરીર કેટલાક દિવસ સુધી પોષાયું હતું ખરું કે નહિ? એવો વિચાર કરીને ઉદાર હૃદય ટૉમસ્ બેગમ સાથેની પૂર્વ શત્રુતાને વિસરી ગયો. તેની વર્તમાન દુર્દશા તથા જીવનનો નાશ થવાની વાર્ત્તા સાંભળીને તે હવે સ્થિર રહી શક્યો નહિ. તે તરત જ બેગમનો ઉદ્ધાર કરવાના દૃઢ નિશ્ચયપર આવી ગયો; તે સૈન્યસહિત સાર્ધાના તરફ રવાના થયો, બેગમનો ઉદ્ધાર કરવા ચાલ્યો.

ટૉમસે વિદ્રોહીઓને સમજાવ્યું કે, તેઓ હવે સત્વર બેગમના નાલાયક સૉકયપુત્રનો ત્યાગ કરી બેગમને પુનઃ મસ્નદપર સ્થાપિત નહિ કરે, તો પછી સાર્ધાનાની જાગીરનું કોઈ પણ રીતે રક્ષણ થઈ શકશે નહિ. તેણે વિશેષમાં એમ પણ સમજાવી દીધું કેઃ "તમોએ જે પ્રકારે બેગમને દુઃખ દીધું છે અને હજી પણ તેને દુઃખી કરી રહ્યા છો, તેથી જો તે શારીરિક અથવા માનસિક યંત્રણાથી પ્રાણ ત્યાગી દેશે, તો પછી સમ્રાટ્‌નો મુખ્ય મંત્રી તમારા ભરણ પોષણમાટે આપેલી જાગીરને પાછી છીનવી લેશે; અને તે સાથે તમો સર્વને તમારી નોકરીપરથી પણ બરતરફ કરશે."

અમો પ્રથમ જ કહી ચૂક્યા છીએ કે, બેગમના ગુપ્ત વિવાહના બે સાક્ષીઓ હતા; તેઓમાં સૅલૂર ઘણો જ ખાન્દાન અને ઉચ્ચ સ્વભાવનો હતો. તેણે બેગમની વિરુદ્ધના બળવામાં ભાગ પણ લીધો નહોતો. અત્યારે તે પણ ટૉમસ્‌ની પેઠે સેનાનાયકોને કર્ત્તવ્યના માર્ગપર લાવવાની કોશિશ કરવા લાગ્યો. બન્નેની એકત્ર ચેષ્ટાથી વિદ્રોહીઓને ચૈતન્ય

પ્રાપ્ત થયું, તેઓ હવે પોતાના ભ્રમને જાણી શક્યા. બેગમ સમરૂની ઘોર યંત્રણા સમાપ્ત થઈ, તેના દુઃખની અમાવાસ્યા વીતી ગઈ, તે પુનઃ સાર્ધાંનાની મસ્નદપર બેઠી. તેના મિત્રો, આત્મીયો તથા સભાસદો પાછા આવી મળ્યા, પુનઃ તેના નામનો ભક્તિ સહિત ઉચ્ચાર થવા લાગ્યો; વિદ્રોહી સૈનિકોએ તેની વશ્યતાનો સ્વીકાર કર્યો; ભાગ્યનું પરિવર્તન થયું, જીવન-નાટકના એક વિષાદમય અંકનો અભિનય સમાપ્ત થઈ ગયો, ગૌરવથી ઉજ્જવલ થયેલા એક નવીન અંકના અભિનયનો આરંભ થયો.

બેગમના સ્વામિત્વનો સ્વીકાર કરી લગભગ ૩૦ યૂરોપિયન સૈનિક કર્મચારીઓએ 'ઈશ્વર અને ઈસૂના' નામથી શપથ લઇને અત્યારથી સર્વ રીતે બેગમની આજ્ઞા માનવાનો તથા બીજા કોઇની નોકરી ન કરવાનો દૃઢ વિશ્વાસ આપીને એક જ હૃદયથી કરારનામાપર સહી કરી આપી. પણ તેઓમાંનો એક સૅલૂર જ માત્ર સહી કરી શક્યો નહિ; બીજા બધા નિરક્ષર-અભણ હતા; તેથી તેના વિના સર્વેએ કરારનામાપર પોતાની કબૂલાતનો અંગૂઠો છાપી દીધો. સિન્ધિયાના પક્ષમાંથી જે કર્મચારી બેગમનાં સૈન્ય અને જાગીરનો ભાર ઉપાડવાને આવ્યો હતો, તે નુકસાની બદલના દોઢ લાખ રૂપિયા લઇને પાછો ફર્યો.

ટૉમસ્‌ના કાર્યના પુરસ્કારરૂપે બેગમે પોતાની મુખ્ય પ્રિય સખી મેરિયા નામક એક ફ્રેન્ચ યુવતીને તેના હાથમાં સોંપવાનો વિચાર કર્યો. ટૉમસ્ એ યુવતીનું પાણિગ્રહણ કરવાને કબૂલ થયો, એટલે બેગમે તે બન્નેને વિવાહના બંધનથી બાંધીને બહુમૂલ્ય ભેટ સોગાદો પણ આપી.

હવે સૅલૂર જ બેગમના સેનાપતિ તરીકે નિયુક્ત થયો. જેના અધિકારમાં દિનપ્રતિદિન બેગમની સૈન્ય સંખ્યા વધીને ૭ દળ જેટલી થઈ, અને તે સાથે ગોલંદાજ તથા અશ્વારોહી સૈન્યની સંખ્યા પણ વધી થઈ.

સમરૂના પુત્ર જાફર ઇયાબનું શું થયું? તેને બંદિવાન કરીને દિલ્લી મોકલી આપવામાં આવ્યો, ત્યાં બેગમના નિવાસસ્થાનમાં નજરકેદી તરીકે તેણે પોતાનું જીવન વીતાડ્યું હતું અને ઈ. સ. ૧૮૦૩ ની શરૂઆતમાં ક્ષયરોગથી તેનું મૃત્યુ થયું હતું.



## સપ્તમ પરિચ્છેદ

### બેગમ સમરૂની પદભ્રષ્ટતાનાં કારણો સંબંધી જ્યૉર્જ ટૉમસનું વિવરણ અને અન્યાન્ય લેખકોની ઉક્તિઓ

સૈનિકોના વિદ્રોહનાં કારણો તથા લેવેસુલ્ટના મૃત્યુની ઘટનાને લઇને અનેક લેખકોએ અનેક પ્રકારની વાર્તાઓ લખી છે. પૂર્વ અધ્યાયમાં અમોએ જે વિવરણ આપ્યું છે, તે મુખ્યત્વે **સ્લીમેન** સાહેબ (Sleeman) ના ગ્રંથના આધારે લખેલું છે; તે એક સામયિક લેખક હતો; એ અસાધારણ મહિલાનો સાક્ષાત્કાર કરવાની આશાથી તે મીરટ ગયો હતો; પરંતુ બેગમના મૃત્યુથી તેની તે આશા સફળ થઈ નહોતી. **સ્લીમેને** બેગમનું જીવન ચરિત્ર લખવામાં બહુ જ પરિશ્રમ લીધો હતો; અને તેથી જ તેની વાર્તા વિશેષ વિશ્વાસપાત્ર મનાય છે.

જ્યૉર્જ ટૉમસે, બેગમના સંબંધમાં જે કાંઈ લખ્યું છે, તેમાંનું કેટલુંક શત્રુપક્ષીય વિવરણ પણ જોવામાં આવે છે. ટૉમસે સૈનિકોના વિદ્રોહના કારણ પ્રસંગે જે લખ્યું છે તેની સાથે **સ્લીમેનના** વિવરણનો બહુ જ વિરોધ જોવામાં આવે છે; અમો નીચે સંક્ષેપમાં જ તે લખીએ છીએ.

"ટૉમસે બેગમની નોકરી છોડ્યા પછી આપ્લાખાણ્ડિરાવ નામના એક મહારાષ્ટ્રીય શાસનકર્ત્તાના અધિકારમાં નોકરી સ્વીકારી હતી. થોડા દિવસમાં જ તેણે સ્વતંત્ર સૈન્ય એકઠું કરી, તેજારા અને ઝાઝારપર પોતાનો અધિકાર કરી લીધો હતો. અપમાનનો બદલો લેવાના ઉદ્દેશથી બેગમ સમરૂ સાથે શત્રુતા કરવામાટે તે સર્વદા તૈયાર રહેતો હતો, અને તેવો સુયોગ મળતાં જ તેણે બેગમની જાગીર પણ લૂટી લેવાનો નિશ્ચય કર્યો હતો. દિવસે દિવસે ટૉમસનું સૈન્ય વધતું જતું હતું. તે થોડા સમયમાં જ એક અસાધારણ સત્તાધીશ પુરુષ થઈ પડ્યો હતો.

"જ્યૉર્જ ટૉમસની સત્તાને આવી રીતે વધતી જતી જોઇને બેગમ ચિન્તાતુર થઈ હતી. ટૉમસ્ જે સ્થિતિમાં જે કારણથી તેના કાર્યનો ત્યાગ કરીને ચાલ્યો ગયો હતો, તે તે ભૂલી નહોતી; તેથી ટૉમસના જેવા પ્રબળ શત્રુના બળની વૃદ્ધિ પણ તેની ચિંતાનું એક મુખ્ય કારણ થઈ પડયું હતું. એ શત્રુની સત્તાને ચૂર્ણ વિચૂર્ણ કર્યા વિના નિર્ભય રહી શકાય તેમ નથી, એમ ધારીને તે ટૉમસનો ધ્વંસ કરવાને તત્પર થઈ; એટલું જ નહિ, પણ ટૉમસને બરતરફ કરવામાટે બેગમ મરાઠાઓને રિશ્વત આપતાં પણ અચકાઈ નહિ. છેવટે બેગમ પોતાની રાજધાની સાર્ધાનાનો ત્યાગ કરીને ઝાઝારથી ૧૭ ગાઉ દક્ષિણ પૂર્વ કોણમાં

આવેલા એક સ્થાનમાં પોતાની છાવણી નાખીને ત્યાં જ રહેવા લાગી. બેગમના આવા શત્રુતા ભરેલા આચરણથી ટૉમસે સ્પષ્ટ રીતે જ બેગમના કર્મચારીઓ, ખાસ કરીને તેના મુખ્ય શત્રુ લિવાસોર (લેવા-સુલ્ટ) ના શિરપર દોષારોપણ કર્યું છે; એ લિવાસોર અત્યારે બેગમનો સેનાપતિ હતો, અને તેણે બેગમ સાથે લગ્ન કર્યાં હતાં. પરંતુ બેગમની ધારણા અમલમાં મૂકી શકાઈ નહિ. તેના સેનાપતિઓમાંના વાદ-વિવાદના પરિણામે, કેવળ તેના સંકલ્પનો ભંગ થયો; એટલું જ નહિ, પણ તે ઉપરાંત તેને સિંહાસનપરથી ભ્રષ્ટ થઇને કારાગૃહવાસિની પણ થવું પડયું હતું.

"બેગમના સૈન્યમાં લિગોઇસ નામનો એક જર્મન કર્મચારી હતો, અને તેની સાથે ટૉમસની મિત્રતા હતી. બેગમનો વર્ત્તમાન સેનાપતિ લિવાસોર, લિગોઇસને ઇર્ષાની દૃષ્ટિથી જોતો હતો. ટૉમસના આક્રમણ સમયે લિગોઇસે એ કાર્યથી વિમુખ થવામાટે બેગમને વારંવાર ભલામણ કરી હતી. એના પરિણામે લિવાસોરે તેનાપર કોપાયમાન થઇને તેને પદચ્યુત કરી તેની પદવી બીજા એક પુરુષને આપી હતી.

"એ આચરણથી બેગમના સૈનિકો ચીડાઈ ગયા હતા. જેના તાબામાં ઘણા દિવસ સૂધી કાર્ય કર્યું હતું, જેની આંખો આગળ રહીને તેમણે અનેક યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કર્યો હતો, તેને બરતરફ કર્યો! લિગોઇસના અપમાનથી સૈનિકોએ પોતાનું અપમાન થયું હોય, એમ જ માની લીધું. તેમણે બેગમની પાસે ફરિયાદ પણ કરી, પરંતુ તેનું કશું પણ પરિણામ ન આવવાથી તેઓ વિદ્રોહી થઈ ગયા. સમરૂનો પુત્ર જાફર ઇયાબ તે સમયે દિલ્લીમાં હતો અને વિદ્રોહીઓ તેને જ સિંહાસનપર બેસાડવામાટે દૃઢપ્રતિજ્ઞ થયા હતા. સંકલ્પને અમલમાં મૂકવામાટે, સૈન્યના એક દળે દિલ્લીમાં આવીને જાફર ઈયાબને પોતાના સ્વામી તરીકે સ્વીકારી લીધો.

"આ વિદ્રોહના સમાચાર મળવાથી બેગમ સમરૂ અને લિવાસોરે કેટલાક અનુચરો સહિત પલાયન કરવાની ચેષ્ટા કરી હતી. નાસતી વેળાયે તેમણે નિશ્ચય કર્યો હતો કે, તેઓ ગંગાના કિનારા ભણી રવાના થયા પછી વજીર આસિફ્ ઉદ્દૌલાના રાજ્યમાં જઇને આશ્રય મેળવશે, પરંતુ રાજધાનીથી ચાર માઇલ દૂર આવેલા કિરોયા નામના ગામમાં જ તેઓ વિદ્રોહીઓના હાથમાં સપડાઈ ગયાં અને ત્યાર પછી લિવાસોરનું મરણ કેવી રીતે થયું હતું, એ તો અમો પ્રથમ જ જણાવી ચૂકયા છીએ.

"બેગમ વિદ્રોહીઓદ્વારા બન્દિની થઇને સાધોનામાં બન્દિની-રૂપમાં આવી લાગી. આવી રીતે કેટલાક દિવસ વીતાબા પછી, આ

વિપત્તિમાંથી મુક્તિ મેળવવાની આશાથી, તેણે સહાયતામાટે ટૉમસને વિનતિ પૂર્વક એક પત્ર લખ્યું; તેણે એમ જણાવ્યું કે, 'મરાઠાઓ જો આવા વિષમ સમયમાં મને સહાયતા આપીને મારા પદપર પુનઃ પ્રતિ- ષ્ઠિત કરશે, તો એ માટે જેટલું પણ ધન આપવું પડશે, તે આપવાને હું તૈયાર છું.'

"એ પત્ર મળ્યા પછી ટૉમસે બેગમની પૂર્વ શત્રુતાને ભૂલીને બાપુ સિન્ધિયાને સાર્ધોના તરફ સૈન્ય લઈ જવાની ભલામણ કરી; ત્યાર પછી એવું ઠર્યું કે, એને માટે ટૉમસે તેને ૧,૨૦,૦૦૦ રૂપિયા આપવા. ટૉમસ જે મળે તે હજમ કરવાની ઇચ્છા ધરાવનાર પુરુષ હોવાથી તેણે નિશ્ચય કર્યો કે, જાફર ઈયાબના સૈન્યના કેટલાક ભાગને બેગમના પક્ષમાં નહિ લઈ જવાય તો, તેની બધી મેહનત બરબાદ જશે અને તે સાથે બેગમ પણ વિશેષ વિપત્તિમાં આવી પડશે. આ હેતુથી ટૉમસ, પોતાના સમસ્ત સૈન્ય સહિત, સાર્ધોનાથી આઠ ગાઉ ઉત્તર પૂર્વમાં આવેલા કાથૂલી ગામમાં આવી પહોંચ્યો. ત્યાં આવ્યા પછી તેણે ખુલ્લી રીતે જાહેર કર્યું કે, જો બેગમને પુનઃ તેના પદપર સ્થાપવામાં નહિ આવે, તો તેથી વિદ્રોહીઓને તેમના દુષ્કાર્યનું ઘોર પરિણામ અવસ્ય અલ્પ સમયમાં જ મળી જશે! ટૉમસે પોતાના એ પ્રસ્તાવની ગુરુતા દર્શા- વવામાટે એમ પણ કહ્યું કે, 'મેં મહારાષ્ટ્રીયોની આજ્ઞાને આધીન થઇને જ આ કાર્ય કર્યું છે.'

"આ સંવાદથી કાંઈ પણ પરિણામ ન આવ્યું, એમ તો નહોતું જ. દુર્ગમાંના કેટલાક સૈનિકોએ બેગમનો પક્ષ લઇને જાફર ઈયાબને બંદિવાન્ કર્યો.

"એ સૈનિકોનાં સ્વભાવ તથા ચારિત્ર્ય આદિ ટૉમસથી અજાણ્યાં નહોતાં, તે જાણતો હતો કે, વાતની વાતમાં તેમના વિચારો બદલાઈ જાય તેમ છે; વિદ્રોહ કરવો એ તો એક પ્રકારે તેમનો નિત્યનો વ્યવસાય જ થઈ પડ્યો છે; એટલે તે તેમના વચનમાં વિશ્વાસ રાખી શક્યો નહિ. તે તરત જ સાર્ધોના તરફ જવાને રવાના થયો અને તેણે પોતાની સાથે કેવળ પચાસ અશ્વારોહી સૈનિકો જ લઈ લીધા તથા બાકીના પાયદળ સિપાહીઓને જેમ બને તેમ જલ્દી પોતાની પાછળ આવી પહોંચવાની સૂચના આપી દીધી.

"ટૉમસે સાર્ધોના આવ્યા પછી સાંભળ્યું કે, થોડા સમય પહેલાં જ સૈન્યના એક અન્ય વિભાગે વિદ્રોહી થઇને જાફર ઇયાબને ફરી- વાર સિંહાસનપર બેસાડી દીધો હતો. ટૉમસના આવવાથી જાફર ઈયાબ ઘણો જ ગુસ્સે થયો હતો. તેણે ટૉમસને પોતાનો એક સામાન્ય અનુ-

ચર ધારીને તથા તેની પાછળ કોઈ પ્રબળ શક્તિ નથી, એવું અનુમાન કરીને, તેનું ખૂન કરવાનો ભય દેખાડ્યો. એ સમયે ટૉમસનું પાયદળ લશ્કર આવી પહોંચ્યું અને ચારે તરફ ખળભળાટ મચી ગયો. વિદ્રોહીઓએ નિશ્ચય કર્યો કે, આખું મરાઠા સૈન્ય તેમને સજા કરવામાટે જરૂર તૈયાર થઈ ગયું છે, અને તેથી તેમણે પોતાના પ્રથમના સંકલ્પનો ત્યાગ કરીને, એકવાક્યતાથી બેગમની આધીનતાનો સ્વીકાર કરી લીધો. બેગમ સમરૂને સહજમાં જ તે સમયે સિંહાસનની પ્રાપ્તિ થઈ ગઈ. બેગમને સહાયતા આપવાના બદલામાં બાપુ સાહેબને જે રૂપિયા આપવાનો ઠરાવ હતો, તેમાંના કેટલાક રૂપિયા તત્કાળ પતાવી દેવામાં આવ્યા."

મુન્ડિ (Mundy)તથા બેકન્ (Bacon) આદિના મત પ્રમાણે બેગમની આત્મહત્યાની ઘટના કેવળ એક પ્રકારના અભિનયરૂપ જ હતી. સૈનિકોપ્રતિ સ્વામીનું અન્યાય ભરેલું આચરણ જોવાથી તેમ જ વિદ્રોહીઓની સૂચનાને અવશ્યંભાવિ ધારીને, તેણે સ્વામીના હાથમાંથી મુક્તિ મેળવવાની આશાથી પોતાની આત્મહત્યા કરવાની ચેષ્ટા કરી હતી. તે જાણતી હતી કે, એમ કરવાથી પોતાના પૂર્વ નિશ્ચય પ્રમાણે લેવેસુલ્ટ કદાપિ જીવતો રહેશે નહિ.

ઉપર જે કાંઈ લખવામાં આવ્યું છે, તેને કોઈ પણ પ્રકારે સત્ય તરીકે સ્વીકારી શકાય તેમ નથી; કારણ કે, જો તેમ જ બન્યું હોત તો બેગમનો મુખ્ય શત્રુ ટૉમસ્ અવશ્ય એ કથાનો ઉલ્લેખ કર્યાં વિના રહેત નહિ. કૉમ્પટને (Compton) બેગમની અનિચ્છાથી છુરીનો આઘાત કરવાની વાર્ત્તા લખવા છતાં પણ, આ કારસ્થાનનો કશો પણ ઉલ્લેખ કર્યો જ નથી. જેઓ એમ કહેવા માગતા હોય કે, બેગમે પોતાના સૈન્ય સાથે કારસ્થાન કરીને લેવેસુલ્ટનું મૃત્યુ નિપજાવ્યું હતું, તેમને એટલું જાણવાની ખાસ અગત્ય છે કે, લેવેસુલ્ટને આ પૃથ્વીપરથી નષ્ટ કરવામાટે આવી યોજનાનું તથા આવી રીતે પલાયન કરવાનું કશું પણ પ્રયોજન જ નહોતું; કારણ કે, બેગમનો સામાન્ય સંકેત થતાંની સાથે જ તેના અસ્તિત્વનો લોપ થઈ શકે તેમ હતું. વળી બીજી એક વાર્ત્તા એ છે કે, તેણે જો લેવેસુલ્ટનો ધ્વંસ કરાવવામાટે સૈનિકોદ્વારા છુપી રીતે કારસ્થાન કરાવ્યું હોત, તો સ્વામીના મરણ પછી તેને પોતાના સૈનિકોદ્વારા આવી રીતે લાંચ્છિત અને અપમાનિત થવાનું શું કારણ હતું વારુ? આ સમસ્ત કારણોથી અમોને તો એમ જ જણાય છે કે, બેગમના કારસ્થાનની આ વાર્ત્તા સર્વથા કાલ્પનિક જ છે અને તેમાં સત્યનો અંશ માત્ર પણ નથી.

—:::::—

## અષ્ટમ પરિચ્છેદ

## એસાઈના યુદ્ધમાં બેગમ સમરૂ, અંગ્રેજોની સાથે સંધિ અને ભરતપુરનું યુદ્ધ

પ્રણયદેવતાનાં ચરણોમાં બીજી વાર આત્મસમર્પણ કરીને એટલે કે, લેવેસુલ્ટની સાથે ગુપ્ત રીતે લગ્ન કરીને, બેગમ સમરૂએ પોતાના મનની નિર્બળતાનો જે પરિચય કરાવ્યો હતો, તેનું અવશ્યમ્ભાવિ ફળ તેને ભોગવવું પડ્યું હતું; જીવનની એક માત્ર સામાન્ય ભૂલને માટે તેને પોતાનું સર્વસ્વ ગુમાવવું પડ્યું હતું, તથા તિરસ્કૃત અને લાંચ્છિત પણ થવું પડ્યું હતું. પરંતુ તેણે તે ભૂલને સુધારવામાટે જે એક મહાન્ ચેષ્ટા કરી હતી તે એ હતી કે, તેણે પોતાના મરણ પર્યંત પોતાના પ્રથમ સ્વામી સમરૂના નામથી જ પોતાને ઓળખાવી હતી. લેવેસુલ્ટના મરણ પછી કદાપિ તેણે પુનર્વિવાહની વાર્તાનો ઉલ્લેખ પણ કર્યો નહોતો. બેગમની સાથેના લેવેસુલ્ટના ખરા સંબંધને ન જાણી શકવાથી જ તેના સૈનિકો ઉભયના બાધાહીન મિલનને ગુપ્ત પ્રણય ધારીને કોપાયમાન થયા હતા અને તે ઉપરાંત તેમણે એવો નિશ્ચય પણ કરી લીધો હતો કે, બેગમના આવા વિપરીત સંબંધથી કદાચ પોતાના પૂર્વ અધિનાયક સમરૂનું ગૌરવ અવિચલ રહી શકશે નહિ, સમરૂના નામનો કદાચિત્ લોપ પણ થઈ જશે. જો સમરૂના પુણ્ય નામને બદલે લેવેસુલ્ટનું નામ અધિકાર કરી બેસશે, જો મહિમાવાન્ ગૌરવમંડિત શ્રીસંપન્ન સમરૂની વિધવા લેવેસુલ્ટના કામાનલમાં ઇંધન હોમી દેશે, તો તેથી કેવું ભીષણ પરિણામ આવશે, તેનો વિચાર કરીને જ સૈનિકો અવ્યવસ્થિત ચિત્તના લેવેસુલ્ટના વિરોધી થયા હતા. બુદ્ધિમતી બેગમ સમરૂએ સૈનિકો પાસે સત્યવાર્તાને છુપાવી રાખી હતી; કારણ કે, તે જાણતી હતી કે, એ વાર્તા સાંભળવાથી તેઓ વિદ્રોહી થઈને તેની આધીનતાનો અસ્વીકાર કરશે, રાજ્યમાં સમરાનલ પ્રજ્વલિત કરી દેશે, અને તે સમયે નિરાધાર પ્રજાના ધન તથા પ્રાણની રક્ષા કરવી કઠિન થઈ પડશે. એના પરિણામે જે થવું જોઈતું હતું, તે જ થયું; ચારે તરફ તેની નિંદા થવા લાગી, તેના ચારિત્ર્યપર કલંકનું આરોપણ થવા લાગ્યું, અને લોકો તેને લેવેસુલ્ટની 'રાખેલી' અથવા 'ઉપપત્ની' ના નામથી ઓળખવા લાગ્યા. ચારિત્ર્યપર આવું કલંકારોપણ થવા છતાં પણ તેણે તેને શાંતિથી સહન કરી લીધું, અને પોતાના ગુપ્ત લગ્નની વાર્તાને પ્રકાશિત કરીને એ ઘોર અપવાદને દૂર કરવાની કશી પણ ચેષ્ટા કરી નહિ. ત્યાર પછી લેવેસુલ્ટના કારણથી તેને જે વિષમ વિપત્તિઓ પ્રાપ્ત થઈ હતી, તેમનો ઉલ્લેખ પૂર્વે કરાયેલો હોવાથી તેના પુનર્વિવેચનની આવશ્યકતા નથી.

લેવોસુલ્ટ સાથેના બેગમના વિવાહની વાર્ત્તા મેજર પામર, સર જૉનશૉર, બર્નિયર, સૅલૂર તથા લેવાસુલ્ટે પોતાના જે બે પરિચિત પુરુષોની સાથે પત્રવ્યવહાર કર્યો હતો, તેઓ જ માત્ર જાણતા હતા. ઘણા દિવસ સુધી બેગમની નોકરીમાં જેમણે જીવન વીતાડયું હતું, એવા કેટલાક ઘણા જ વૃદ્ધ દેશીય પુરુષો પાસેથી સ્લીમેન જાણી શકયો છે કે:–

"There really was too much of truth in the story which excited the troops to mutiny on that occasion, her too great intimacy with the gallant young Frenchman. God forgive them for saying so of a lady whose salt they had eaten for so many years."

અર્થાત્:–"ખરી રીતે, એ ફ્રેન્ચ યુવક સાથેનો બેગમનો અત્યંત સહવાસ જ સૈનિકોના વિદ્રોહનું મુખ્ય કારણ હતું. જેનું નિમક અમો અત્યાર સુધી ખાતા આવ્યા છીએ, તેના વિષયમાં સત્યને માટે આવી વાર્ત્તા ઉચ્ચારવી પડે છે તેની ભગવાન્ અમોને ક્ષમા આપે!"

લેવોસુલ્ટે કર્નલ મેકગાઉનને પોતાના વિવાહની વાર્ત્તા જણાવી નહોતી. અને તેણે જે રીતે સર જૉનશૉરની પાસે એ વિવાહની વાર્ત્તા ઉત્થાપિત કરી હતી, તેથી સ્પષ્ટ જણાય છે કે, લેવોસુલ્ટ અથવા બેગમ અથવા બન્ને જણાં સૈનિકો કિંવા સિન્ધિયાથી એ વિવાહની વાર્ત્તા પલાયન કરતાં પહેલાં છુપાવી રાખવામાટે વિશેષ આતુર હતાં. અમોને જણાય છે કે, પ્રણયના મોહથી મુગ્ધ થઇને, લેવોસુલ્ટની અંકશાયિની થઇને, બેગમે જે સામયિક દુર્બળતાનો પરિચય કરાવ્યો હતો, તેને વિસ્મૃતિના ગર્ભમાં ડૂબાડવામાટે કહો, અથવા સમરૂની પુણ્યસ્મૃતિને ઉજ્જવલ કરવામાટે કહો, તે મરણ સમયના વસીયતનામામાં લખી ગઈ છે કે, તેના ઉત્તરાધિકારી મિ. ડાયસને 'સોમ્બર,' નામ ધારણ કરવું જોઇશે.

જેના યોગે પોતાની ક્ષમતા અખંડ રાખીને, સુશૃંખલા તથા શાન્તિથી પ્રજાનું શાસન અને રાજ્યનું કાર્ય ચલાવી શકાય, તે જ અત્યારે બેગમ સમરૂનો મુખ્ય ઉદ્દેશ થઈ પડ્યો, અને તે ઉદ્દેશની સિદ્ધિમાટે તેણે સર્વ પ્રકારની વ્યવસ્થા કરવાનો આરંભ કરી દીધો.

ઇ. સ. ૧૮૦૩ માં અંગ્રેજ ગવર્નમેન્ટે મરાઠાઓની વિરુદ્ધમાં યુદ્ધની ઘોષણા પ્રકટ કરી. બેગમ સમરૂના સૈન્યનાં છ દલોમાંથી પાંચ દલોએ સૅલૂરના તાબામાં રહીને સિન્ધિયાને સહાયતા કરવામાટે દક્ષિણ ભણી પ્રયાણ કર્યું. એ યુદ્ધ ઇતિહાસમાં એસાઇના યુદ્ધના નામથી

પ્રખ્યાત છે. આર્થર વેલેસ્લિ (પછીથી ડ્યૂક આફ્ વેલિંગ્ટન્) એ યુદ્ધમાં દક્ષિણમાં મરાઠાશક્તિને વિધ્વસ્ત કરી નાખી. અત્યંત આશ્ચર્યનો વિષય છે કે, સિન્ધિયાના સૈનિકોમાં એક માત્ર બેગમના સૈનિકોનાં ચાર દલો અક્ષત શરીરે યુદ્ધક્ષેત્રમાંથી પાછાં ફરવાને સમર્થ થયાં હતાં. આ ઘટના બેગમ સમરૂના સૈનિકોની તથા બેગમની કાર્યકુશળતાનો યોગ્ય પરિચય કરાવે છે. ઈ. સ. ૧૮૦૩ માં લૉર્ડ લેકે આર્યાવર્ત્તમાં અને વેલેસ્લિએ દાક્ષિણાત્યમાં મહારાષ્ટ્ર શક્તિને નિર્મૂળ કરી. ખરી રીતે એ સમયથી જ ભારતવર્ષ અંગ્રેજોને આધીન થયેલું હોવાથી ભારતવર્ષમાટે એ એક સ્મરણીય દિવસ જ કહી શકાય !

આ યુદ્ધ થયા પહેલાં થોડા વખતપર જ પ્રસિદ્ધ જેમ્સ સ્કિનરનો નાનો ભાઈ રૉબર્ટ સ્કિનર બેગમના સૈન્યમાં દાખલ થયો હતો. હવે બેગમ સમરૂએ અંગ્રેજોની અનુગતતાનો સ્વીકાર કરવાને સમ્મત થઇને સ્કિનરને લૉર્ડ લેકની પાસે મોકલ્યો. તીક્ષ્ણ બુદ્ધિશાલિની મહિલા સારી રીતે સમજતી હતી કે, ભારતમાં બીજી કોઈ પણ શક્તિ ફાવી શકશે નહિ; પ્રબળ અંગ્રેજરાજા જ ભારતનો એકચ્છત્ર સમ્રાટ્ થશે; મહારાષ્ટ્રીયોના અભ્યુદયની હવે કશી પણ આશા રાખી શકાતી નથી. આવી સ્થિતિમાં અંગ્રેજરાજની અનુગતતાનો સ્વીકાર કરી, તેમની મિત્રતાના યોગે જ પોતાના રાજ્ય તથા સત્તાને સુદૃઢ કરવું અને જ તેણે પોતાનું કર્ત્તવ્ય ધારી લીધું અને તેથી જ તેણે તરત જ સ્કિનરને ત્યાં મોકલી દીધો.

લૅકે એ પ્રસ્તાવને આનંદપૂર્વક સ્વીકારવાથી બેગમ સન્માન દર્શાવવામાટે પાલખીમાં બેસીને ભરતપુરથી ૧૩ માઇલ પશ્ચિમમાં આવેલા પાહેસાર નામક સ્થાનમાં તેની છાવણીમાં આવી પહોંચી. (ઇ. સ. ૧૮૦૩, નવેમ્બર). બેગમના આવવાના સમાચાર સાંભળીને સેનાપતિ છાવણીમાંથી બહાર આવ્યો અને તેણે કાંઇક મદિરાના પ્રભાવથી, કાંઇક આનંદને વશ થઈ, અતિથિ પુરુષ કે સ્ત્રી છે, તે ભૂલી જઇને, બેગમને આલિંગન કરીને તેના મુખપર ચુંબન પણ કર્યું! બેગમના અનુચરો એ દૃશ્ય જોઇને સ્તંભિત થઈ ગયા. માતાનું અપમાન સંતાન શી રીતે સહન કરી શકે? તેમનાં સર્વનાં નયનોમાં પ્રતિહિંસાનો અગ્નિ પ્રજ્વળવા લાગ્યો અને તેમની તલ્વારો તે ક્ષણે જ મ્યાનમાંથી બહાર નીકળી પડી. સેનાપતિ તરત જ પોતાની ભૂલને જાણી ગયો. બેગમે જોયું કે, સાહેબના આ વ્યવહારથી તેના અનુચરો એવા ઉશ્કેરાઈ ગયા છે કે, તેથી હમણાં ને હમણાં જ એક અનર્થ ઉત્પન્ન થઈ જશે! તેણે કિંકર્ત્તવ્યવિમૂઢ ન થતાં એક પ્રકારની કુશળતા દર્શાવીને એ ઘટનાને જુદા જ

સ્વરૂપમાં ફેરવી નાખી. તેણે હસતા મુખથી પોતાના અનુચરોને કહ્યું કે:—"ભાઇઓ, જૂઓ કે, ખ્રીસ્તી ધર્મના યાજકો એક ભ્રાન્ત કન્યાને કેવી રીતે ગ્રહણ કરે છે." અતિ ચપળ અને બુદ્ધિમાન્ પુરુષના મસ્તિષ્કમાં પણ આવે સમયે આવા વ્યવહારથી, આવી સુંદર કલ્પના આવી શકતી નથી. બેગમની તીક્ષ્ણ અથવા તેલા બુદ્ધિના પ્રભાવે એ અપમાને પણ આશીર્વાદનું સ્વરૂપ ધારણ કરી લીધું; અનુચરોએ ક્રોધનો ત્યાગ કર્યો અને સાહેબના માનની રક્ષા થઈ.

બેગમ સમરૂના અંગ્રેજોની આધીનતા સ્વીકારવાના પ્રસ્તાવના સંબંધમાં વેલેસ્લિ તથા લેક્ની વચ્ચે જે પત્રવ્યવહાર થયો હતો, તેમાંનું એક પત્ર અમો નીચે ઉદ્ધૃત કરીએ છીએ:-

The Marquis Wellesley to Lieut.-General Lake (Official & Secret).

* * * *

Fort William, July 28, 1803.

Your Excellency will be apprized by the 26 th paragraph of my instructions to Mr. Mercer, of the arrangement which I propose to conclude with respect to the Jaggeer of Zeeboo Nissa Begum commonly called Sumroo's Begum. The disposition of the Begum to place herself under the protection of the British Government is distinctly declared in two letters which I have lately received from her.

I have stated in my instructions to Mr. Mercer that the local situation of the Begum's Jaggeer renders it desirable that in any engagement concluded with her on the part of the British Government, such conditions should be inserted as may facilitate the introduction of the British regulations into the Jaggeer, and I request that your Excellency's negociations with the Begum may be directed to the accomplishment of this object. It may not, perhaps, be expedient directly to propose to her this arrangement, until the British power shall

have been established in the adjacent territories of the Doab. But in that case, the engagements to be concluded with the Begum should be such as to form a basis for the future accomplishment of the proposed arrangement. Your Excellency, however, will be guided in the determination of this point, by the information which you may acquire of the disposition of the Begum, to acquiesce in the extent of my views with relation to her Jaggeer. It is my wish to commute her Jaggeer for a suitable stipend, the extent of which must be regulated by the profits which she actually derives from her territorial possessions, and by the inportance of the services which the British Government may derive from the exertion of her aid and influence.

As an immediate proof of her disposition to connect her interests with those of the British Government, and as the condition of her being admitted to the benfits of its protection, she should be required to recall her battalions now serving in the army of Dowlut Rao Scindiah, and to emhloy whatever influence she may possess over the Zamindars and Chieftains in the Doab to induce them to place themselves under the authority of the British Government, and to employ their resources in assisting the operations of the British armies.

With a view, however, to expedite the proposed arrangement with the Begum, I have deemed it expedient to transmit a duplicate of my letter to her to the Resident at Lucknow, directing him to deliver it for transmission to the Begum's Vakeel stationed at that city, and if he should have reason

to suppose that Vakeel to be in the confidence of the Begum, to communicate to him generally the disposition of the British Government to afford its protection to the Begum, to require him to suggest to her the immediate despatch of orders of recall to her battalions serving with Dawlutrao Scindiah, and to propose his proceeding to the camp of your Excellency for the purpose of eventually becoming the channel of negotiation between your Excellency and the Begum.

(Wellesley Despatches, iii, 242–4).

બેગમ સાથે અંગ્રેજોનો સન્ધિ થઈ ગયો. (ઇ. સ. ૧૮૦૪). અંગ્રેજોએ નિશ્ચિત કરી દીધું કે, બેગમ જ્યાં સૂધી જીવતી રહેશે, ત્યાં સુધી તેનો અધિકાર અખંડ રહેશે અને તેના મૃત્યુ પછી તેની જાગીરને અંગ્રેજોના રાજ્ય સાથે જોડી દેવામાં આવશે. બેગમ પણ એ અનુગ્રહના બદલામાં જિંદગી સુધી અંગ્રેજોના પક્ષમાં રહેવાને કબૂલ થઈ; અને તેણે પોતાનાં સૈન્યદળોમાંના માત્ર એક દળને જ રાજ્યનું મહેસુલ ઉઘરાવવા તથા પોતાનું રક્ષણ કરવામાટે રાખીને બાકીનાં સૈન્યદળોને અંગ્રેજોની સહાયતામાટે સોંપી દીધાં.

ઇ. સ. ૧૮૨૫ના ડિસેમ્બર માસમાં ભરતપુરના રાજા સાથે લૉર્ડ કૉમ્બર મેયરની દેખરેખ તળે જે યુદ્ધ થયું, તે સમયે બેગમે અંગ્રેજપક્ષને સહાયતા કરી હતી. બેગમની એ સમયોચિત સહાયતા તથા તેની આદર્શ રાજભક્તિની પરાકાષ્ઠા જોઇને અંગ્રેજ ગવર્નમેન્ટે એ યુદ્ધમાં વિજય મેળવ્યા પછી ખુલ્લા દરબારમાં બેગમને ધન્યવાદ આપ્યો હતો. આર્ચરે લખ્યું છે કે:–"ઇ. સ. ૧૮૨૫માં જ્યારે અંગ્રેજ સૈન્ય ભરતપુર પાસે જઈ પહોંચ્યું હતું, તે સમયે મુખ્ય સેનાપતિએ જણાવ્યું હતું કે તેમનો સહાયતાકારી કોઈ દેશીય શક્તિનો નેતા પોતાના સૈન્યસહિત અવરોધકારી અંગ્રેજ સૈન્યની સાથે જઈ શકશે નહિ." સેનાપતિના એ આદેશથી બેગમના આત્મગૌરવપર આઘાત લાગ્યો હતો; તે એનો પ્રતિવાદ કરીને તરત જ બોલી હતી કે:–"આ માત્ર એક પ્રકારનો પ્રલાપ જ છે! હું જો ભરતપુરના યુદ્ધમાં નહિ જાઉં તો, તેથી સમસ્ત હિન્દુસ્તાન એમ જ કહેશે કે વૃદ્ધાવસ્થામાં બેગમ સમરૂમાં કાપુરુષતાનાં લક્ષણો જ દેખાવા માંડ્યાં છે!" છેવટે બેગમની ઇચ્છા જ પૂર્ણ થઈ હતી.

સંધિના સૂત્રમાં બંધાયા પછી બેગમ સમરૂ ઘણુભાગે લેકના દિલ્લીના પ્રધાન સેનાનિવાસમાં તેની સાથે મુલાકાત કરવામાટે જતી હતી. (ઈ. સ. ૧૮૦૫). લેકના વિલાયત ગમનથી થોડા સમય પૂર્વે બેગમે દિલ્લીમાં તેને એક મોટી પાર્ટીમાં નોતર્યો હતો. ( ફેબ્રુઆરી માર્ચ, ૧૮૦૬)

પ્રબલ શક્તિસંપન્ન અંગ્રેજોની મિત્રતા પ્રાપ્ત થવાથી અને દેશમાં શાંતિ સ્થપાવાના પરિણામે જેવી રીતે બેગમ સમરૂની આવકમાં વધારો થયો હતો, તેવી જ રીતે બીજી તરફ લગભગ ૩૦ વર્ષ સુધી તેને બીજું સૈન્ય રાખવાની જરૂર પડી નહોતી. એ આવકની વૃદ્ધિ તથા ખર્ચનો ઘટાડો થવાથી બેગમ પુષ્કળ દ્રવ્યસંચય કરી શકી હતી.



## નવમ પરિચ્છેદ

### બેગમ સમરૂનાં લોકકલ્યાણકારક કાર્યો, તેનું મૃત્યુ અને તેના શાસનકાર્યના સંબંધમાં તે સમયના વર્ત્તમાન પત્રોના અભિપ્રાય

હવે બેગમ સમરૂ વૃદ્ધાવસ્થાની સીમામાં આવી પહોંચી; તે વિચારવા લાગી કે; "છેવટના દિવસને માટે મેં શું કર્યું છે ? આ અતુલ સંપત્તિ, આ પ્રભુત્વ, અને આ નામનો જીવનની સાથે સંસારમાંથી લોપ થશે; આ લાંબા જીવનકાળમાં મેં એવું શું ઉત્તમ કાર્ય કર્યું છે કે, જેથી મારું નામ ઇતિહાસનાં પૃષ્ઠોમાં સદાને માટે ઉજ્જ્વલ રહી શકે ? ઈશ્વરે જ્યારે મને આટલી સત્તા અને આટલી સંપત્તિ આપી છે, ત્યારે મારે એવાં કાર્યો અવસ્ય કરવાં જ જોઇએ."

આ પ્રમાણે વિચાર કરીને તે અર્થનો સદ્વ્યવહાર કરવામાં ધ્યાન આપવા લાગી અને જીવનને નવીન પ્રકારે ગઠિત કરવાની ચેષ્ટા કરવા લાગી; તેણે વિચાર્યું કે, "મનુષ્યપર ઉપકાર ન કરવાથી ષડૈશ્વર્યમય ઇશ્વરની કરુણા કદાપિ પ્રાપ્ત કરી શકાતી નથી; ધનવાન્ મનુષ્ય ભગવાનના પ્રતિનિધિ સ્વરૂપ છે, તેથી મનુષ્યકલ્યાણાર્થ આ સંપત્તિ ન વપરાય તો તેથી તેનો સદ્વ્યવહાર કરવામાં નથી આવ્યો, એમ જ ગણાય." આવા આવા અનેક સુવિચારોને હૃદયમાં ધારણ કરી બેગમ યત્ન તથા અર્થથી કેથોલિક સંપ્રદાયનો વિસ્તાર કરવા લાગી તથા તેને પુષ્ટિ પણ આપવા લાગી. એક માત્ર તેની સહાયતાથી જ સાર્ધાનાના તે સમયના ધર્માધ્યક્ષ જુલિઅસ સીજરની જ પદોન્નતિ થઈ હતી અને તે Holy See થી Bishop of Amathunta in Partibus infidelium ના ઉચ્ચપદને

પ્રાપ્ત કરવાને સમર્થ થયો હતો. આ પૂર્વે બેગમને કર્ત્તવ્યના અનુરોધથી ઠેક ઠેકાણે સૈન્ય લઇને ફરવા જવું પડતું હતું, તેથી તેની ઉપાસનાનું કોઈ નિશ્ચિત સ્થાન નિર્માણ થયું નહોતું; પણ હવે સાર્ધાનામાં બેગમે એક ભજનાલય નિર્માણ કરાવવાનો દૃઢ નિશ્ચય કર્યો. અદ્યાપિ સાર્ધાનામાં જે એક Cathedral Church of st. Mary નામનું ખ્રીસ્તીઓનું ધર્મમંદિર શોભી રહ્યું છે, તે જ બેગમની અતુલનીય કીર્ત્તિ, અને ધર્માભિમાનની ઉજ્જ્વલ સાક્ષીરૂપ છે. મેજર રેગોલિની નામના બેગમના એક ઇટાલિયન્ કર્મચારીની શોધખોળપરથી, એમ જણાયું છે કે, ઇ. સ. ૧૮૨૨ માં એ ભજનાલયનું નિર્માણકાર્ય સમાપ્ત થયું હતું અને એમાટે બેગમને ચાર લાખ રૂપિયાનો ખર્ચ થયો હતો.

ભજનાલય બંધાવ્યા પછી બેગમે પોતાના ઉપયોગમાટે સાર્ધાનામાં એક સુંદર પ્રાસાદ નિર્માણ કરાવ્યો. (ઇ. સ. ૧૮૨૯?) દિલ્હી અને મીરટમાં પણ તેના ખર્ચથી બે મહાલયો બંધાયા હતા. હમણાં Delhi & London Bank એ દિલ્હીના મહાલયનો અધિકાર પ્રાપ્ત કર્યો છે. મીરટમાં કેથેલિક સૈનિકોનું જે સુંદર ધર્મમંદિર છે, તે પણ બેગમની કીર્ત્તિનું જ પરિણામ છે. દેશીય (Protestant) પ્રોટેસ્ટંટોની સગવડમાટે બેગમે દશ હજાર રૂપિયાના વ્યયથી મીરટમાં Church Missionary રેવરંડ મિ. રિચર્ડસન્‌માટે એક દેવળ બંધાવ્યું હતું. ભરતપુરની નજીકમાં તેનું એક સુંદર ઉદ્યાન હતું. બેગમના મૃત્યુથી ૭કે ૮ વર્ષ પહેલાં સાર્ધાનાથી બે ત્રણ કોસ દૂર આવેલા કિરોયા નામક સ્થાનમાં બેગમે એક સુંદર મહાલય બંધાવ્યો હતો; જીવનના છેવટના ભાગમાં ઘણે ભાગે તે ત્યાં જ વસતી હતી અને ભરતપુરના કિલ્લામાં પણ તેનું એક સુંદર મનોહર મકાન હતું.

બેગમ સમરૂનું લાંબું જીવન વીત્યા પછી એકાએક સંધ્યા આવીને તેનાપર છવાઈ ગઈ. કેટલાક દિવસના જ્વરથી તે શય્યાવશ થઈ. ઈ. સ. ૧૮૩૬ના જાનેવારી માસની ૨૭ મી તારીખના પ્રભાતકાળમાં જ તેણે ઇશ્વરના નામનું સ્મરણ કરતાં કરતાં આ ધરાનો ત્યાગ કર્યો. તેના મૃત્યુ પછી તેના બંધાવેલા ધર્મમંદિરમાં તેને દફનાવવામાં આવી અથવા સમાધિસ્થ કરવામાં આવી.

બેગમ સમરૂના મરણ પ્રસંગે Mirat Observer નામના તે સમયના સાપ્તાહિક પત્રમાં જે લેખ લખાયો હતો, તે અમો નીચે આપીએ છીએ; કારણ કે, એ તેના પ્રજાને રંજન કરવાના ગુણનું ઉજ્જ્વલ પ્રમાણ છે:—

"૨૭ મી જાન્યુઆરી (ઇ. સ. ૧૮૩૬) ને દિવસે બેગમે પોતાના સાર્ધાનાના મહાલયમાં દેહત્યાગ કર્યો છે; એ સમાચાર અમોએ અતિશય સંતપ્ત હૃદયથી ગત સપ્તાહમાં પ્રકટ કર્યાં હતા.

* * * * *

"મીરટના મેજિસ્ટ્રેટને તથા દિલ્લીમાં ગવર્નર જનરલના એજન્ટને બેગમના મૃત્યુના સમાચાર સત્વર પહોંચાડવામાં આવ્યા હતા. મેજિસ્ટ્રેટ સાહેબ તે દિવસે મધ્યાહ્ને સાર્ધાનામાં આવી પહોંચ્યા; તેઓ મહાલયમાં જઇને ડાઇસ સોમ્બર, ડૉક્ટર ડ્રેવર અને બેગમના પરિવારના અન્યાન્ય જનો સાથે મળી ગયા. થોડા સમયમાં જ મૃતદેહને સમાધિસ્થ કરવાની તથા અન્યાન્ય ક્રિયાઓ સમાપ્ત કરવાની તૈયારી થવા લાગી.

"મહાલયની દીવાલના બહારના ભાગમાં અને રસ્તામાં લોકોનાં ટોળેટોળાં આવી મળ્યાં હતાં અને ચારે દિશાઓમાં શોકનું ગંભીર દૃશ્ય જોવામાં આવતું હતું. એકત્ર થયેલા જનમંડળના મુખમાંથી એક જ વાર્તા સંભળાતી હતી કે, બેગમના મૃત્યુથી આજ તેમને ભીષણ ક્ષતિ થઈ હતી; તેમના મલિન મુખમંડળપર શોકની ગંભીરતા પરિસ્ફુટ થઈ આવી હતી. આખી રાત તેઓ ઘર તરફ પાછા ફર્યાં નહોતા; દેશની પ્રચલિત રીતિ અનુસાર બેગમનાં આશ્રિત સર્વ જનો તે દિવસે ઉપવાસી રહ્યાં હતાં; કોઈના ઘરમાં રાંધવાનો બંદોબસ્ત થયો નહોતો; કોઇએ વિશ્રામ કર્યો નહોતો, અને પ્રત્યેક ગૃહમાં શોકનું ચિત્ર જાણે મૂર્તિમાન્ થયું હતું.

"અંતિમ ક્રિયાની સર્વ તૈયારી થતાં આઠ વાગ્યાને શુમારે બેગમના ગોલંદાજ સૈનિકોમાંના દેશીય ખ્રીસ્તીઓ મૃતદેહને ઉચકીને ચાલવા લાગ્યા, બેગમના સૈન્યના મુખ્ય કર્મચારીઓ શબાધારપર ચંદ્રાતપ (ચંદરવો ) ધારણ કરીને ચાલ્યા; ડાઇસ, સૉમ્બર, સૉલારોલી, ડ્રેવર અને રૂપ શબાસ્તરણ (Pall) લઇને આગળ ચાલવા લાગ્યા, તેમની આગળ બેગમના અંગરક્ષકો અને પાછળ બિશપ્ મંત્રોચ્ચાર કરતો કરતો ચાલવા લાગ્યો; દેવળના ગાયકો શોકસંગીતથી દિગ્મંડળને કંપાવવા લાગ્યા, તેમની પાછળ મેજિસ્ટ્રેટ હેમિલ્ટન સાહેબ તથા બીજા કેટલાક કર્મચારીઓ અને સર્વની પાછળ પાયદળ અને અશ્વારોહીઓનું એક એક દળ ચાલવા લાગ્યું. આ શોકયાત્રાના પુરોભાગમાં ચાર હસ્તી હતા અને હસ્તીની પીઠપરથી રૂપિયા, પૈસા, કેક્ આદિ ફેંકવામાં આવતાં હતાં. શોકયાત્રા જે માર્ગેથી કરાતી હતી, તેની બન્ને બાજૂએ બેગમના સૈનિકો હારબંધ ગોઠવાઇને ઉભા હતા. અંતે મૃતદેહને દેવળમાં લાવી ઉતારવામાં આવ્યો; ત્યાર પછી ધર્માનુમોદિત ક્રિયાકલાપ સમાપ્ત થયા પછી,

મૃતદેહને સમાધિસ્થિત કરવામાં આવ્યો. જે મહિલાએ અર્ધ શતાબ્દીથી અધિક સમય સુધી ભારતના રાષ્ટ્રીય વ્યાપારમાં ઉચ્ચ સ્થાન અધિકૃત કર્યું હતું, તેના જીવન-નાટ્યનું આજે અવસાન થયું. બેગમ સમરૂ અંગ્રેજ રાજપુરુષોની સાચી મિત્ર હતી, અંગ્રેજોની સર્વ પ્રકારની ઉન્નતિ અને સુવિધા કરવા તથા તેમને શક્તિ પ્રમાણે સહાયતા આપવામાટે, તે સર્વદા પ્રસ્તુત રહેતી હતી.

"અંતિમ ક્રિયા સમાપ્ત થયા પછી સર્વજનો બેગમના મહાલય તરફ પાછા ફર્યાં; મેજિસ્ટ્રેટ સાહેબ તેમના કર્મચારીઓ સહિત, પરલોકગત બેગમની જમીનદારીને અંગ્રેજી રાજ્ય સાથે મેળવી દેવાની આજ્ઞા જાહેર કરવામાટે આગળ વધ્યા; નગરમાં ઠેક ઠેકાણે સાર્ધાનાની ચારે બાજૂએ તથા બેગમની જૂદી જૂદી જાગીરોમાં આ પ્રકારની સરકારી જાહિરાત ફેલાવવામાં આવી. આવી રીતે બેગમ સમરૂની વિપુલ આવકવાળી જાગીર જોતજોતાંમાં મીરટ જિલ્લા સાથે મળી ગઈ; ઇ. સ. ૧૮૩૮માં ઈન્ડિયા ગવર્નમેન્ટની આજ્ઞાથી બેગમની પોલીસ અને ન્યાયખાતાના વિષયની વ્યવસ્થા મેજિસ્ટ્રેટ હેમિલ્ટન સાહેબને સોંપવામાં આવી.

"પરલોકગતા બેગમની સમસ્ત જાગીર અંગ્રેજ- ગવર્નમેન્ટને પ્રાપ્ત થઈ અને બેગમની લગભગ અર્ધ કરોડ મુદ્રાની મિલ્કત વિલ પ્રમાણે ડાઇસ્ સૉમ્બરને મળી. બેગમ બીજાં પણ ઘણાં દાન કરી ગઈ છે-"

અબળા રમણી હોઇને, રાજનૈતિક ગગનમાં ઉજ્જવલ જ્યોતિષ્કરની પેઠ પ્રભા વિસ્તારીને, મુસલ્માન, મરાઠા અને અંગ્રેજ જાતિની સાથે રાજનૈતિક ક્ષેત્રમાં સ્વાધીન ભાવે વિચરણ કરીને, દુર્ધર્ષ સેનાપતિઓનાં સર્વ કારસ્થાને ભેદીને, તે મહિમામયી મહિલા ભારતવર્ષના ઘોર દુર્દિવસોમાં પણ શાન્તિ સ્થાપન કરવાને સમર્થ થઈ હતી; તે સામાન્ય સ્ત્રી નહોતી. સર્વ સાધારણ સ્ત્રીઓમાં જે એક પ્રકારની સ્વાભાવિક ચપળતા જોવામાં આવે છે, તે તેનામાં નહોતી; તે તો દૃઢપ્રતિજ્ઞ, કર્મપટુ અને સરલહૃદયા હતી. તેનો આત્મવિશ્વાસ અટલ અને અપૂર્વ હતો. ધર્મ તથા ન્યાયપ્રતિ તેનો અપૂર્વ અનુરાગ હતો; અને સર્વથી વિશેષ પ્રજાને રંજન કરવાનો તેનામાં એક અપૂર્વ સદ્‌ગુણ વિરાજતો હતો. પ્રજાની ઉન્નતિ કરવામાટે તે નિરંતર પ્રયત્નશીલ રહ્યા કરતી હતી. બેગમ સમરૂ જાણતી હતી કે, રાજ્યની ઉન્નતિ પ્રજાના સુખમાં સુખ અને દુ:ખમાં દુ:ખ માનવાથી જ થઈ શકે છે. જ્યારે તેણે જાણ્યું કે, અંગ્રેજોની સાથે મિત્રતાનો સંબંધ નહિ બાંધવામાં આવે, ત્યાં સુધી રાજ્યમાં શાન્તિ જાળવવાનું કાર્ય અત્યંત કઠિન થઇ પડશે. એથી તે સંધિસ્થાપન કરવામાટે વ્યગ્ર થઇ હતી અને તેણે મરણપર્યન્ત તે સન્ધિને અખંડ રાખી હતી.

એ ભારતીય રમણીના સુખદુ:ખમય જીવનનાટકની ઘટનાઓ અદ્દભુત અને વિસ્મયકર હતી, એમાં તો લેશ માત્ર પણ સંદેહ જ નથી. યોગ્ય ક્ષેત્રમાં આવી પડવાથી તેણે પૃથ્વીના ઇતિહાસમાં ઉચ્ચ અને પ્રશંસનીય આસન મેળવ્યું હતું, એ વાર્ત્તાનો મુક્તકંઠથી સ્વીકાર કર્યા વિના ચાલી શકે તેમ નથી. એટલામાટે જ મેજર આર્ચરે લખ્યું છે કે:-

"She has, through a long life, maintained her station and security among a host of contending powers, and may bear the honour of a similarity of character with our Elizabeth."

જે અદૃશ્ય શક્તિ બેગમમાં રહીને કાર્ય કરતી હતી, તે ઉચ્ચ અંગના સ્થાન, કાલ અને શિક્ષાગુણથી તેનો પ્રસાર અધિક વૃદ્ધિગત થઈ શકે તેમ હતો.

## દશમ પરિચ્છેદ

### દાનવ્રત, વિષય-સમ્પત્તિ અને ઉત્તરાધિકારી

બેગમ સમરૂ મૃત્યુસમયે પુષ્કળ ધનસમ્પત્તિ મૂકી ગઈ હતી. એનો મોટો ભાગ, લગભગ ૬૦ લાખ રૂપિયા રોકડા તેના સૉકયપુત્રના દૌહિત્ર ડાઇસ્ સોમ્બરે મેળવ્યા હતા. મૃત્યુ પૂર્વે દેવસેવા તથા માનવ સેવામાટે બેગમ યથેષ્ટ અર્થદાન કરી ગઈ હતી. બેકને લખ્યું છે કે:-

"She is as a public character, notoriously generous, when called upon to loosen her purse-strings, distributing freely to the indigent, and in no instance refusing her did in the construction or benefit of any public institution."

અમો નીચે તેના દાનનો કેટલોક સંગ્રહ આપીએ છીએઃ-

૧-સાર્ધાનાના દેવળના સંસ્કાર તથા બીજા કેટલાક જરૂરના ખર્ચના નિર્વાહ માટે રૂ. ૧,૦૦,૦૦૦

૨-ભારતમાં રોમન્ કૅથોલિકધર્મનો પ્રચાર કરનારાઓના શિક્ષણ-માટેની એક કૉલેજને માટે રૂ. ૧,૦૦,૦૦૦

૩-સ્થાનીય દરિદ્રજનોનો સહાય્ય-ભંડાર સ્થાપવા માટે રૂ. ૫૦,૦૦૦

૪-મદ્રાસ, મુંબઈ અને કલકત્તાના રોમન્ કૅથોલિક પ્રચારમંડળને માટે રૂ. ૧,૦૦,૦૦૦

૫-આગ્રાની રોમન કૅથોલિક પ્રચારમંડળી માટે રૂ. ૩૦,૦૦૦

૬-રોમન્ કૈથેલિકોને માટે બેગમે મીરટમાં જે દેવળ બાંધ્યું હતું, તેનો જરૂરી ખર્ચ ચલાવવામાટે રૂ. ૧૨,૦૦૦

૭- રોમના પોપને તેની ઇચ્છાનુસાર સત્કર્મમાં વ્યય કરવામાટે- રૂ. ૨,૫૦,૦૦૦

૮-કૅન્ટરબરીના આર્ચ બિશપ્‌ને સત્કર્મમાં વ્યય કરવામાટે- રૂ. ૫૦,૦૦૦

૯-કલકત્તાના દરિદ્રોને સહાયતા કરવામાટે, તથા જે સર્વ જનો જાળમાં સપડાઇને જેલમાં ગયા હોય, તેમના ઉદ્ધારમાટે- રૂ. ૫૦,૦૦૦

૧૦-કલકત્તાના દરિદ્ર પ્રોટેસ્ટંટ બાલકોના શિક્ષણની વ્યવસ્થામાટે કલકત્તાના બિશપ્‌ને રૂ. ૧૦૦,૦૦૦

એ ઉપરાંત બેગમે કલકત્તાના બિશપ્ જુલિઅસ સીઝરને પણ અમુક સહસ્ર મુદ્રાઓ દાન આપી હતી. બેકને લખ્યું છે કે, 'બેગમે પોતાના રાજચિકિત્સક ડૉક્ટર ડ્રેવરને ૨૦ હજાર; તેના ઉત્તરાધિકારીની બન્ને ભગિનીઓના સ્વામી ડ્રુપ અને સોલારોલીને અનુક્રમે ૫૦ હજાર અને ૮૦ હજાર તથા અન્યાન્ય કર્મચારીઓને પણ પુષ્કળ દ્રવ્ય આપ્યું હતું.'

Atkinson કહે છે કે:-"બેગમે હિન્દુ અને મુસલ્માન સમ્પ્રદાયોના હિતાર્થ પણ ઘણું દાન આપ્યું હતું."

ધર્મતત્ત્વના વિષયમાં બેગમની ઉદારતાનાં દૃષ્ટાન્તોનો અભાવ જોવામાં આવતો નથી. તેણે Church of England માં જે દ્રવ્યદાન કર્યું હતું, તે કલકત્તામાં 'બેગમ સમરૂનો ભંડારના' નામથી પરિચિત છે. એની દેખરેખનો ભાર કલકત્તાંના બિશપના શિરપર નાખવામાં આવ્યો હતો.

"બેગમ સમરૂ ભંડાર" ના સંબંધમાં ઇ. સ. ૧૮૩૮ ના માર્ચ માસની ૮ મી તારીખના Friend of India નામના પત્રમાં Christ Intelligencer માંથી આ વિભાગ ઉદ્ધૃત થયો હતો.

BEGUM SOMBRE'S FUND.

On 31st January last, the Lord-Bishop and the Archdeacon distributed Rs. 2000/ from this Fund to the most necessitous poor in Calcutta, and relieved thirty-four individuals from imprisonment for small debts. The portion of this Fund devoted to Missionary purposes, yields about Rs. 400/ monthly It is devoted at present to the maintenance of a Native Missionary, and of several Natives preparing for instructors to their countrymen at Bishop's College."

અર્થાત્:–"ગઈ ૩૧ મી જાન્યુઆરી (૧૮૩૮) એ લૉર્ડ બિશપ અને આર્ચડિકને એ 'બેગમ સમરૂ ભંડાર'માંથી બે હજાર રૂપિયા કલકત્તામાં બહુજ જરૂરિયાતવાળા લોકોમાં વહેંચ્યા છે, અને જેઓ થોડા રૂપિયાના કર્જથી જેલમાં જાય છે, એવા ૩૪ જનોએ એ રૂપિયાદ્વારા દેવું પતાવીને મુક્તિનો લાભ મેળવ્યો છે. એ ભંડારનો જે ભાગ મિશનરીઓને માટે નિશ્ચિત કર્યો છે, તેમાંથી માસિક ચારસો રૂપિયા આવક આવે છે. એની સહાયતાથી હમણાં એક દેશી મિશનરી તથા ઘણા દેશી લોકો, જેઓ સ્વદેશમાં ધર્મપ્રચાર કરવામાટે બિશપ્ કૉલેજમાં ભણે છે, તેમના ભરણપોષણનો નિર્વાહ ચાલે છે."

બેગમ સમરૂની જાગીર કેવી રીતે વિખરાઈ ગઈ હતી, તેનું ધન કેવી રીતે લૂટાઈ ગયું હતું, તેનો દુર્ભાગી ઉત્તરાધિકારી એ વિપુલ ધન ભંડારનો અધિકારી હોવા છતાં ઉચ્ચકાંક્ષાને વશીભૂત થઇને એક કુલીન અને સંભ્રાન્ત અંગ્રેજ મહિલા સાથે લગ્ન કરી પરિણામે પોતાની એ ભૂલને માટે મરણપર્યન્ત તેણે જે વિલાપ કર્યો હતો, તેનું વિવરણ બેગમની જીવન કથા કરતાં પણ વિશેષ અદ્ભુત છે. અમો સંક્ષેપમાં તેનું આ સ્થળે વિવરણ કરીએ છીએ.

સમરૂની પ્રથમ સ્ત્રીના ગર્ભથી જન્મેલા પુત્ર જાફર ઈયાબે (વેલ્થાજાર્ રીન્હાર્ડ) કૉટન Le Fever, ની કન્યા જુલિયા એન્ની સાથે લગ્ન કર્યાં હતાં. એ લગ્નના પરિણામ રૂપ એલયસિયસ્ નામક એક પુત્ર તથા ઈ. સ. ૧૭૮૫ ના નવેંબર માસમાં જુલિયા એન્ નામની એક કન્યાનો જન્મ થયો હતો. ઇ. સ. ૧૮૦૩ માં પિતાના મૃત્યુ પૂર્વે જ પુત્રનું અકાળ મૃત્યુ થયું હતું. કન્યા જુલિયા એન્ની સાથે ઇ. સ. ૧૮૦૬ માં બેગમની સંપત્તિના વારસ કર્નલ ડાઇસનાં લગ્ન થયાં હતાં. ડાઇસ્ને અનેક પુત્ર-પુત્રીઓ જન્મી હતી; તેમાંનાં કેટલાંક બાળકો બાલ્યાવસ્થામાં જ મૃત્યુવશ થયાં હતાં. કર્નલ ડાઇસની પત્નીના મૃત્યુ પછી (૧૩ મી જુન ઈ. સ. ૧૮૨૦) તેનાં જીવિત એક પુત્ર અને બે કન્યાઓનું બેગમ સમરૂએ પોતાનાં સંતાનો પ્રમાણે ઘણાજ સ્નેહ અને આદર સહિત લાલનપાલન કર્યું હતું. જ્યૉર્જિયાના અને એનામેરિયા નામની બન્ને કન્યાઓ વયમાં આવતાં ઈ. સ. ૧૮૧૩ ની ૩ જી આગસ્ટને દિવસે અનુક્રમે સોલારોલી (Solaroli) નામના એક ઇટાલિયન અને ડ્રુપ (Troup) નામના એક અંગ્રેજની સાથે પરણી હતી. જ્યૉર્જિયાના અને મેરિયા બન્નેએ લગ્ન સમયે બેગમ પાસેથી પુષ્કળ કરીયાવર મેળવ્યો હતો. કર્નલ ડાઇસનો નાનો પુત્ર (સમરૂનો પ્રપૌત્ર) ડેવિડ્ એકટારલોની ડાઇસ સૉમ્બરના નામથી ઓળખાયો. ઇ. સ. ૧૮૦૮ ના ડિસેમ્બર માસની ૮ મી તારીખે તેનો

જન્મ થયો હતો. બેગમ સમરૂએ તેનું પણ લાલનપાલન કર્યું હતું અને મૃત્યુ સમયે તેને જ પોતાનો ઉત્તરાધિકારી ઠરાવ્યો હતો.

બેગમના મૃત્યુ પછી કેટલાક વર્ષે ડાઇસ સોમ્બર વિલાયત ગયો હતો; અને ઇ. સ. ૧૮૪૦ ના સપ્ટેમ્બર માસની ૨૬ મી તારીખે વાઇકાઉન્ટ સેન્ટ વિન્સેન્ટની કન્યા મેરીએન જરવિસ સાથે તેણે લગ્ન કર્યાં હતાં. ભારતમાં રહેવાના હેતુથી તેણે વિલાયતથી તેને અહીં લાવવામાટે પ્રયત્ન કર્યો હતો, પણ પત્નીના વિશેષ આગ્રહથી તેને વિલાયતમાં જ રહેવું પડ્યું હતું. વિલાયતમાં રહ્યા પછી તેની પત્નીને સામાજિક મીટિંગોમાં ભાગ લેતી જોઇને તથા અન્યાન્ય લોકોની સાથે મુલાકાત કરતી જોઇને સોમ્બરના મનમાં એક પ્રકારનો આઘાત થયો હતો અને તેથી તેણે પત્નીને તેમ કરવાનો પ્રતિરોધ કર્યો હતો. એક દિવસ તેણે પોતાની પત્નીને એમ પણ કહી દીધું હતું કે, 'તારું આચરણ આદર્શ પત્નીના આચરણથી સંપૂર્ણ વિરુદ્ધ છે, માટે તેને સુધારવાની પરમ આવશ્યકતા છે.' તેની સ્ત્રીએ સ્વામીના આવા વિરુદ્ધ આચરણથી, તેનું મસ્તિષ્ક વિકૃત થવાથી તે દીવાનો બની ગયો છે, એવું ઠરાવીને તેને ગાંડાની હૉસ્પિટલમાં મોકલવાની વ્યવસ્થા કરી હતી. ડાઇસ સોમ્બર એ વાર્ત્તા સાંભળીને ગુપ્ત રીતે ફ્રાન્સમાં ન્હાસી ગયો હતો, અને ત્યાં ગયા પછી પોતાને મળતા માસિક વેતનની સહાયતાથી પોતાના જીવનનો નિર્વાહ ચલાવતો હતો. પૅરિસમાં રહેતી વેળાયે ઇ. સ. ૧૮૪૯ માં તેણે એક પુસ્તક રચ્યું હતું. એ પુસ્તકનું નામ "A refutation of the Charges of Lunacy brought against him in the Court of Chancery." હતું.

એ પુસ્તક ૫૮૯ પૃષ્ઠનું હતું, કોઈ પણ મનુષ્યથી એ પુસ્તક વાંચી શકાય તેમ નહોતું; અને વાંચવાથી વાંચકો ગ્રંથકારને ઉન્માદ રોગગ્રસ્ત ધાર્યા વિના રહે તેમ નહોતું.

ઇ. સ. ૧૮૪૧ ની ૧ લી જુલાઇએ પૅરિસમાં (?) ડાઇસ્ સોમ્બરનું મૃત્યુ થયું હતું. મૃત્યુ પછી ૧૬ વર્ષે, ઇ. સ. ૧૮૬૭ ના ઑગસ્ટ માસમાં તેના મૃતદેહને સાર્ધાનામાં લાવીને બેગમ સમરૂની બાજૂમાં સમાધિસ્થ કરવામાં આવ્યો હતો. ડાઇસ સૉમ્બરને પુત્ર કે પુત્રી આદિ કાંઈ પણ નહોતું અને તેના મરણ પછી તેની વિધવાએ લૉર્ડ ફૉરેસ્ટરની સાથે લગ્ન કર્યાં હતાં.

બેગમ સમરૂના મૃત્યુ પછી સરકારે તેની જાગીરને પોતાના અધિકારમાં લઈ લીધી હતી. તેના ઉત્તરાધિકારી ડાઇસ્ સૉમ્બરે સરકાર બહાદુરની સાથે ઘણા કેસો લડીને છેવટે તેનો રાજમહાલય તથા તેની

આસપાસની જમીન પાછી મેળવી હતી. લેડી ફૉરેસ્ટર જ્યાં સુધી જીવતી હતી, ત્યાં સુધી તે એ મહાલય અને મહાલય પાસેની ભૂમિની રક્ષા કર્યાં કરતી હતી; તેનું મૃત્યુ થવાથી (ઈ. સ. ૧૮૯૩ ?) આગ્રાના કૅથોલિક સંપ્રદાયે ઈ. સ. ૧૮૯૭ ની શરુઆતમાં રૂ. ૨૫,૦૦૦ આપીને મહાલય તથા તેની સમીપનું ઉદ્યાન લીલામમાં ખરીદી લીધું હતું. હાલમાં ત્યાં દેશી ખ્રીસ્તીઓનું અનાથાશ્રમ સ્થપાયું છે.

હાય ! અદૃષ્ટની કેવી ઘોર વિડંબના છે! એક ભારતીય મહિલાના ધનરાશિ તથા વિષય–સમ્પત્તિ, જે એક સમયે તલ્વારની સહાયતાથી, અનેક યુદ્ધોથી અને નાના પ્રકારના કૌશલ્યથી એકત્ર થયાં હતાં, તે તેના ઉત્તરાધિકારીરૂપ એક અંગ્રેજ–રમણીને પ્રાપ્ત થયાં; કે જે રમણીએ ભારતવર્ષમાં કદાપિ પગ પણ મૂકયો નહોતો; અને સાર્ધાનાના મહાલય, કે જ્યાં એક સમયે આનંદનો પ્રવાહ ઉછળતો હતો, સામરિક સભાઓ બેસતી હતી, અનેક પ્રકારની સલાહો થતી હતી; જ્યાં કેટલાક દીનહીન જનોનો અભાવ દૂર થતો હતો, અનેક ક્ષુધાર્ત્તોની ક્ષુધાનું નિવારણ થતું હતું અને અનેક અનાથો આશ્રય પ્રાપ્ત કરી શકતા હતા, ત્યાં અત્યારે કાગડા–કુતરાં અને હોલાઓનો વિકટ ચીત્કાર સાંભળવામાં આવે છે અને નજીકના મીરટ દુર્ગના આમોદ પ્રમોદમાં મસ્ત રહેતા સૈનિકોના હાસ્યધ્વનિનો માત્ર પ્રતિધ્વનિ જ સાંભળવામાં આવે છે! સાર્ધાનાની સુખસમૃદ્ધિ બેગમ સમરૂના અંતિમ નિઃશ્વાસની સાથે સદાને માટે અદૃશ્ય તથા લુપ્ત થઈ ગઈ છે.

અત્યારે એક કવિનાં વાકયોનું યથાર્થ સ્મરણ થઈ આવે છે કેઃ—

"કહ રહા હય આસમાં એ સબ સમાં કુછભી નહીં,
પીસ દૂંગા એક ગર્દિશમેં જહાં કુછભી નહીં;
જિસ જગહ થા જમકા જલ્સા ઔર ખુસરોકા મહલ,
ચન્દ કબ્રોંકે સિવા ઔર અબ વહાં કુછભી નહીં;
તખ્ત વાલોંકા પતા દેતે હયઁ તખ્તે ગોરકે,
ખોજ મિલ્તા હય યહાંતક બાદ અઝૂં કુછભી નહીં;
ગુંજતે થે જિન્કે ડંકેસે જમીનો આસમાં,
ચુપ પડે હયઁ કબ્રમેં અબ હું ન હાં કુછભી નહીં !"

## એકાદશ પરિચ્છેદ

### રોમમાં બેગમની સ્મૃતિપૂજા; સાર્ધાનાનો સ્મૃતિસ્તંભ

ઈ. સ. ૧૮૩૯ માં ડાઇસ સૉમ્બર રોમ નગરીમાં હતો. તેણે ત્યાંના સેન્ કાર્લો (Sen Carlo) ના ધર્મમંદિરમાં, બેગમ સમરૂના પદોચિત સમારંભ સહિત, તેના તૃતીય વાર્ષિક ઉત્સવરૂપ એક વિરાટ્,

શોક સભા ભરી હતી. તે સમયના, રોમની ઇંગ્લિશ કૉલેજના અધ્યાપક, રેવરંડ ડૉક્ટર વાઇઝમેને એક શોકસૂચક દીર્ઘ ભાષણ કર્યું હતું.

સાર્ધાનાના મહાલયમાંનાં સત્કારગૃહોમાં વીચી, મેલ્વિલ્ આદિ વિખ્યાત ચિત્રકારોનાં ચિત્રેલાં બેગમનાં સગાંવહાલાં અને મિત્રોનાં જે ચિત્રો હતાં, તેમાં સર ડેવિડ્, અકટરલોની, જનરલ કર્ટરાઇટ, બૅરન સૉલારોલી, કર્નલ ક્રુપ, જ્યૉર્જ ટૉમસના પુત્ર જૉન ટૉમસ, ડાકટર ડેવર અને બાળક ડાઇસ સૉમ્બરનાં ચિત્રો ઉલ્લેખ કરવા યોગ્ય છે. બીજા એક પટપર ભરતપુરના પતન પછી લૉર્ડ કૉમ્બરમેયર તથા બેગમ સમરૂના સંમિલનનું એક સુંદર ચિત્ર ચિત્રવામાં આવ્યું હતું. મહાલયના મધ્ય વિભાગના હૉલમાં, બેગમની વૃદ્ધાવસ્થાનું એક ચિત્ર ચિત્રવામાં આવ્યું હતું, અને તે ચિત્રમાં બેગમ સમરૂ એક મૂલ્યવાન્ ઉચ્ચ આસનપર બેસી ધૂમ્રપાન કરી રહી છે, એવો ભાવ દર્શાવવામાં આવ્યો હતો. એ ચિત્ર મેલવિલેનું ચિત્રેલું હતું. ઇ. સ. ૧૮૯૬ માં એ મહાલયનું લીલામ થયું હતું, તેથી થોડા સમય પૂર્વે લેડી ફૉરેસ્ટરના એજન્ટે એ ઉત્કૃષ્ટ ચિત્રને સાર્ધાનાના મહાલયમાંથી સ્થાનાન્તરિત કર્યું હતું. હાલમાં તે અલ્લાહાબાદના ગવર્નમેન્ટ–હાઉસમાં શોભી રહ્યું છે.

સાર્ધાનાના બેગમના દેવળમાં મુખ્ય જોવા યોગ્ય વસ્તુઓ જયપુરથી આણેલી બહુમૂલ્ય પત્થરની બનાવેલી એક ઉચ્ચ વેદી તથા બેગમનો સ્મૃતિ-સ્તંભ જ છે. એ અત્યંત સુંદર અને જોવાલાયક છે.

કેરેરા મરમરના પત્થરપર રોમમાં બનાવેલો બેગમનો સ્મૃતિસ્તંભ ઉત્કૃષ્ટ છે; એ ઈ. સ. ૧૮૫૨ માં સાર્ધાનામાં સ્થાપિત કરવામાં આવ્યો હતો. સ્તંભના શિખરપર દેશી પોશાકથી વિભૂષિત થયેલી બેગમ સમરૂ બેઠેલી છે, તેના જમણા હાથમાં સાર્ધાના જાગીર મળવાના મુખ્ય ચિહ્નરૂપ દિલ્લીશ્વર શાહઆલમનું આપેલું ફર્માન શોભી રહ્યું છે. બેગ-મની ડાબી બાજૂએ, હાથમાં ટોપી ધારણ કરી ડાઇસ સોમ્બર મલિન મુખથી સ્તંભપર બીજો હાથ રાખીને ઉભેલો છે, પાછળ બિશપ્ જુલિ-યસ સીઝર અને બેગમના અશ્વારોહી સૈન્યનો સેનાપતિ ઈનાયતુ–લ્લા ઉભેલા છે. એ સર્વ મૂર્ત્તિઓ સંપૂર્ણ અવયવસંપન્ન છે.

સ્મૃતિસ્તંભની નીચે, સ્તંભની સપાટીપર બેગમના જીવનના મુખ્ય ત્રણ બનાવો ચિત્રવામાં આવ્યા છે.

**સામેના ફૂલકપર:**–"સાર્ધાનાનું દેવમંદિરની સ્થાપનાના સમયનું દૃશ્ય; બેગમ સાર્ધાનાના બિશપ્‌ને એક સુવર્ણપાત્ર અર્પણ કરે છે, બિશપ્ બેઠેલા છે, તેની સાથે બીજા બે પાદરીઓ બેઠેલા છે અને બેગમ ચાર યૂરોપિયન કર્મચારીઓવડે ઘેરાયલી બિશપ્‌ને સુવર્ણપાત્ર આપવા-માટે આગળ વધે છે."

**સ્મૃતિસ્તંભની દક્ષિણ દિશામાઃ**-બેગમનો દરબાર શોભી રહ્યો છે અને ડાબી બાજૂએ હાથીપર બેઠેલી બેગમની શોભિત યાત્રાનું ચિત્ર શોભી રહ્યું છે.

એ ઉપરાંત બેગમ સમરૂના સ્મૃતિસ્તંભપર બીજી છ રૂપક મૂર્તિઓ પણ છેઃ—

ડાઈસ્ સૉમ્બરની નિમ્નમૂર્ત્તિ સાહસ અને સહિષ્ણુતાનો પરિચય કરાવી રહી છે. એક નિર્ભયા રમણી, અવિચલિત હ્રદયથી સિંહની ઉપર ઉભેલી છે.

બીજી મૂર્ત્તિ **પ્રજ્ઞાઃ**-એક અવગુણ્ઠિતા રમણી, જમણા હાથમાં એક સર્પ પકડીને, ગંભીર ચિન્તામગ્ન અવસ્થામાં ઉભેલી છે.

ત્રીજી મૂર્ત્તિ **કાળઃ**-એક સ્વર્ગીય દૂત રેતીના ઘટિકાયંત્રને હાથમાં ધારણ કરીને બેગમને સમય બતાવી રહ્યો છે અને જમણા હાથમાંની મશાલને ઓલવી નાખવાના નિમિત્તથી જીવનરૂપ દીપકના નિર્વાણની સૂચના આપી રહ્યો છે.

**સ્મૃતિસ્તંભની ડાબી બાજૂએ આવેલી** પ્રથમ મૂર્ત્તિ-**માતૃસ્નેહ.** એક રમણી અસીમ સ્નેહ સહિત શિશુપુત્રને વક્ષપર ધારણ કરીને ઉભેલી છે. બાળક સ્નેહના બદલામાં માતૃસ્નેહના પરિણામરૂપ માતાને એક ફળ અર્પણ કરે છે.

બીજી મૂર્ત્તિ-**પ્રચુરતા** પ્રફુલ્લિત મુખથી એક રમણી નાના પ્રકારનાં ફળ અને શસ્યપૂર્ણ Cornucopia હાથમાં ધારણ કરી બેગમને પુષ્પગુચ્છ ઉપહાર આપી રહી છે.

ત્રીજી મૂર્ત્તિ **વિષાદઃ**-વિષાદ મૂર્ત્તિમાન થઇને સ્તંભના નિમ્ન ભાગમાં ઉભેલો છે.

બેગમના સ્મૃતિસ્તંભપર એક તરફ અંગ્રેજીમાં અને બીજી તરફ લૅટિનમાં નીચે લખેલી ખોદિત-લિપિ જોવામાં આવે છેઃ-

Sacred to the memory of Her Highness Joanna Zibalnessa, the Begum Sombre, styled the distinguished of nobles and beloved daughter of the State, who quitted a transitory court for an eternal world revered and lamented by thousands of her devoted subjects, at her palace of Sirdhanah, on the 27th of January, 1836, aged ninety years. Her remains are deposited underneath, in this Cathedral built by herself. To her powerful mind, her

remarkable talent, and the wisdom, justice, and moderation with which she governed for a period exceeding half a century, he to whom she was more than a mother is not the person to award the praise, but in grateful respect to her beloved memory is this monument erected by him who humbly trusts she will receive a crown of glory that fadeth not away.

DAVID OCHTERLONY DYCE SOMBRE."

બેગમ સમરૂ એ ભજન-મંદિરમાં અનેક મૂલ્યવતી વસ્તુઓનું દાન આપી ગઈ છે; અને તે વસ્તુઓ અદ્યાપિ ત્યાં સંરક્ષિત રાખવામાં આવી છે. તેમાં સુવર્ણનું બનાવેલું એક બહુમૂલ્ય પાનપાત્ર છે, સાર્ધાનાના બિશપનો એક કૂઝવાળો દંડ (Crozier) છે, તેમ જ બીજાં કેટલાંક રૂપાનાં પાત્રો પણ ખાસ ઉલ્લેખ કરવા યોગ્ય છે. બેગમના મૃત્યુથી થોડા સમયપૂર્વે રોમના પોપ ગ્રેગરીએ (Gregory XVI) સ્નેહ અને વાત્સલ્યના ચિહ્નસ્વરૂપ પત્રસહિત બેગમને અનેક સાધુઓના દેહાવશેષ-રક્ષિત બે પાત્રો (Reliquaries) અને અન્યાન્ય મૂલ્યવાન્ પદાર્થો મોકલાવ્યા હતા, તે પણ મંદિરમાં શોભી રહ્યા છે. મોટા પાત્રપર કોતરેલું છે કે:-

"Gregorius XVI. Pont. Max. Johannoe Sumrou Begum, Principi Sirdhunensi Piae Liberali Benemerenti, MDCCCXXXIV."

ધર્મમંદિરથી થોડાક જ હાથપર સેન્ટ જૉન્સ કૉલેજ આવેલી છે. એક સમયે બેગમ સમરૂ એ સ્થળે જ રહેતી હતી; પછી પાદરીઓના શિક્ષણાર્થે શિક્ષણગૃહરૂપે તેણે એ Capuchin પાદરીઓને અર્પણ કર્યું હતું. અત્યારે એ મકાન માતા પિતા વિનાનાં દેશી ખ્રીસ્તી બાળક બાલિકાઓના આશ્રયધામ તરીકે વપરાય છે.

## દ્વાદશ પરિચ્છેદ

## સુશાસન; ચરિત્ર

બેગમ સમરૂની જીવનકથા આટલેથી જ સમાપ્ત થાય છે. તેના જેવી મહિમામયી મહિલાનું જીવન નાનાપ્રકારની ઘટનાપરંપરાના ઘાત-પ્રતિઘાતથી કેવી રીતે ગુંથાયલું હતું, તે આ જીવનકથા વાંચવાથી સ્પષ્ટ જાણી શકાય તેમ છે. તે બાલ્યાવસ્થામાં માતાની સાથે ગૃહત્યાગ કરવાને

બાધ્ય થઈ હતી, સર્વથા નિરાશ્રય ભાવે દિલ્લીમાં આવીને, તેણે દીનતાથી બાલ્યાવસ્થા વીતાડી હતી, તેના જીવનમાં અનેક પણ ભયંકર ઘટનાઓ ઉપસ્થિત થઈ હતી; અતિ દીન અવસ્થામાંથી ઐશ્વર્યના ઉચ્ચતમ શિખરપર ચઢવાના દૃષ્ટાન્તો ઇતિહાસમાં વિરલ નથી; પરંતુ આવી વિપત્તિઓ, આવાં વિઘ્નો અને આવી સ્થિતિપરિવર્ત્તનશીલતાઓ કાંઈ સર્વના ભાગ્યમાં આવીને ઉપસ્થિત થતી નથી. વળી બીજી વાર્ત્તા એ છે કે, જે સમયે બેગમ સમરૂ ભારતની નાટ્યશાલામાં અભિનય કરી ગઈ છે, તે સમય અતિ ભયાનક વિદ્રોહ કિંવા વિપ્લવનો સમય હતો. તે વેળાએ 'જેના હાથમાં તેના મોઢામાં' અને 'મારે તેની તલ્વાર' એવો પ્રકાર ચાલતો હતો. તે સમયે એક દેશીય મહિલાએ અનેક વિઘ્નોનો અતિક્રમ કરીને, ધનજનપૂર્ણ એક વિશાળ રાજ્યની સ્થાપના કરી હતી, અને હાથમાં તલ્વાર ધારણ કરી સૈનિકોને પ્રોત્સાહિત કરી યુદ્ધક્ષેત્રમાં કૂદી પડી હતી, એ વાર્ત્તાનો વિચાર કરતાં પણ વિસ્મય થયા વિના રહેતું નથી. જે સમયે ભરતભૂમિ યૂરોપિયન પ્રચંડ વીરવૃન્દના સ્વાર્થસાધનની લીલાભૂમ થઈ પડી હતી, જે સમયે એક તરફ સિન્ધિયા, બીજી તરફ અંગ્રેજ અને ત્રીજી તરફ અર્થલોલુપ વિદેશીય વીરોનું એક દળ સ્વર્ણપ્રસૂ ભારતમાં આધિપત્ય વિસ્તારવામાટે વિપુલ વિક્રમથી અવતીર્ણ થયું હતું અને જે સમયે દેશની ચારે બાજૂએ વિદ્રોહાગ્નિ પ્રજળી ઉઠ્યો હતો, તે સમયે એક મહિલા સાર્ધાના જેવા સ્થાનમાં, વિપદોના સમૂહને ઓળંગીને પોતાના પ્રભુત્વનું સંરક્ષણ કરવાને સમર્થ તથા ફળીભૂત થઈ શકી હતી એ અસીમ શક્તિ, અસાધારણ વીર્યવત્તા, પ્રખર તીક્ષ્ણ બુદ્ધિ તથા અસીમ શાસનક્ષમતાનું જ્વલન્ત ઉદાહરણ છે! એટલામાટે ઐતિહાસિક ફ્રૅંકલીને (Francklin) લખ્યું છે કે:--

"Endowed by nature with masculine intrepidity, assisted by a judgment and foresight clear and comprehensive, Begum Somroo, during the various revolutions was to preserve her country unmolested and her authority unimpaired."

બેગમ સમરૂનાં કાર્યોનું સૂક્ષ્મ અવલોકન કરતાં જણાઈ આવે છે કે, ઘણી ખરી જગાએ તેણે હૃદયના અત્યંત આવેગપૂર્વક કાર્ય કર્યાં હતાં. સૂક્ષ્મ વિચારબુદ્ધિની પ્રેરણાથી વિરુદ્ધ ચાલીને જે સ્થળે તેણે કાર્ય કર્યાં છે, તે સ્થળે અમો તેની સાથે એકમત ન હોવા છતાં પણ, એટલું તો અવશ્ય મુક્તકંઠથી અમારે સ્વીકારવું પડે છે કે, તેનો ઉદ્દેશ ઘણે ખરે સ્થાને સારો જ હતો. તે જેમના સંસર્ગમાં આવી હતી, તેઓ

જ એકવાક્યતાથી કહી ગયા છે કે, તેના જેવી દયાશીલા રમણી વિરલજ હોય છે; તે મૂર્તિમતી દયા હતી એમ કહેવામાં પણ કશી અતિશયોક્તિ થવાનો સંભવ નથી. પાત્રાપાત્રનો વિચાર ન કરતાં, તેનું કરુણાવારિ અવિરલ ધારથી વર્ષતું હતું; પરદુઃખવડે દુઃખિની બેગમના હૃદયમાં સમવેદનાનો પ્રવાહ ઉછળ્યા કરતો હતો. તે લેશ માત્ર પણ સંકોચ વિના દુઃખી દરિદ્રોને સહાયતા કરીને તેમની શુભકામનાને પાર પાડતી હતી તથા એ ગુણથી જ તે ભારતના ઇતિહાસમાં નામાંકિત તથા સ્મરણીય થઈ ગઇ છે.

બુદ્ધિમતી બેગમ સમરૂ વિચક્ષણતાથી સર્વ કાર્ય કરતી હતી. તેનામાં પુરુષોચિત સાહસ હતું અને તેનું ચિત્ત દઢતાથી ભરેલું હતું. સ્લિમેન સાહેબે લખ્યું છે કે, 'બેગમની સાથે ગાઢ સંબંધમાં આવનારા અનેક દેશીય તથા યૂરોપિયન લોકોએ તેના વિશે કહ્યું છે કેઃ–

"Though a woman and of small stature, her Rooab (dignity, or power of commanding personal respect) was greater than that of almost any person they had ever seen."

અર્થાત્ઃ–"એક તો બેગમ અબળા હતી, અને તેમાં દેના)ખાવમાં પણ ઠીંગણા આકારની હતી, તેમ છતાં પણ લોકોની શ્રદ્ધા અને ભક્તિને આકર્ષવાની શક્તિ તેના જેવી બીજા લોકોમાં થોડી જ હતી".

પ્રજાજનો બેગમ સમરૂને શ્રદ્ધા તથા ભક્તિની દષ્ટિથી જોતા હતા, તેના શાસનથી પ્રજા પોતાનાં ધન, માનમર્યાદા તથા પ્રાણને નિર્ભય ધારીને સુખપૂર્વક વસતી હતી. તેની જાગીરમાં ખેતીનો સારો બંદોબસ્ત હતો; ખેડુતોની ઉન્નતિથી જ દેશનું કલ્યાણ થઈ શકે છે, એ વાર્તાને બેગમ બહુ સારી રીતે જાણતી હતી; જે વર્ષમાં ખેતીની સ્થિતિ આશાજનક જણાતી નહોતી અથવા ખેડુતો અનાજનું દુઃખ ભોગવતા, તે વર્ષમાં તેમને બેગમ તરફથી સારી સહાયતા મળતી હતી.

ઈ. સ. ૧૮૨૮ ના પ્રારંભમાં મેજર આર્ચર સાર્ધાનામાં આવ્યો હતો, તે સમયે તેણે સ્પષ્ટ લખ્યું છેઃ–"She has turned her attention to the agricultural improvement of her country * * * Her fields look greener and more flourishing, and the population of her villages appear happier and more prosperous than those of the Company's provinces. Her care is unremitting and her protection sure."

પ્રજાના કલ્યાણમાટે બેગમ સર્વદા ચેષ્ટા કર્યાં કરતી હતી, તેનાં

દ્વાર દીન, દરિદ્ર, અને આવશ્યકતાવાળાં મનુષ્યોમાટે નિરંતર ઉઘાડાં રહેતાં હતાં. એક રીતે બેગમ સમરૂ પ્રજાની માબાપ હતી. એથી તેના જેવી દીનવત્સલા રમણીના મૃત્યુથી રાજ્યનાં સમસ્ત નરનારીના કંઠમાંથી હાહાકારનો ધ્વનિ નીકળતો સંભળાતો હતો. તેનું રાજ્ય રાજશ્રીના લોપવડે મલિન થઈ ગયું હતું.

શોકનો વિષય છે કે, કેટલાક સંકીર્ણ હૃદયના લેખકો અને પ્રવાસીઓ (જેવાકે, હેબર, વિકટર જેકુમેન્ટ વગેરે) અથવા જેઓ દશ બાર દિવસને માટે સાર્ધાનામાં આવી પ્રવાસ કરી ગયા હોય અથવા બેગમના આતિથ્યથી ખાવા પીવાના અને વિલાસ વૈભવના પદાર્થોનો ઉપભોગ કર્યો હોય, તેવા મેહમાનોમાંના બે ચાર જનો બેગમને નિષ્ઠુરતાની પ્રતિમૂર્ત્તિરૂપ ચિત્રિત કરી ગયા છે, અથવા તો નિર્દોષ બેગમપર દોષારોપણ કરતાં જરા પણ અચકાયા નથી. તેઓ નિમ્નલિખિત ઘટનાના આધારે એવો અભિપ્રાય પ્રકટ કરે છે કે:-

ઈ. સ. ૧૭૯૦ (?) માં મથુરામાં સમ્રાટ્‌ના સૈન્યશિબિરમાં વસતી હતી, ત્યારે બેગમે સાંભળ્યું કે, તેની બે દાસીઓ આગ્રાના આવાસ-ભવનમાં આગ લગાડીને પોતપોતાના પ્રેમિકોને લઇને પલાયન કરી ગઈ છે. આગ્રાના તે મહાલયમાં બેગમનાં અનેક ધનરત્નો રાખવામાં આવ્યાં હતાં અને તેના મુખ્ય મુખ્ય કર્મચારીઓનાં સ્ત્રીપુત્ર આદિ પરિવારવર્ગ પણ ત્યાં વસતો હતો; પરંતુ ઘણા જ થોડા સમયમાં આગ ઓલવાઈ જવાથી તેઓ સર્વના પ્રાણની રક્ષા થઈ શકી હતી. પેલી બન્ને દાસીઓ આગ્રાના બાજારમાં પકડાઈ ગઈ હતી અને ત્યાર પછી તેમને બેગમ પાસે લાવવામાં આવી હતી. વિશેષ તપાસ કરવાથી તેમનો દોષ સિદ્ધ થયો હતો અને તેથી બેગમે તેમના પર અત્યંત કોપાઇને તેમને નિર્દયતાથી સોટીઓનો માર મારી જીવતીને જીવતી જમીનમાં દાટી દેવાની આજ્ઞા ફર્માવી હતી. વળી કેટલાકોના મત પ્રમાણે, આમ કરવા છતાં પણ બેગમને તૃપ્તિ થઈ ન હોતી, એટલે તેણે પોતાના શયનગૃહમાં બન્ને દાસીઓની જીવિત અવસ્થામાં કબર કરાવીને તેના પર આખી રાત્રિ શયન પણ કર્યું હતું.

ઉપર્યુક્ત ઘટના સંપૂર્ણ સત્ય છે કે નહિ, તે સંબંધી કશો પણ દૃઢ નિશ્ચય કરવાનો કાંઈ ઉપાય જ નથી; તેમ છતાં પણ એટલું તો અવસ્ય સત્ય જ છે કે, બેગમ દુષ્કૃત્ય કરનારને સજા કરતી વેળાએ વારંવાર અત્યંત કઠિન શિક્ષાની વ્યવસ્થા કરતી હતી. વર્ત્તમાન સભ્યતાના યુગની દણ્ડનીતિ સાથે તુલના કરવાથી જીવિતાવસ્થામાં જમીનમાં દાટી દેવાની સજા જોઇને ઘણા લોકો બેગમને ભયાનક નૃશંસતાની પરિચાયક કહી શકે તેમ છે અને આપણે પણ એ પ્રકારના નિષ્ઠુર દંડની વાર્ત્તા સાંભળી-

ને કંપી ઊઠીએ તેમ છીએ; પરંતુ જે સમયે એ નિષ્ઠુર શિક્ષા ફરમાવવામાં આવી હતી, તે સમયે આનાથી પણ વિશેષ નિષ્ઠુર શિક્ષા અપાયાનાં દૃષ્ટાન્તો આપણને ઇતિહાસમાંથી એક નહિ, પણ અનેક મળી આવે છે. તે સમયની પરિસ્થિતિનો વિચાર કરવાથી બેગમ સમરૂના એ દંડ વિધાન વિરુદ્ધ કઠોર અભિપ્રાય પ્રકટ કરવો, એ કોઈ પણ પ્રકારે ઉચિત નથી; કારણ કે, દેશ કાળ અને પાત્રના પરિવર્તન સાથે દંડનીતિનું પણ અવશ્ય પરિવર્તન થાય છે.

વર્તમાન દંડનીતિની દૃષ્ટિથી તે સમયના દંડનો વિચાર કરવાથી કાલવ્યતિક્રમ (Anachronism) નામક દોષ થવાનો સંભવ છે. ઐતિહાસિકોને માટે એ દોષ સર્વથા વર્જ્ય જ છે. એટલામાટે જ પંડિતવર્ય જ્યૉર્જ પોતાના Historical Evidence નામના ગ્રંથમાં લખે છે કે:—

"Interpreting the past by the ideas of the present is, however, sure to pervert our judgement to motives and character. We have to guard against it first on our own account; century by century knowledge accumulates, and the standard of morality changes."

વળી બીજી એક વાર્તા એ છે કે; જે સમયે બેગમ સમરૂએ રાજ્યના શાસનનો ભાર સ્વીકાર્યો હતો, તે સમયે તે જો કોઈ ભયંકર અપરાધના અપરાધીને ક્ષમા કરત, તો તેથી તેની તે ક્ષમાંના મહિમાને તેના અશિક્ષિત તથા વિનયહીન સૈનિકો સમજી શકત નહિ. તેઓ એ ક્ષમાને માત્ર એક પ્રકારની દુર્બળતા જ ધારી લેત અને એ ધારણાથી અધિક ઉચ્છૃંખલ થાત; અને એમ થતાં બેગમને રાજ્યની રક્ષા કરવાનું પણ એક રૂપે અસંભવિત કિંવા અશક્ય થઈ પડત. બેગમના જીવનમાં જ એકવાર એ સત્ય પ્રમાણભૂત થયું છે. સામયિક મોહથી અંધ થઇને તેણે લેવોસુલ્ટની સાથે લગ્ન કરીને જે અનર્થ કર્યો હતો, અને તેને માટે તેને જે અપમાન સહન કરવું પડયું હતું, તે સર્વના જાણવામાં છે; એથી જ તેને રસ્તાની ભીખારણ થવું પડ્યું હતું; અને તે ઉપરાંત તેનું જીવન પણ ભયંકર આપત્તિમાં આવી પડયું હતું.

દુષ્ટોનું દમન તથા સુષ્ટોનું પાલન કરવું એજ સાચો રાજધર્મ છે. ઘોર વિપ્લવના સમયમાં દુષ્ટને કઠોરમાં કઠોર દણ્ડ આપવો એજ દણ્ડનીતિની દૃષ્ટિથી સર્વથા ઉચિત છે; કારણ કે, દણ્ડની કઠોરતા જોઇને અન્યાય કરનારના મનમાં ભયનો સંચાર થાય છે અને એના યોગે અનેક અન્યાયો થતા અટકી પડે છે. કેટલાક અંગ્રેજ ચારિત્રિકોએ એ મતને

અનુમોદન આપ્યું છે; તેમનો અભિપ્રાય એવો છે કે:–"Punishment must have a deterent effect."

બેગમ સમરૂએ પોતાની બન્ને દાસીઓને ભયંકર સજા ફરમાવીને, એવી પ્રકૃતિના લોકોને બતાવી દીધું હતું કે, દુષ્કાર્યમાટે કઠોર શિક્ષા આપવામાં તે કદાપિ પાછી હટે તેમ નથી. અબળા હોવા છતાં વજ્રથી પણ કઠિન હસ્તમાં તેણે શાસનદણ્ડ ગ્રહણ કર્યો છે. એ સર્વ વાર્ત્તાઓનો યથાર્થ વિચાર કરીને સ્લિમેન સમાન એક દૂરદર્શી અંગ્રેજ ઐતિહાસિકે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે:–

"I am satisfied that the Begum believed them guilty and that the punishment, horrible as it was, merited. It certainly had the desired effect. My object has been to ascertain the truth, and to state it, and not to eulogise or defend the old Begum."

બીજી એક ઘટનાનો આ સ્થળે અમો પુનરુલ્લેખ કરવા ઇચ્છીએ છીએ; કારણ કે; એ ઘટનાથી બેગમના ચારિત્ર્યનો એકાદ અંશ પરિસ્ફુટ થાય તેમ છે.

પૂર્વેજ ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, જ્યૉર્જ ટૉમસ્ અપમાનની જ્વાળાને હૃદયમાં પ્રજળાવીને બેગમની નોકરી છોડીને ચાલ્યો ગયો હતો. લેવોસુલ્ટના મૃત્યુ પછી જ્યારે બેગમ સાર્ધાના આવીને, અપમાન તથા પીડાની શાશ્વત સીમામાં આવી પડી હતી, જ્યારે તે ભૂખી તરસી અથવા અડધી ભૂખી સાત દિવસ સુધી તોપ તળે બંધાઈ રહી હતી, અને જ્યારે પ્રતિક્ષણ તેને પોતાના જીવનનાશનો ભય રહ્યા કરતો હતો; ત્યારે તે ટૉમસ જ, પહેલાંના અપમાનને વિસરી જઇને, તેનો ઉદ્ધાર કરવામાટે દોડી આવ્યો હતો અને ટૉમસે જ વિશેષ ચેષ્ટા કરીને તેને પાછી સિંહાસનપર બેસાડી હતી.

વિપત્તિમાં આવી પડેલી બેગમના ઉદ્ધાર માટે તથા તેને તેના પદપર પુનઃ સ્થાપવા માટે ટૉમસ શા કારણથી અગ્રેસર થયો હતો? કોઈ કદાચિત્ એમ કહેશે કે, "ટૉમસ બેગમને ચહાતો હતો અને લેવોસુલ્ટ તેના પ્રેમનો પ્રતિદ્વંદ્વી થવાથી ટૉમસ પોતાનું અપમાન થયેલું ધારીને તેની નોકરી છોડીને ચાલ્યો ગયો હતો; પણ અત્યારે તે પૂર્વપ્રેમને વશીભૂત થઇને જ તે બેગમની એ ઘોર દુરવસ્થામાં તેને સહાયતા કરવામાટે અગ્રેસર થયો હતો." પરંતુ સ્થિર ચિત્તે વિચાર કરવાથી, એ વાર્ત્તા યથાર્થ હોય તેમ જણાતું નથી. ટૉમસે જ્યારે બેગમનો ઉદ્ધાર

કર્યો, ત્યારે તો તેના પ્રેમનો પ્રતિદ્વંદ્વી લેવોસુલ્ટ મૃત્યુવશ થયો હતો; એથી તે સમયે ટૉમસે ધાર્યું હોત, તો બેગમનાં ધન–પ્રાણુ અને મન આદિ સર્વને સ્વાભાવિક જ તે પોતાના હાથમાં લઈ શકત, તે પોતે જ સાર્ધાંનાનો અધીશ્વર થઇને બેગમને પોતાની અંકલક્ષ્મી કરીને જીવન વીતાડી શકત; તેમ કરવામાં તેને કોઈ પણ પ્રત્યવાય કરી શકત નહિ અથવા તેની ઇચ્છાને કોઇથી અટકાવી શકાત નહિ.

પરંતુ ટૉમસે શું કર્યું? તે બેગમને તેની પોતાની સંપત્તિ તથા સત્તાના પદપર સ્થાપીને પાછો ચાલ્યો ગયો; પોતાના કરેલા ઉપકારના બદલામાં પુરસ્કાર લેવો તો દૂર રહ્યો, પણ તેણે સામાન્ય ધન્યવાદ પણ સ્વીકાર્યો નહિ. ટૉમસ જો પૂર્વે કેવળ રૂપના મોહથી જ બેગમ પ્રતિ આકર્ષાયો હોય, તો બેગમનું રૂપ અદ્યાપિ અદશ્ય થયું નહોતું, તેતો હજી સુધી રૂપવતી જ હતી અને પરમ લાવણ્યમયી લલના હતી; પરંતુ તેમ નહોતું, એ રૂપનો મોહ નહોતો. વીર ટૉમસ બેગમના રૂપપ્રતિ પ્રથમ આકર્ષિત થવા છતાં પણ થોડા દિવસમાંજ તે તેના હૃદયના અતુલ ગુણરાશિ તરફ અધિક આકર્ષાયો હતો. રૂપનો મોહ પાંચ પંદર દિવસમાં દૂર થાય છે, સામાન્ય ઉપેક્ષા થતાં જ તે સુખનું સ્વપ્ન સરી જાય છે, તે મોહ લાંબા સમય સુધી ટકી શકતો નથી; પરંતુ ગુણનું આકર્ષણ જીવન સુધી સ્થાયિ રહે છે; તે અન્તર્હિત થતું નથી; તે અમર થઇને હૃદયને મહત્ત્વના ઊંચામાં ઊંચા શિખરપર લઈ જઇને બેસાડી દે છે.

ટૉમસ્ જેવો વીર પુરુષ બેગમના ગુણની વાર્તા,–તેના હૃદયના સૌન્દર્યની વાર્તા અને તેની અપરિસીમ પ્રતિભાની વાર્તાને વિસરી શકયો નહિ. તેથી આવા વિષમ સમયમાં, આવા જીવનમરણના સન્ધિસ્થાનમાં ઉપસ્થિત થઇને બેગમના તે ગુણો પ્રતિ આદર અને સન્માન દર્શાવી તે પ્રતિભાશાલિની, બુદ્ધિમતી તથા મહાનુભાવા મહિલાને તેના ગુમાવેલા આસનપર બેસાડીને તે પોતાના કાર્યાર્થે ચાલ્યો ગયો. રૂપનો ઉપાસક આવી રીતે સ્વાર્થનો ત્યાગ કરી શકતો નથી, રૂપના શાસ્ત્રમાં આવા કથાઓ કયાંય પણ લખાયલી નથી. આનું નામ ગુણનાં ચરણોમાં પ્રીતિની પુષ્પાંજલિ. ટૉમસ્‌ના આ મહત્ત્વની પ્રશંસા કર્યા વિના રહી શકાય તેમ નથી; પરંતુ તે સાથે જે મહિલાના ગુણથી આકર્ષાઇને તેણે એ મહત્ત્વનો પરિચય કરાવ્યો હતો, તે ગુણોના મહત્ત્વનું કીર્ત્તન પણ અવશ્ય કરવું જ જોઇએ.

બેગમ સમરૂએ ટૉમસ્‌ના એ અકૃત્રિમ ગુણાનુરાગનું વિસ્મરણ કર્યું નથી અને તેનાથી તેમ થઈ શકે તેમ પણ નથી. જે દુઃખી અને દીન જનોની આશ્રયદાત્રી હતી, જાતિ તથા ધર્મનો ભેદ રાખ્યા વિના જે

પોતાની કરુણાધારાને દેશ વિદેશમાં વર્ષાવતી હતી, તે ટૉમસ્‌ના ઉપકારને, ટૉમસ્‌ના મહત્ત્વની વાર્તાને વિસરી શકે ખરી કે? જો તેમ જ હોત તો શું તે સાર્ધાનાની અધીશ્વરી થઈ શકત? તેથી શું અપક્ષપાત ઐતિહાસિકો તેનાં ગુણગાન ગાઈ શકત, શું તેથી સદાશય અંગ્રેજ-સરકાર તેને આશ્રય આપત ખરી કે?–તેને મિત્રભાવે ગ્રહણ કરત કે? વિલિયમ બેન્ટિક જેવા મહાનુભાવ શાસન કર્તા તેને "My esteemed friend" 'મારી સમાદૃત મિત્ર' કહીને પ્રણામ કરત ખરા કે?

ઈ. સ. ૧૮૦૨ માં બહેરામપૂરમાં ટૉમસ્‌નું મૃત્યુ થયું; તે સમયે બેગમ સમરૂએ તેના દુઃખી પરિવારનો ભાર પોતાના શિરપર ઉપાડી લીધો હતો. ટૉમસ્‌ના પુત્ર જૉન ટૉમસ્‌ને પોતાના કાર્યમાં નિયુક્ત કર્યો હતો અને તેની સાથે આઘા વૉન Agha Wanus નામની પોતાની એક આર્મિનીયન કર્મચારીની કન્યાનાં લગ્ન કરાવ્યાં હતાં. બેગમે આ પ્રમાણે ઉપકારનો ઉપકારથી બદલો વાળી આપ્યો હતો.

છેવટે, બેગમ સમરૂનાં ઉન્નત ચારિત્ર્ય, સૌજન્ય અને પરોપકારવૃત્તિના જાજ્વલ્ય પ્રમાણુરૂપ અમો તાત્કાલિક ગવર્નર જનરલ લૉર્ડ વિલિયમ બેન્ટિકનું એક પત્ર આ સ્થળે ઉદ્ધૃત કરીશું. કાર્યત્યાગ કરી, વિલાયત જતી વેળાએ બેન્ટિકે બેગમને લખ્યું હતું કેઃ–

To Her Highness *The Begum Sombre.*

My Esteemed Friend,

I cannot leave India without expressing the sincere esteem I entertain for your Highness's character. The benevolence of disposition and extensive, charity which have endeared you to thousands, have excited in my mind sentiments of the warmest admiration; and I trust that you may yet be preserved for many years, the solace of the orphan and widow and the sure resource of your numerous dependants. To-morrow morning I embark for England, and my prayers and best wishes attend you, and all others who like you, exert themselves for the benefit of the people of India

Calcutta<br>March, 17th,<br>1835.

I remain,<br>With much consideration,<br>your sincere friend,

M. W. BENTINCK.

ઉપર્યુક્ત પત્ર સરકારી કાયદા–કાનૂન સાથે સંબંધ ધરાવનારૂં પત્ર નથી, અથવા એ અત્યંત ઉપાસનાથી પ્રાપ્ત કરેલું પ્રશંસાપત્ર પણ નથી; એમાં કાયદા–કાનૂનનું ચિન્હ માત્ર પણ નથી. એ મિત્રપર લખાયલું મિત્રનું પત્ર છે–એ ગુણમુગ્ધ બાન્ધવના હૃદયનું અકૃત્રિમ અગોચર નિદર્શન છે, એ પ્રકૃત પ્રશંસાભાજનનું ગુણકીર્ત્તન છે! વળી એ ગુણકીર્ત્તન કરનાર કોઈ પુરુષ સામાન્ય નહોતો, કિન્તુ તે ભારતના શાસનકર્ત્તા સદાશય, ભારતહિતૈષી પ્રકૃત ગુણજ્ઞ ગવર્નર–જનરલ લૉર્ડ વિલિયમ બેન્ટિક હતો, એ વિશેષત: લક્ષમાં રાખવાનું છે.

હજી સુધી સાર્ધાના અસ્તિત્વમાં છે, હજી સુધી બેગમનો તે મહાલય વર્ત્તમાન છે, હજી સુધી તેનું સ્થાપેલું ધર્મભવન તેના નામની ઘોષણા કરી રહ્યું છે, હજી સુધી અનેક સ્થળે તેની કીર્ત્તિનો સુવાસ વિસ્તરી રહ્યો છે; પરંતુ જે એક દિવસ એ સાર્ધાનામાં પ્રચંડ તેજથી રાજ્ય કરી ગઈ છે, જેના આશ્રયથી અનેક દીન દુ:ખી જનો પોષાયાં છે, જેની કરુણાથી અનેક વ્યથિતોની વેદના દૂર થઈ છે, તે બેગમ સમરૂ નથી, તે સાર્ધાનાની વિસ્તીર્ણ જમીનદારી અત્યારે છિન્ન ભિન્ન થઈ ગઈ છે. સર્વ ગયું છે, કેવળ કીર્ત્તિ જ રહી છે અને તેથીજ આપણા નીતિશાસ્ત્રવેત્તાઓ કહે છે કે:—

**कीर्त्तिर्यस्य स जीवति**

બેગમ સમરૂની કીર્ત્તિ જ તેને અમર કરી ગઈ છે; તેને પ્રશંસનીય તથા સ્મરણીય કરી ગઈ છે. અપક્ષપાત ઐતિહાસિકો કોઈ પણ પ્રકારના સંકોચ વિના બોલી રહ્યા છે કે:–

"she was truly a great woman"

# ઝીનતુન્નિસા બેગમ

ઝીનતુન્નિસા તે બંગાળાના નવ્વાબ મુર્શિદ કુલીખાનની એક માત્ર દુખ્તર (દુહિતા) હતી. જ્યારે મુર્શિદ કુલીખાન હૈદરાબાદનો દીવાન હતો તે સમયમાં શુજાખાન સાથે તેનો લગ્નસંબંધ થયો હતો. શુજાખાન મૂળ અફશાર જાતિ નામક એક તુર્કજાતિમાંથી ઊતરી આવેલો પુરુષ હતો અને દક્ષિણમાં આવેલા બુર્હાનપુર નામક નગરનો નિવાસી હતો. ઝીનતુન્નિસા સાથે લગ્નસંબંધ કરીને તે મુર્શિદ કુલીખાનના કુટુંબનો એક આત્મીય જન થયો હતો. ઝીનતુન્નિસા સાથેના લગ્નસંબંધથી તેને અતિશય લાભ થયો; કારણ કે, એ લગ્નસમારંભ પછી અલ્પ સમયમાં જ મુર્શિદ કુલીખાન બંગાળાનો દીવાન નીમાયો અને એ પદવીપર

આવતાં જ તેણે પોતાના દામાદ (જમાઈ) શુજાખાનને ઓરીસાનો નાયબ સૂબેદાર બનાવી દીધો. પરંતુ એ ઘટનાને હજી તો બહુ જ થોડો સમય થયો હતો એટલામાં તો રાજ્યકાર્યભારને એટલે કે ઓરીસા-પ્રાંતની શાસનવ્યવસ્થાને ચલાવવાના સંબંધમાં શ્વસુર તથા જામાતાનો પરસ્પર મતભેદ થયો અને તે મતભેદના પરિણામે મુર્શિદ કુલીખાન વારંવાર ઓરીસાના શાસનકાર્યમાં અકારણ હસ્તાક્ષેપ કરવા લાગ્યો. મુર્શિદ કુલીખાનનો આ સ્વભાવ શુજાખાનને અસહ્ય થઈ પડવાથી તેણે પોતાની ઇચ્છાનુસાર ઓરીસાનું શાસન કરવા માંડ્યું અને એના પરિણામે શ્વસુર તથા જામાતા વચ્ચે વૈમનસ્યનો ઉદ્ભવ થયો. આ વૈમનસ્યનું પરિણામ એ થયું કે, અત્યાર સૂધી શુજા પોતાના શ્વસુર પાસે રહીને જ ઓરીસાની વ્યવસ્થા કરતો હતો, તે હવે ત્યાંથી ચાલ્યો ગયો અને ઓરીસામાં રહીને ત્યાંના રાજ્યકાર્યભારની પોતાના હાથે જ યોગ્ય વ્યવસ્થા કરવા લાગ્યો.

શુજા એક નિષ્પક્ષપાત, ન્યાયપરાયણ અને સરળ સ્વભાવનો પુરુષ અને યોગ્ય શાસક હતો; અને તે પોતાની પ્રજાસાથે અતિશય માયાળુતા તથા પ્રેમથી વર્ત્તતો હોવાથી પ્રજાનો પણ તેનામાં સારો સદ્ભાવ હતો. જો તેનામાં કાંઈ પણ ન્યૂનતા હોય, તો તે એટલી જ હતી કે; તે વિલાસી તથા ઇન્દ્રિયભોગાસક્ત હતો. તેની બેગમ જીનતુન્નિસા અત્યંત પવિત્ર, સચ્ચરિત્રશીલા તથા સતી સ્ત્રી હોવાથી તેણે પોતાના પતિને કુમાર્ગથી વાળવાનો અને કેવળ પોતામાં જ આસક્ત રાખવાનો પરિશ્રમપૂર્વક પ્રયત્ન કર્યો; પરંતુ તે સાધ્વીને પોતાના એ પ્રયત્નમાં વિજય મળી શક્યો નહિ. જીનતુન્નિસા આ કારણથી અસંતુષ્ટ તો હતી જ, એવામાં શુજાએ વળી જીનતુન્નિસાના પિતાનો અનાદર કર્યો એટલે તેના એ અસંતોષનો અગ્નિ અધિક પ્રજળી ઉઠ્યો અને તેનું પરિણામ એ થયું કે, પતિ તથા પત્નીના સંબંધનો બંધ તૂટી જવાની વેળા આવી લાગી. જીનતુન્નિસા શુજાને ત્યાગીને પોતાના પુત્ર સરફ઼રાજ઼ને પોતા સાથે લઈ પોતાના પિતા પાસે મુર્શિદાબાદ ચાલી ગઈ.

શુજાનો મીરજ઼ા મુહમ્મદ નામક એક અત્યંત વિશ્વાસપાત્ર તથા સ્વામિનિષ્ઠ સેવક હતો કે જે શુજાનો દૂરનો સંબંધી પણ થતો હતો. મીરજ઼ા મુહમ્મદ પ્રથમ અત્યંત દીન તથા દરિદ્ર હતો અને એક સાહસી પુરુષ તરીકે કેવળ ભાગ્યની પરીક્ષામાટે જ ઓરીસામાં આવ્યો હતો. તેના હાજી અહમ્મદ તથા અલીવર્દી નામક બે પુત્રો હતા. એમાંનો અલીવર્દીખામ બહુ જ બુદ્ધિમાન તથા વીર પુરુષ હતો અને તેણે અલ્પ કાળમાં જ પોતાની અસાધારણ બુદ્ધિમત્તા તથા અપૂર્વ વીરતાના યોગે

નવ્વાબ શુજાની પ્રસન્નતા મેળવી લીધી હતી. અલીવર્દીએ ધીમે ધીમે ઉન્નતિના સોપાનપર ચઢવાનો પ્રયત્ન આરંભ્યો અને અલ્પકાળમાં તે પોતાના બંધુ હાજી અહમ્મદને દિલ્લીથી ઓરીસામાં બોલાવી લેવાની સ્થિતિમાં આવી ગયો. એ બન્ને બંધુઓ યુદ્ધવ્યવસાય તથા રાજ્યશાસનના સારા અનુભવી હોવાથી તેમણે શુજાને ઓરીસાની મસ્નદપર એક સ્વતંત્ર સત્તાધીશ નવ્વાબ તરીકે સ્થાપી દેવાનો દઢ ઉદ્યોગ કરવા માંડ્યો અને તેમનો તે ઉદ્યોગ સફળ થવાથી શુજાના દરબારમાં અલીવર્દી અત્યંત ઉચ્ચ પદવી મેળવવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો.

જે વેળાયે આ ઘટના બની તે વેળાયે મુર્શિદ કુલીખાન બહુ જ માંદો હતો; અર્થાત્ પોતાના મરણને નિકટમાં આવેલું જોઇને તેણે પોતાના દૌહિત્ર સરફ઼રાજ઼ને બંગાળાની નિજ઼ામત આપી જવામાટેની પોતાની ઇચ્છા દર્શાવી અને મુર્શિદાબાદમાં તે પ્રમાણેની વ્યવસ્થાઓ પણ થવા લાગી. આ ઘટનાના સમાચાર શુજાને મળતાં તેણે અલીવર્દી તથા હાજી અહમ્મદને પોતા પાસે બોલાવીને હવે શું કરવું અને શું નહિ, એ વિશે તેમનો અભિપ્રાય પૂછ્યો અને તેમના ઉપદેશ અનુસાર બંગાળા તથા ઓરીસાની નિજ઼ામત અથવા સૂબેદારી પોતાને આપવામાટેનું એક પ્રાર્થનાપત્ર દિલ્લીના બાદશાહ ઉપર લખીને મોકલી દીધું. એ પછી અલ્પ સમયમાં જ મુર્શિદ કુલીખાનનો સ્વર્ગવાસ થયો અને જ્યારે મુર્શિદ કુલી આ નશ્વર સંસારને ત્યાગીને સ્વર્ગના માર્ગમાં પ્રવાસ કરતો હતો, તે વેળાયે શુજા ઓરીસામાંથી નીકળીને મુર્શિદાબાદના માર્ગમાં પ્રવાસ કરતો આગળ વધતો હતો. શુજાને દિલ્લીના બાદશાહની સનદ મળી ગઈ અને તેથી તેણે તે સમયની બંગાળાની રાજધાની મુર્શિદાબાદમાં સૈન્ય સહિત નવ્વાબ તરીકે જ પ્રવેશ કર્યો અને તે નવ્વાબ તરીકે બંગાળાની મસ્નદપર વિરાજ્યો. આ ઘટના ઈ. સ. ૧૭૩૯ માં બની.

એ વેળાયે ઝીનતુન્નિસા પોતાના પુત્ર સરફ઼રાજ઼ સહિત મુર્શિદાબાદની પાસેના એક પાડામાં રહેતી હતી, એટલે જ્યારે શુજાના આગમનના સમાચાર સરફ઼રાજ઼ના સાંભળવામાં આવ્યા કે તત્કાળ તેણે શુજા સાથે લડવાની અને તેને રાજધાનીમાં પ્રવેશતો અટકાવવાની તૈયારીઓ કરવા માંડી; પરંતુ તેની વિચારશીલ, દક્ષ, બુદ્ધિમતી અને ગંભીર માતા ઝીનતુન્નિસાએ તેની એ ચેષ્ટાનો નિષેધ કર્યો અને સરફ઼રાજ઼ પોતાની માતાને દેવીતુલ્ય પૂજ્ય માનતો હોવાથી તેણે પોતાની માતાની એ આજ્ઞાને મસ્તકે ચઢાવીને વિગ્રહમાટેના વિચારને સર્વથા માંડી વાળ્યો. ઝીનતુન્નિસાએ પોતાના પુત્રને સમજાવીને કહ્યું કે: "તારા કિબ્લેગાહ

(પિતા) બુઝુર્ગ (વૃદ્ધ) થયેલા છે એટલે તેઓ દીર્ઘકાળપર્યન્ત તારા રાજ્યોપભોગના માર્ગમાં કંટકરૂપ થઈ શકે તેમ નથી. આ કારણથી અત્યારે બંગાળાના દીવાનની પદવીથી જ સંતોષ માનીને બેસી રહે અને પોતાના પિતાસમક્ષ શસ્ત્ર ઉપાડવાના મહાભયંકર અપરાધનો ભાગી ન થા.” માતાના આ ઉપદેશનું સરફરાજના હૃદયમાં એવું તો યોગ્ય તથા દૃઢ પરિણામ થયું કે, તત્કાળ તે પોતાના ક્રોધને ત્યાગીને પોતાના પિતાને પ્રેમથી મળવામાટે સામો ગયો અને તે પોતે જ શુજાને માન તથા આદરપૂર્વક મુર્શિદાબાદમાં લઈ આવ્યો. શુજા પોતાની બેગમને મળવામાટે આવ્યો અને પોતે તેને જે અન્યાય આપ્યો હતો તેમાટે શોક દર્શાવીને તેણે તેની ક્ષમા માગી લીધી. ઉદારહૃદયા જીનતુન્નિસાએ પોતાના પતિના સર્વ અપરાધની તત્કાળ ક્ષમા આપીને વિશ્વને પોતાની કુલીનતા, અલૌકિક ક્ષમાશીલતા તથા ઉદારતાનો પરિચય કરાવી દીધો.

એ જ વેળાયે અજીમાબાદ (પટના)ના શાસનનો અધિકાર પણ શુજાના હસ્તમાં આવ્યો અને તેથી શુજાએ પોતાના બે પુત્રોમાંના એક પુત્રને ત્યાંનો સૂબેદાર (પ્રતિનિધિ) નીમીને ત્યાં મોકલવાનો વિચાર કર્યો, પણ એ સૂબેદારી બેમાંના કયા પુત્રને આપવી, એનો તેનાથી નિશ્ચય કિંવા નિર્ણય કરી શકાયો નહિ; કારણ કે, જીનતુન્નિસાની પોતાના પુત્રને પટનામાં મોકલવાની ઇચ્છા નહોતી અને બીજો પુત્ર તે તેની સપત્ની (સોકય)નો પુત્ર હોવાથી તેને પટનાની સૂબેદારી મળે, એ તેને કોઈ પણ પ્રકારે ઇષ્ટ દેખાતું નહોતું. આવી સ્થિતિમાં પોતાની પવિત્ર પત્નીના હૃદયને દુ:ખવીને તેની સપત્નીના પુત્રને સૂબેદારી આપવાનું અને પોતાની કૃપાળુ બેગમની ઇચ્છાથી વિરુદ્ધ વર્ત્તવાનું સાહસ શુજાથી ન કરી શકાયું અને તેથી અંતે અલીવર્દીખાનને પટનાનો સૂબેદાર નીમીને તેણે પટના મોકલી આપ્યો. જીનતુન્નિસાએ અલીવર્દીખાનને કીમતી પોશાક આપીને એ નીમણુક તરફ પોતાની પસંદગી બતાવી. જીનતુન્નિસાના અમુક પ્રકારના પ્રભાવદર્શક વર્ત્તનથી એ તો સ્પષ્ટ જણાઈ આવે છે કે, રાજ્યશાસનની ઉત્તરાધિકારિણી તે પોતે જ હતી એમ કોઈ પણ પ્રકારે પોતાના પતિને મનાવવાના તેના પ્રયત્નો ચાલૂ હતા અને તે પોતાના પતિને બંગાળાનો સૂબેદાર નહિ, પણ એક સહકારી સૂબેદાર જ માનતી હતી.

અસ્તુ: જે વેળાયે નાદિરકુલીખાન અથવા નાદિરશાહ દિલ્લીમાં ‘કત્લેઆમ’ કરીને માનવરક્તની નદી વહાવી રહ્યો હતો, તે વેળાયે શુજાખાન મૃત્યુશય્યામાં પડ્યા હતો. તેના સ્વર્ગવાસ પછી સરફરાજ મસ્નદનશીન થઇને બંગાળાનો સૂબેદાર થયો. આ સમયમાં અલીવર્દીખાન તથા તેના આત્મીય જનોએ રાજ્યમાં અતિશય મહત્ત્વ પ્રાપ્ત કરી

લીધું હતું અને તેમની સત્તાનો પ્રભાવ પણ સારો જામી ગયો હતો. તેમના આ ઉત્કર્ષના કારણથી સરફરાજ઼ના દરબારમાં તેમના અનેક શત્રુઓ ઉત્પન્ન થયા હતા અને તે શત્રુઓ નિત્ય મીરજા મુહમ્મદ, અલીવર્દી તથા હાજી અહમ્મદ વિશે શુજાનાં શ્રવણોમાં વિષસિંચન કર્યાં કરતા હતા. એ ખટપટના પરિણામે અલ્પ સમયમાં જ હાજી અહમ્મદ દીવાન-પદથી વંચિત થઈ ગયો અને એ અપમાનથી કોપાયમાન થઇને હાજી અહમ્મદે પોતાના બંધુ અલીવર્દીખાનપર પટના માનરક્ષાના ઉપાયને યોજવામાટેનું પત્ર લખ્યું. હાજી મહમ્મદના દીવાનપદથી ચ્યુત થવાના આ સમાચાર મળતાંજ અલીવર્દીખાન પોતાના સૈન્યને લઇને મુર્શિદાબાદપર ચઢી આવ્યો અને ગિરિયાની ખુંખાર લડાઇમાં સરફરાજ઼નો પરાજય કરીને તેનો વધ કરી નાખ્યો. એ ઘટનાને બે દિવસ થયા પછી અલીવર્દીએ મોટા આડંબરથી મુર્શિદાબાદમાં પ્રવેશ કર્યો. મસ્નદનશીન થવા પૂર્વે તે પોતે ચાલી ચલાવીને જ઼ીનતુન્નિસાના મહાલયમાં ગયો અને તેની આગળ મસ્તક નમાવીને ક્ષમાની યાચના કરતો નમ્રતાથી કહેવા લાગ્યો કે: "ભાગ્યમાં જે કાંઈ લખાયું હતું તે સર્વ બની ગયું છે. આપના આ ગુલા-મની વિશ્વાસઘાતકતા અથવા નમકહરામી ઇતિહાસનાં પૃષ્ઠોમાં સદાને માટે કલંક સમાન અવિચલ રહેવાની છે અને મારા દુષ્કૃત્યની એ કાંઈ સાધારણ શિક્ષા નથી. અસ્તુ: હવે અત્યારે હું ખુદાના સ્ઓગંદ લઇને કહું છું કે, જ્યાં સૂધી હું આ ફાની દુનિયામાં જીવતો રહીશ, ત્યાં સૂધી આપનાપ્રતિ સદ્‌ભાવ તથા સન્માન દર્શાવવામાં હું કદાપિ ન્યૂનતા કરીશ નહિ. હું આશા રાખું છું કે, આ તુચ્છ તથા પશ્ચાત્તાપશીલ ગુલામે જે પાપ કર્યું છે, તે પાપના આઘાતથી થયેલો જખ્મ સમયના જવા સાથે આપના હૃદયમાંથી નીકળી જશે અને આપ પુનઃ આનંદને અનુભવી શકશો." પરંતુ પુત્રમરણના શોકથી અર્ધમૃત સમાન થઈ ગયેલી જીનતુન્નિસાએ અલીવર્દીખાનના એ ભાષણના પ્રત્યુત્તરમાં એક શબ્દ માત્ર પણ પોતાના મુખથી ઉચ્ચાર્યો નહિ.

અલીવર્દીખાનની મસ્નદનશીની પછી તરત જ તેનો મોટો જમાઈ નવાજ઼િશ મુહમ્મદ બેગમ જ઼ીનતુન્નિસાને, તેની અનુમતિથી, પોતાના મહાલયમાં લઈ આવ્યો અને તેને પોતાની ધર્મમાતા તરીકે માનવા લાગ્યો. નવાજ઼િશ મુહમ્મદના જ઼નાનખાનાની સમસ્ત વ્યવસ્થાનો ભાર જીન-તુન્નિસાના શિરપર નાખી દેવામાં આવ્યો અને જ઼નાનખાનાની તેજ સત્તા-ધીશ મલકા થઈ. છતાં પણ તે કદાપિ નવાજ઼િશ સમક્ષ પોતે આવતી નહોતી અને જ્યારે પણ નવાજ઼િશને ખર્ચખૂટણનો હિસાબ આપવાનો પ્રસંગ આવતો હતો, તે વેળાયે પડદાની પાછળ બેસીને જ તે નવાજ઼િશ

સાથે આવશ્યક વાર્તાલાપ કરતી હતી. જનાનખાનાને લગતાં સર્વ કાર્યો કેવળ તેની આજ્ઞાથી જ થતાં હતાં અને તેમાટે નવાજિશની અનુમતિ લેવી પડતી નહોતી.

જીનતુન્નિસાએ પોતાના પિતા મુર્શિદ કુલીખાનની જાગીર અને વાડીવજીફા આદિનો અધિકાર પોતાના હસ્તમાં જ રાખ્યો હતો અને તેની જે આવક આવતી હતી તેનો તે સ્વતંત્રતાથી ઉપભોગ કર્યા કરતી હતી. નવાજિશ તથા તેનો સસરો અલીવર્દીખાન સર્વ પ્રકારે તેનું માન રાખતા હતા, મસ્તક નમાવ્યા વિના તેની પાસે આવતા નહોતા અને બેસવા-માટે તેની આજ્ઞા ન મળે ત્યાં સૂધી તેની આગળ હાથ જોડીને ઊભા રહેતા હતા.

નવાજિશ અને તેની પત્ની ઘસીટી બેગમે જીનતુન્નિસાના પુત્ર-મરણજન્ય શોકને તેના હૃદયમાંથી ભૂલાવી દેવાના બહુબહુ પ્રયત્નો કર્યા; પરંતુ જીનતુન્નિસાના હૃદયમાંથી તે શોક દૂર થઈ શક્યો નહિ. તેણે પોતાના પૌત્ર આગા બાબાને જ પોતાના પુત્ર તરીકે સ્વીકારી લીધો હતો અને તે પોતાની દાદીની વૃદ્ધાવસ્થામાં દાદીના સમાધાન તથા આશ્વાસનનું સાધન થઈ પડ્યો હતો. જીનતુન્નિસાએ આગા બાબાને સૈયદ અહ-મ્મદખાનની પુત્રીઓમાંની એક પુત્રી સાથે પરણાવવાનો પોતાનો અભિ-પ્રાય દર્શાવ્યો અને ઘસીટી બેગમદ્વારા તેનાપર એ આશયનો એક સંદેશ પણ કહાવી મોકલ્યો. શાહજાદાએ પોતાની અનુમતિ આપી અને થોડા વખતમાં જ મુર્શિદાબાદમાં મોટી ધામધૂમથી સૈયદ અહમ્મદખાનની દુખ્તરસાથે આગા બાબાની શાદી ખાનાઆબાદી થઈ ગઈ.

જીનતુન્નિસા કેટલાં વર્ષ જીવી હતી, એ વિશેનો આપણને ઇતિહાસમાં ક્યાંય કશો પણ ઉલ્લેખ મળી શકતો નથી; પરંતુ અજીમનગરમાં રાજ-મહાલયથી અડધા માઇલના અંતરપર જે એક મસ્જિદ તેણે બંધાવી હતી, તે મસ્જિદના ભગ્નાવશેષ અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે અને કહેવામાં આવે છે કે, એ મસ્જિદની પાસે જીનતુન્નિસા બેગમના મૃત શરીરને દફનાવવામાં આવ્યું હતું.



# અલીવર્દીખાનની બેગમ

નવ્વાબ અલીવર્દીખાનના જ્યેષ્ઠ ભ્રાતા હાજી અહમ્મદના ત્રણ પુત્રો હતા અને તેમનાં નામો અનુક્રમે નવાજિશ, સૈયદ અહમ્મદ તથા જૈનુદ્દીન અહમ્મદ હતાં. હાજી અહમ્મદના એ ત્રણ પુત્રો સાથે નવ્વાબ અલીવર્દીની ઘસીટી, મામૂના તથા અમીના નામક ત્રણ પુત્રીઓનો અનુક્રમે લગ્નસંબંધ થયો હતો. નવાજિશને કાંઈ પણ સંતાન નહોતું; સૈયદને કેવળ એક પુત્ર જ હતો અને તેનું નામ શૌકતજંગ હતું; અને જૈનુદ્દીનને સિરાજ, ફજલકુલી તથા મીરજા મહદી નામક ત્રણ પુત્રો હતા.

નવ્વાબ અલીવર્દીખાનના રાજ્યાધિકારના સમયની અનેક ગંભીર ઘટનાઓ સાથે એ બેગમનો પણ ઘનિષ્ટ સંબંધ છે; કારણ કે, અલીવર્દીખાન જ્યાં પણ જતો હતો, ત્યાં એ બેગમ છાયા પ્રમાણે તેની સાથે અને સાથે જ રહ્યા કરતી હતી. નિમ્નલિખિત ઘટનાઓ અમારા આ કથનની સત્યતાને નિર્વિવાદ સિદ્ધ કરી બતાવશે.

ભયંકર રાજદ્રોહી મીર હબીબે મરાઠા સરદાર રાઘોજી ભોંસલેને બંગાળાની ધનસંપત્તિની વાર્ત્તા સંભળાવી, તે ક્ષણથી જ રાઘોજી ભોંસલેના મનમાં એવી તો પ્રચંડ ધનલાલસાનો ઉદ્ભવ થયો હતો કે, તેના પરિણામે તત્કાળ તેણે ભાસ્કર પંડિતના આધિપત્યતળે એક પ્રચંડ સૈન્યને અલીવર્દીખાનના રાજ્યપર આક્રમણ કરવા માટે રવાના કરી દીધું. એ વેળાયે રાજદ્રોહી મીર હબીબે એ સૈન્યના માર્ગદર્શક તરીકેના કાર્યનો સ્વીકાર કરી લીધો હતો. અલીવર્દી પણ પોતાના સૈન્યને લઇને રાજધાનીમાંથી નીકળ્યો અને બર્દવાન પાસે મરાઠાઓને આવી મળ્યો. બેગમ પણ યુદ્ધક્ષેત્રમાં તેની સાથે જ આવી હતી. આ યુદ્ધમાં મરાઠાઓએ માનવહત્યા તથા લૂટફાટનો બની શકે તેટલો સપાટો ચલાવ્યો; માત્ર એટલુંજ નહિ, પણ 'લુન્દા' નામના જે ગજરાજપર બેગમ બેઠી હતી તે હાથીપર પણ તેમણે પોતાના હાથો લંબાવ્યા અને તે હાથી તથા બેગમને તેઓ પોતાની છાવણીમાં લઈ જતા હતા એટલામાં મુસાહિબખાને આવીને તેમના હસ્તમાંથી હાથી તથા બેગમ ઉભયનો ઉદ્ધાર કર્યો હતો.

બાલાસોરના યુદ્ધમાં પણ બેગમ નવ્વાબની સાથે જ હતી. જે એક અબળા હોવા છતાં એક વૃદ્ધ સૈનિક સમાન શાંતિ તથા ધૈર્યથી યુદ્ધભૂમિ તથા ત્યાંનાં રક્તવાહક ભીષણ દશ્યોનું નિરીક્ષણ કરી શકતી હતી. શત્રુઓવડે ઘેરાઈ જવા છતાં અથવા તો શત્રુઓના હસ્તમાં સપડાઈ જવા છતાં પણ જે પોતાની ધીરતા તથા વીરતાને કદાપિ ત્યાગતી ન હોતી અને અત્યંત કટાકટીના સમયમાં પણ જે પોતાના પતિની અડોઅડ

ઊભી રહેતાં જરા પણ અચકાતી ન હોતી; તે સ્ત્રીને જો આપણે સ્ત્રી-જાતિના એક અમૂલ્ય રત્નના નામથી ઓળખીએ, તો તે આપણે અતિશયોક્તિ કરી તો નહિજ કહેવાય. જો કે ઉત્સવોમાં તે ઉલ્લાસ તથા આનંદપૂર્વક ભાગ લેતી હતી, પરંતુ ગૃહજીવનમાં તે અત્યંત લજ્જાશીલ તથા ગંભીર રહેતી હતી; માંદગીના સમયમાં તે એક અનુભવિની તથા કુશળ પરિચારિકા હતી, અને સંકટના સમયમાં એક ઉત્તમ મંત્રીની આવશ્યકતાને પહોંચી વળનારી તથા ઉત્કૃષ્ટ મંત્રણા આપનારી સન્નારી હતી. તેના આ સર્વ સદ્ગુણોના કારણથી નવ્વાબ અલીવર્દીખાન તેની એક સાધારણમાં સાધારણ ઇચ્છાને પણ પ્રભુની આજ્ઞા સમાન માન આપતો હતો અને તેથી નવ્વાબ અલીવર્દીખાનના હસ્તથી જે કોઈ પણ ઉત્તમ કાર્યો થયેલાં છે, તે સર્વ ઉત્તમ કાર્યો એ બેગમની પ્રેરણાનું જ પરિણામ છે. જ્યારે પણ એવો કોઈ પ્રસંગ આવીને ઉપસ્થિત થતો હતો, ત્યારે તે પોતાની મનુષ્યતા અને પોતાની દયાર્દ્રતાનો પરિચય કરાવવામાં પાછી હટતી નહોતી અને પોતાના પતિની પ્રજાના કલ્યાણમાટે તે નિરંતર યથાસાધ્ય ઉદ્યોગ કર્યાં કરતી હતી. મિસ્ટર્ હૉલ્વેલે એ બેગમવિશે પોતાના બહુ જ ઉચ્ચ અભિપ્રાયો દર્શાવ્યા છે. તેણે એક સ્થળે લખ્યું છે કે: "બેગમ એક એવી અબળા હતી કે, જેની દક્ષતા, ઉદારતા, જનહિતૈષિતા અને પ્રત્યેક પ્રકારની હૃદયગ્રાહિતા આદિ ગુણતતિએ સમસ્ત સ્ત્રીજાતિ તથા સ્ત્રીજાતિની પદવીપર ઉચ્ચ માનનો પ્રકાશ પાડી દીધો હતો. બળાત્કારે નવ્વાબ બની ગયેલા પોતાના પતિ અલીવર્દીખાનની સભાઓમાંની મુખ્ય પરિચાલક શક્તિ તે જ હતી અને રાજ્યમાં કોઈ પણ મહત્ત્વનું કાર્ય કરવું હોય, તો અલીવર્દીખાન પ્રથમ તેની સાથે એ વિશેનો વિચાર કરતો હતો. માત્ર જ્યારે કોઈ હત્યાપૂર્ણ તથા વિશ્વાસઘાતકતાવાળું કાર્ય કરવાની આવશ્યકતા જણાતી હતી, તે વેળાયે નવ્વાબ પોતાની બેગમની અનુમતિ લેતો નહોતો; કારણ કે, એવાં કાર્યોની તે વિરોધિની હતી અને તેથી જો એવા કાર્યમાટે તેની અનુમતિ માગવામાં આવશે, તો તે અવશ્ય પોતાની વિરુદ્ધતા દર્શાવશે, એ તે સારી રીતે જાણતો હતો. કદાચિત્ એવાં કુકર્મોમાં અલીવર્દીને વિજય મળતો હતો, તોપણ તે પ્રતિ પોતાનો તિરસ્કાર દર્શાવીને તે નિરંતર એવીજ ભવિષ્યવાણી કાઢતી હતી કે, 'આવી રાજનીતિનું પરિણામ એજ થશે કે એક દિવસ આપણા કુટુંબનો સર્વનાશ થઈ જશે."*

---

* "A woman whose wisdom, magnanimity, benevolence, and every amiable quality, reflected high honor on her sex and station. She much influenced the usurper's councils,

ભાસ્કર પંડિતના વધની ઘટના પછી રાઘોજી ભોંસલેએ પુનઃ વિશાળ સૈન્ય સહિત બંગાળાપર ચઢાઈ કરી. રાઘોજીની આ બીજી વારની ચઢાઇથી નવ્વાબના હૃદયમાં એક પ્રકારનો ભયંકર આઘાત થયો અને તે સર્વથા ભયભીત થઈ ગયો. તેણે પોતાની બેગમને "હવે આ આપત્તિને ટાળવાનો શો ઉપાય કરવો?" એ પ્રમાણેનો પ્રશ્ન પૂછયો અને તેના ઉત્તરમાં બેગમે જણાવ્યું કેઃ—"અત્યારે તો સંધિમાટેના સંદેશા ચલાવો અને જો બની શકે તો સંધિ કરી લ્યો." રાઘોજી ભોંસલેનું મન પણ અસ્થિર અવસ્થામાં હોવાથી તે પણ સંધિ કરી લેવાને આતુર હતો; પરંતુ નવ્વાબના નિષ્ઠુર શત્રુ મીર હબીબે રાઘોજીની એ ભાવનાનો વિરોધ કર્યો અને તેને કહ્યું કેઃ—"જો હજી પણ થોડા દિવસ યુદ્ધને ચાલૂ રાખશો, તો અલીવર્દીને અવશ્ય સંધિની યાચના કરવી જ પડશે; કારણ કે, તેનો ખજાનો ખાલી થઈ ગયો છે અને સિપાહીઓને વખતસર પગાર ન મળવાથી તેમનાં દિલ નવ્વાબ તરફ ખાટાં થઈ ગયાં છે. અર્થાત્ આવી રીતે નવ્વાબના કથનને ન સ્વીકારવામાટે મીર હબીબે રાઘોજીને ઉશ્કેરી દીધો. મીર હબીબના આ કારસ્થાનના સમાચાર બેગમે સાંભળ્યા અને એ સમાચાર સાંભળતાંની સાથે જ ક્રોધમાં આવીને બેગમે પોતાના સૈનિકોને મરાઠા સરદારની છાવણીપર હલ્લો કરવાની કઠિન આજ્ઞા આપી દીધી.

આ આક્રમણના સમયમાં નવ્વાબના કેટલાક અફગાન સરદારોએ મરાઠાઓ સાથે કારસ્થાન કરી મળી જઇને નવ્વાબને એવો તો ભયંકર ત્રાસ આપ્યો હતો કે, નવ્વાબનો દમ નાકમાં આવી ગયો હતો; પરંતુ તેમનાં એ ગુપ્ત કારસ્થાનોનો ગુપ્તચરો દ્વારા પત્તો મેળવવામાં આવ્યો અને તેમને અપમાન તથા તિરસ્કારપૂર્વક નોકરીમાંથી બરતરફ કરી દીધા, ત્યારે જ નવ્વાબને શાંતિનો સાક્ષાત્કાર થયો. અફગાન સરદારોએ જૈનુદ્દીનના મરણનો પ્રપંચ રચીને તથા તેની સ્ત્રી અમીના બેગમને કયદ કરીને એ અપમાનનો બદલો વાળી લીધો. આ અચિન્ત્ય

---

and was ever consulted by him in every material movement in the state, except when sanguinary and treacherous measures were judged necessary, which he knew she would oppose as she ever condemned them, when perpetrated, however successful, predicting always that such politics would end in the ruin of his family."

Holwell's "*Interesting Historical Events*"
pt. I, chap. II, p. 170-71.

આવેલી નવીન આપત્તિથી નવ્વાબ હતાશ થઈ ગયો, પરંતુ બેગમે પોતાનાં ઉત્સાહજનક વચનોથી તેને અફ્ગાન સરદારોપર આક્રમણ કરવાને ઉશ્કેર્યો અને તેના પરિણામે જે યુદ્ધ થયું તેમાં અલીવર્દીનો વિજય તથા અફ્ગાન સરદારોનો પરાજય થયો; અમીનાનો ઉદ્ધાર થયો અને અફ્ગાન સરદારો નવ્વાબને વશીભૂત થયા.

આ યુદ્ધના કાર્યથી નિવૃત્ત થયા પછી પોતાની ઘસીટી તથા અમીના નામક બે પુત્રીઓ સાથેના હુસેનકુલીના ગુપ્ત પ્રેમસંબંધનો ભેદ બેગમના જાણવામાં આવ્યો. તેણે પોતાની પુત્રીઓને એ વ્યભિચારના માર્ગથી પરાવૃત્ત કરવાનો અને હુસેનકુલીને તેમનાથી જૂદો પાડી દેવાનો પોતાથી બની શકે તેટલો પ્રબળ પ્રયત્ન કર્યો; પરંતુ એ પ્રયત્નમાં તેને લેશ માત્ર પણ વિજય ન મળવાથી હુસેનને આ સર્વ ભ્રષ્ટતાનું મૂળ માનીને તેણે સિરાજને હુસેનકુલીને મારી નાખવામાટે ઉશ્કેર્યો. એ પછી સત્વર જ હુસેનકુલીખાનનો ઘાત થઈ ગયો અને તેના મરણથી એ ભ્રષ્ટાચારનો અંત આવી ગયો.

આ ઘટના પછી અલ્પ કાળમાં જ નવાજિશનો સ્વર્ગવાસ થયો. નવાજિશના મરણથી જે સંપત્તિ ઘસીટીના અધિકારમાં આવી હતી, તે સંપત્તિએ સિરાજનું ધ્યાન ખેંચ્યું. ઘસીટીએ પોતાની સર્વ સંપત્તિ સહિત મોતીઝીલ નામક મહાલયનો આશ્રય લીધો અને તે આત્મરક્ષાર્થે ત્યાં જ રહેવા લાગી. જ્યાં સુધી અલીવર્દીખાન જીવતો હતો ત્યાં સુધી તો સિરાજથી ઘસીટી સાથેના પોતાના વૈરભાવનો પ્રકાશ કરી શકાયો નહિ; પરંતુ ઇ. સ. ૧૭૫૬ માં અલીવર્દીખાન જન્નતનશીન થયો અને સિરાજ બંગાળાની મસ્નદપર આવ્યો, એટલે પોતાના ઘસીટીસાથેના વૈરભાવનો પ્રકાશ કરવાનો સિરાજને યોગ્ય પ્રસંગ મળ્યો. અર્થાત્ ઘસીટી બેગમની સંપત્તિને હસ્તગત કરવાના ઉદ્દેશથી તેણે મોતીઝીલ નામક સ્થાનને ચારે તરફથી ઘેરી લીધું. આ વેળાએ કટાકટીનો પ્રસંગ હોવાથી અલીવર્દીખાનની બેગમ પોતે કિલ્લામાં આવી અને તેણે સિરાજ તથા ઘસીટી વચ્ચે જે વૈરભાવ વિસ્તરેલો હતો, તેને દૂર કરીને તેમનું સમાધાન કરાવી દીધું. એ સમાધાન એવી શર્ત્તથી કરવામાં આવ્યું હતું કે, ઘસીટીએ પોતાના દત્તક પુત્રના બંગાલાની મસ્નદપરના સર્વ અધિકારોને સર્વથા ત્યાગી દેવા અને સિરાજુદ્દૌલાને જ અલીવર્દીખાનનો ઉત્તરાધિકારી તથા બંગાળાનો નવ્વાબ માનવો; અને સિરાજુદ્દૌલાએ, એના બદલામાં એટલી ઉદારતા બતાવવી કે, પોતાની કાકીની ધનસંપત્તિને હસ્તસ્પર્શ પણ કરવો નહિ. આ પ્રમાણેનું સમાધાન થવા છતાં પોતાના વચનનો ભંગ કરીને બીજે દિવસે જ ઘસીટી બેગમની જે સર્વ સંપત્તિ મોતીઝીલમાં હતી, તે બળાત્કારે

સિરાજુદ્દૌલાએ હસ્તગત કરી લીધી. આવી રીતે સર્વથા અસહાય થવાથી અને નિરાધાર અવસ્થામાં આવી પડવાથી નિરુપાય થઇને ઘસીટીએ અંગ્રેજોનો આશ્રય લીધો. અંગ્રેજોએ ઘસીટીને આશ્રય આપ્યો અને તેનું પરિણામ એ થયું કે, સિરાજુદ્દૌલા તથા અંગ્રેજો વચ્ચે કલહનો અગ્નિ પ્રજળી ઉઠ્યો. સિરાજુદ્દૌલાએ ઇ. સ. ૧૭૫૬ ના જુલાઈ માસની ૭ મી તારીખે કલકત્તાપર આક્રમણ કર્યું અને ત્યાંથી હૉલ્વેલને કયદ કરીને તે મુર્શિદાબાદ લઈ ગયો. ત્યાં અલીવર્દીની બેગમની કેટલીક બાંદીઓનો તેમના શેખ સાથેનો જે વાર્તાલાપ હૉલ્વેલે સાંભળ્યો તેથી તેના જાણવામાં આવ્યું કે, અલીવર્દીની બેગમે તેને મુક્ત કરવામાટેની પ્રાર્થના સિરાજને કરી હતી અને તેના પરિણામે બીજે જ દિવસે જ્યારે હૉલ્વેલને છોડી મૂકવામાં આવ્યો, ત્યારે તેના આશ્ચર્યનો અવધિ થઈ ગયો. હૉલ્વેલ તે પરોપકારિણી અને ઉદારહૃદયા અબળાના યોગ્ય શબ્દોમાં ઉપકાર માનવાના પોતાના કર્ત્તવ્યને ભૂલી ગયો નહોતો.

પ્લાસીના યુદ્ધની સમાપ્તિ પછી જ્યારે સિરાજુદ્દૌલાનો ક્રૂરતાથી મીરને વધ કરાવ્યો, એટલે પછી પોતાના માર્ગને સર્વથા નિષ્કંટક કરી નાખવામાટે મીરને અલીવર્દીની બેગમ, ઘસીટી, અમીના, લુત્ફુન્નિસા અને તેની અલ્પવયસ્કા બાલિકાને કયદ કરીને ઢાકા મોકલી દીધી અને ઢાકાના વરિષ્ટ અધિકારીને તે સર્વને ગુપ્ત રીતે મારી નાખવામાટેની આજ્ઞા આપી દીધી; પરંતુ ઢાકાના તે અધિકારીએ મીરનની આવા શયતાનીયત ભરેલી તથા અમાનુષીય આશાને વ્યવહારમાં યોજવાની સ્પષ્ટ શબ્દોમાં ના પાડીને પોતાની ધર્મપ્રિયતાનો યોગ્ય પરિચય કરાવ્યો. તે અધિકારીનું નકારદર્શક ઉત્તર મળવાથી મીરને પોતાની એ ઇચ્છાને પાર પાડવામાટે પોતાના એક મિત્રને યોજ્યો. ઉપર્યુક્ત પાંચ અબળાઓમાંની ઘસીટી તથા અમીનાના જીવનનો અંત કેવા પ્રકારે થયો હતો, તે આપણે આગળ જતાં જોઇશું. પરંતુ ઘસીટી અને અમીનાના જીવનનાટકની જે પરિસ્થિતિમાં સમાપ્તિ થઈ હતી, તે પરિસ્થિતિમાંથી બચીને અલીવર્દીની બેગમ, લુત્ફુન્નિસા અને તેની અલ્પવયસ્કા બાલિકા પાછી મુર્શિદાબાદમાં કેવી રીતે આવી શકી હતી, એ વિશેનો આપણને ઇતિહાસમાં કોઈ પણ પ્રકારનો ઉલ્લેખ મળી શકતો નથી.

અલીવર્દીની બેગમના જીવનનો પ્રારંભ જેટલો પ્રકાશમય હતો, તેટલો જ કિંબહુના તેથી પણ વિશેષ તેના જીવનનો અંતિમ ભાગ અંધકારમય હતો; એટલે કે, જીવનના આરંભમાં તેણે જેટલા આનંદમાં પોતાના દિવસો વીતાડ્યા હતા, તેટલા જ શોકમાં તેને પોતાના જીવનના અંતિમ

દિવસો વીતાડવા પડ્યા હતા. અત્યારે પણ જે લોકો તેની કબ્ર જોવા-માટે જાય છે, તેઓ એ ગુણવતી ભદ્ર ભામાની તુર્બતપર શોકનાં ચાર અશ્રુ વર્ષાવ્યા વિના રહી શકતા નથી.



# ઘસીટી બેગમ

ઘસીટી બેગમ* બંગાળાના નવ્વાબ અલીવર્દીખાનની જ્યેષ્ઠ પુત્રી હતી અને તેથી તે સિરાજુદ્દૌલા સાથે અત્યંત ઘનિષ્ટ રક્તસંબંધ ધરાવતી હતી. ઈસ્ટ ઈન્ડિયા કંપની તથા સિરાજુદ્દૌલા વચ્ચે જે વિરોધનો વહ્નિ પ્રજળી ઊઠયો હતો, તથા પ્લાસીના યુદ્ધનો જે વિરોધના કારણથી ઉદ્ભવ થતાં સિરાજુદ્દૌલાનો સર્વનાશ થયો હતો અને ભારતવર્ષમાં બ્રિટિશ્ સામ્રાજ્યનો પાયો રોપાયો હતો; એ ઘટનાઓમાંની કેટલીક ઘટનાઓનો ઘસીટી બેગમના જીવન સાથે ઘન સંબંધ રહેલો છે અને એટલા-માટે બંગાળાના ઇતિહાસમાં ઘસીટી બેગમનું જીવન કાંઈ જેવા તેવા મહત્ત્વનું નથી, કિન્તુ અત્યંત મહત્ત્વનું છે, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી.

ઘસીટી બેગમનો નવાજિશ મુહમ્મદ સાથે લગ્નસંબંધ થયો હતો અને તે નવાજિશ મુહમ્મદ અલીવર્દીખાનનો ભત્રીજો હતો, એતો આગળ જણાવેલું જ છે. અલીવર્દીએ નવાજિશને ઢાકાનો પ્રતિનિધિ નીમ્યો હતો. નવાજિશ પોતાના યૌવનકાળમાં જો કે એક અત્યંત ચંચળ સ્વભાવનો પુરુષ હતો, પરંતુ તેનામાં રહેલા ઉદારતા તથા પરોપકારિતા આદિ ગુણોના યોગે તે પ્રજામાં અતિશય પ્રિય તથા આદરણીય થઈ પડયો હતો. તે પોતે અતુલ ધન, ધરા તથા ધામનો સ્વામી હોવાથી સિંહાસનપ્રાપ્તિની અભિલાષાનો તેના હૃદયમાં કદાપિ ઉદ્ભવ થયો નહોતો. તેણે સિરાજના બંધુ ફૈજલકુલીને પોતાનો દત્તક પુત્ર કરી લીધો હતો અને તે દત્તક પુત્ર જ તેના જીવનનો વિશ્રામ હતો.

---

* ઘસીટી બેગમનું મૂળ નામ મેહરુન્નિસા હતું, એમ 'મુતાખરીન' નામક ઇતિહાસગ્રંથ જોતાં આપણને જણાય છે. એ ઉપરાંત તેનાં જો કે બીજાં પણ કેટલાંક નામો હતાં, પરંતુ સાધારણ રીતે ઇતિહાસમાં તે ઘસીટી બેગમના નામથી જ પ્રસિદ્ધ છે. કેટલીક વાર તેનો ઘસીટી બીબી અથવા છોટી બેગમ નામોથી પણ ઉલ્લેખ કરાયલો છે તેમ જ તે મોતીઝીલ દુર્ગમાં વસતી હોવાથી તેને કેટલાકો મોતીઝીલની બેગમ કહીને પણ ઓળખે છે.

ઇ. સ. ૧૭૪૭ માં સિરાજના પિતા જૈનુદ્દીનનો અફગાનોએ વધ કરી નાખ્યો હતો અને અલીવર્દીનો જ્યેષ્ઠ બંધુ હાજી અહમ્મદ પણ સ્વર્ગવાસી થયો હતો; એટલે ઇ. સ. ૧૭૫૨ માં અલીવર્દીએ પોતાના દૌહિત્ર સિરાજને વલીઅહદ (યુવરાજ) તરીકે વ્યક્ત કરીને પોતાનાં તખ્તોતાજનો વારસ ઠરાવ્યો અને પોતાના બીજા ભત્રીજાઓને એ અધિકારથી વંચિત કરી દીધા. ફજ઼લકુલી બાલ્યાવસ્થામાં જ મરી ગયો અને ત્યાર પછી અલ્પ સમયમાં જ (ઇ. સ. ૧૭૫૫ માં) તેના પિતા—તેને દત્તક લેનાર પિતા—નવાજ઼િશના જીવનનો પણ અંત થયો.

ઘસીટી બેગમમાં જેમ અનેક સદ્ગુણોનો નિવાસ હતો, તેમ તેનામાં સ્ત્રીસ્વભાવોચિત દુર્બળતાનો પણ સંપૂર્ણ નિવાસ હતો. પોતાના પતિના જીવનકાળમાં જ તે હુસનકુલીના પ્રેમજાળમાં સપડાઈ હતી અને તેથી તેના એ જારમાટે પોતાના પતિસાથે હમેશા તેના લડાઈ ઝગડા ચાલ્યા કરતા હતા. ઘસીટીના વગવસીલાથી હુસનકુલી રાજ્યમાં એક મહત્ત્વનો મનુષ્ય થઈ પડયો હતો. આમ હોવા છતાં પણ હુસનકુલી ધીમે ધીમે ઘસીટીના પ્રેમથી વિરક્ત થતો ગયો અને અમીનાના પ્રેમપાશમાં વધારે અને વધારે સપડાઇને તેણે ઘસીટીને પોતાના હાથે જ પોતાની ભયંકર વૈરિણી બનાવી લીધી. જે વેળાયે આ ઘટના બની તે વેળાયે પોતાની માસી તથા પોતાની માતાના આ પાપકર્મની ગુપ્ત વાર્તા સિરાજુદ્દૌલાના જાણુવામાં આવી ગઈ અને તેથી અલીવર્દી પાસેથી તેણે હુસનકુલીને મારી નાખવામાટેની આજ્ઞા માગી; પરંતુ નવાજ઼િશની અનુમતિ વિના તેનાથી કાંઈ પણ કરી શકાય તેમ નહોતું. પોતાના બેવફા યાર (વિશ્વાસઘાતક જાર) પાસેથી પોતાના વૈરનો બરાબર બદલો લેવામાટેનો આ એક અત્યંત ઉત્તમ અવસર ઘસીટીના હાથમાં આવ્યો હતો એટલે તે નવાજ઼િશપાસેથી હુસનકુલીના ઘાતમાટેની સિરાજને અનુમતિ અપાવવાના કાર્યમાં પોતાની માતા સાથે મળી ગઈ, નવાજ઼િશે તે અનુમતિ આપી અને તેના પરિણામે હુસનકુલીને અત્યંત ક્રૂરતાથી મારી નાખવામાં આવ્યો. હુસનકુલીના શોકકારક મરણથી સિરાજનો કાકો સૈયદ અહમ્મદ અતિશય ભયભીત થઈ ગયો અને તેથી તે પૂરનિયા નામક સ્થાનમાં જઇને રહ્યો; પરંતુ ત્યાં તેના જીવનનો પણ અલ્પ કાળમાં જ અંત થઈ ગયો.

હવે સિરાજમાટે પોતાની મહત્ત્વાકાંક્ષાના માર્ગમાંથી માત્ર બે કાંટાને જ છાંટી નાખવાનું કાર્ય અવશિષ્ટ રહ્યું હતું. તેમાંનો એક કાંટો ઘસીટી બેગમ હતી કે જેણે પોતાના પતિના પરલોકવાસ પછી ફજ઼લકુલીના અલ્પ વયસ્ક બાળક મુરાદને પોતાનો દત્તક પુત્ર કરી લીધો હતો અને તેને જ પોતાના સમસ્ત પ્રેમનું કેન્દ્ર બનાવ્યું હતું. ઘસીટીએ

મુરાદને પોતાના પતિની સમસ્ત સ્થાવર તથા જંગમ સંપત્તિનો ઉત્તરાધિકારી ઠરાવી દીધો; માત્ર એટલું જ નહિ, પણ બંગાળાની મસ્નદનો માલિક પણ તે જ થાય, એમાટેના પણ તે પ્રચંડ પ્રયત્નો કરવા લાગી. સિંહાસનનો બીજો આકાંક્ષી અથવા સિરાજની મહત્ત્વાકાંક્ષાના માર્ગમાંનો બીજો કાંટો તે સૈયદ અહમ્મદનો પુત્ર શૌકતજંગ હતો કે જે એ વેળાએ પૂરનિયાનો રાજપ્રતિનિધિ અથવા સુબેદાર હતો.

જો વ્યાવહારિકતાની દૃષ્ટિથી વિચાર કરવામાં આવે, તો અલીવર્દીના મરણથી કેટલાક સમય પૂર્વથી જ રાજ્યની વ્યવસ્થાનો સર્વ અધિકાર સિરાજના હસ્તમાં હતો. નવાજિશ સિરાજનો કટ્ટો દુશ્મન હતો અને તેથી પોતાના જૂના વૈરભાવને, વૈરના વહ્નિને શાંત કરવામાટે તેની વિધવા સાથે કોઈ પણ પ્રકારનો વિવાદ ઉપજાવવાના પ્રસંગને તે આતુરતાથી શોધ્યા કરતો હતો. ઘસીટી બેગમને નાવારિસ ઠરાવી તેની સર્વ સંપત્તિ ધારાસર રાજ્યાધિકારીના અધિકારમાં લઈ લેવી, એ જ સિરાજનો એક માત્ર ઉદ્દેશ હતો. તેના મનમાં આવા વિચારો ચાલતા હતા એટલામાં તેના જાણવામાં આવ્યું કે, રાજ્યનો એક મીર નજીરઅલી નામક અધિકારી ઘસીટી બેગમનો ખાસ કૃપાપાત્ર છે; અને તેથી એ સમાચારનો યોગ્યતમ ઉપયોગ કરવાના નિશ્ચયપર તે આવી ગયો. તેણે ઘસીટી બેગમના નામનું એક પત્ર લખીને તેમાં જણાવ્યું કે: "સર્વત્ર એવી અફવા ચાલી રહી છે કે, મીર નજીર અલી ગુપ્ત રીતે હમેશ તમારા જનાનખાનામાં અને તમારા ઉદ્યાનકુંજમાં આવે છે. હવે આ અફવા ખરી હોય કે ખોટી એ હું જો કે કહી શકતો નથી, છતાં પણ આ અફવાથી તમારી પ્રતિષ્ઠામાં કલંક લાગે છે અને બંગાળાના નવ્વાબના કુટુંબની બદનામી થાય છે. અર્થાત્ આ અફવાને આટલેથી જ દાબી દેવામાટે મારો તમને એ જ ઉપદેશ છે કે, તે નીચ અને પાજી મીર નજીરઅલીના મસ્તકને કાપીને મારાપર મોકલી આપો." ઘસીટીએ એ પત્ર વાંચ્યું, પરંતુ તેમાંના ઉપદેશને લેશ માત્ર પણ લક્ષમાં લીધો નહિ. જે કલેશ અત્યાર સુધી અંગારના સ્વરૂપમાં હતો તે કલેશે હવે જ્વાળાનું સ્વરૂપ ધારી લીધું. એ વેળાયે વૃદ્ધ નવ્વાબ અલીવર્દી જીવતો હતો અને તેણે આ કલેશને દાબી દેવામાટેના પૂર્ણ પ્રયત્ન કર્યા, પરંતુ તેને પોતાના એ પ્રયત્નોમાં વિજય મળી ન શક્યો અને વિવાદવહ્નિની જ્વાળાઓ આકાશપર્યન્ત પહોંચવાની અણીપર આવી લાગી.

ઘસીટી બેગમ ભયભીત તથા ગર્વગલિત થઈ ગઈ હતી અને તેથી તેણે રાજવલ્લભ, મીર નજીરઅલી તથા બીજા પણ કેટલાક વિશ્વાસપાત્ર સેવકો સહિત રાજધાનીમાંથી નીકળીને મોતીઝીલ દુર્ગમાં જઈને

સુરક્ષિતતામાટે નિવાસ કર્યો. ત્યારપછી પોતાની સુરક્ષિતતા તથા નિર્ભયતાને દઢ કરવામાટે તેણે વીસ હજાર સૈનિકોના સૈન્ય સહિત ત્યાંનો અધિકાર પોતાના હસ્તમાં લઇને દુર્ગની આસપાસ ઊંડી ખાઈ ખોદાવી અને બહારથી દારૂગોળો પૂરતા પ્રમાણમાં પોતાને મળ્યા કરે, એ વિશેની વ્યવસ્થા પણ કરી લીધી. આત્મરક્ષાની આ તૈયારીઓમાં ઘસીટી બેગમને તેના પરલોકવાસી પતિના સ્વામિનિષ્ઠ તથા વિશ્વાસભાજન સેવક રાજવલ્લભ, ધાકાના દીવાનની સંપૂર્ણ સહાયતા હતી.

નવાજિશના મરણ પશ્ચાત્ સિરાજુદ્દૌલાએ રાજવલ્લભને બંદિવાન્ કરીને કારાગૃહમાં નાખી દીધો અને ઘસીટી બેગમની અતુલ સંપત્તિ જે સ્થાનમાં છુપાવીને રાખવામાં આવી હોય, તે સ્થાન બતાવી દેવામાટે તેનાપર અનેક પ્રકારના આસુર અત્યાચારો કર્યાં; પરંતુ રાજવલ્લભ પોતાના ધર્મ તથા કર્ત્તવ્યથી ભ્રષ્ટ ન થયો તે ન જ થયો. કેટલાક સમય પર્યન્ત તેને સખ્ત નજરકેદમાં રાખવામાં આવ્યો હતો, એટલે કે, તેનાપર ઘણી જ સખ્ત દેખરેખ રાખવામાં આવી હતી; પણ ઘસીટીની પ્રાર્થનાથી કેટલાક સમય પછી તેને મુક્ત કરવામાં આવ્યો હતો. રાજવલ્લભ એ પ્રસંગને ભૂલી જાય તેમ હતું નહિ; કારણ કે, સિરાજ જ્યારે 'બંગાળાનો નવ્વાબ થઇને મસ્નદપર વિરાજશે, ત્યારે અવશ્ય મારાપર અધિક અત્યાચાર કરશે અને મને કદાપિ ક્ષમા આપવાનો નથી!' એ વિશે તેનો નિશ્ચય હતો અને તેટલામાટે ઘસીટીનાં સિરાજ વિરુદ્ધ ચાલતાં કારસ્થાનોમાં તે તનમનધનથી શામિલ થઈ ગયો.

નવ્વાબ અલીવર્દીખાનની પ્રકૃતિ દિવસે દિવસે વધારે અને વધારે લથડતી જતી હોવાથી પોતાની સંપત્તિ તથા પોતાના કુટુંબને પ્રથમ નિર્ભય તથા સુરક્ષિત કરી લેવાનું રાજવલ્લભને અત્યંત આવશ્યકીય જણાયું. પોતાના આ વિચાર અનુસાર તેણે મિસ્ટર્ વૉટ્સ્‌ને એક પત્ર લખ્યું (વૉટ્સ્ તે વેળાએ ઈસ્ટ ઇન્ડિયા કંપનીની કાસિમ બાજારની કોઠીનો સર્વશ્રેષ્ઠ અધિકારી હતો:) અને તેમાં જણાવ્યું કે: "હું અને મારો પરિવાર જગન્નાથપુરી જતાં માર્ગમાં કલકત્તામાં રોકાઇશું અને કેટલોક સમય ત્યાં વીતાડીશું."

રાજવલ્લભ મૂળ ધાકા નગરનો નિવાસી હતો. તે એક ઘણો જ લાગવગવાળો અને વગવસીલાદાર મનુષ્ય હતો અને તેનો પ્રભાવ અલૌકિક હતો. ધાકામાં અંગ્રેજોના વ્યાપારનું કેન્દ્ર હોવાથી પોતાના વ્યાપારની વૃદ્ધિમાટે સ્વાભાવિક જ અંગ્રેજો તેને સંતોષવાને તત્પર તો હતા જ; સિરાજુદ્દૌલા તેમનો શત્રુ હતો, ઘસીટી બેગમ સિરાજના મસ્નદનશીન થવાના પ્રયત્નોને પોતાનાં કારસ્થાનોદ્વારા ધૂળમાં મેળવી

દેવાને તૈયાર થઈ હતી અને જો ઘસીટીને પોતાના એ પ્રયત્નમાં વિજય મળે, તો તેથી ભવિષ્યમાં અંગ્રેજ વ્યાપારીઓને અતિશય લાભ મળવાનો સંભવ હતો; અને રાજવલ્લભ તે ઘસીટી બેગમનો અત્યંત વિશ્વાસપાત્ર દીવાન હતો, એટલે તેનું આ પત્ર આવતાં જ અંગ્રેજોએ તત્કાળ તેની ઇચ્છાને માન આપ્યું અને જ્યારે તે પોતાના પરિવાર સહિત કલકત્તામાં આવ્યો, એટલે ત્યાં અંગ્રેજોએ તેને યોગ્ય આશ્રય આપ્યો અને તેને સર્વ પ્રકારે નિર્ભય રહેવાનું જણાવી દીધું.

સિરાજનો શૌકતજંગ નામક એક અન્ય પ્રતિસ્પર્ધી પણ હતો, એ તો ઉપર જણાવેલું જ છે. અર્થાત્ જે દિવસે અલીવર્દીએ સિરાજને યુવરાજપદ આપીને બંગાળાની નિઝામતનો ઉત્તરાધિકારી ઠરાવ્યો હતો, તે દિવસથી શૌકતજંગ ઇર્ષા, અસૂયા તથા દ્વેષના અગ્નિથી બળ્યા કરતો હતો. આ કારણથી ઘસીટી બેગમના સિરાજ વિરુદ્ધનાં કારસ્થાનોમાં તે પણ શામિલ થઈ ગયો. ઇ. સ. ૧૭૫૬ માં અલીવર્દીખાનનો સ્વર્ગવાસ થયો અને તે ક્ષણે જ સિરાજે સમસ્ત બંગદેશમાં નવ્વાબ તરીકે, સ્વર્ગીય નવ્વાબ અલીવર્દીના ઉત્તરાધિકારી તરીકે, પોતાના નામની મનાદી ફેરવાવી દીધી. એ પછી બીજે દિવસે તેણે મોતીઝીલ દુર્ગપર આક્રમણ કરીને તેને ચારે તરફથી એવો તો ઘેરી લીધો કે, તેથી બાહ્ય ભાગમાંથી કોઈ પણ મનુષ્યના અંતર્ગમનનું તથા અંદરના મનુષ્યના બાહ્ય ગમનનું કાર્ય સર્વથા અશક્ય થઈ પડ્યું. જો કે મોતીઝીલનો કિલ્લો બાંધણીમાં ઘણો જ મજબૂત હતો અને એક વિશાળ તળાવના મધ્ય ભાગમાં ઉભેલો હોવાથી તેના દરવાજાની સરળ રેષામાં કાઢેલા એક સંકુચિત માર્ગ વિના કિનારે જવાનો અથવા કિનારાપરથી કિલ્લામાં આવવાનો બીજો માર્ગ નહોતો; તો પણ ઘસીટી બેગમથી ત્રણ દિવસથી વધારે સિરાજનો પ્રતિકાર કરી શકાયો નહિ. કદાચિત્ પૂરનિયાના નવ્વાબ તરફથી કુમક આવશે, એવી તેના મનમાં આશા હતી; પરંતુ તેવી કશી પણ કુમક ન આવવાથી તેની આશા નિરાશાના રૂપમાં ફેરવાઈ ગઈ અને તે એટલી બધી ગભરાઈ ગઈ કે, સિરાજના એ આક્રમણ તથા ઘેરાના સમાચાર તેનાથી શૌકતજંગને પણ પહોંચાડી શકાયા નહિ. એવામાં અધૂરામાં પૂરું, વળી ધાન્યનો ભંડાર પણ ખાલી થઈ ગયો, એથી ઘેરામાં સપડાયલા ઘસીટી બેગમના સૈનિકો હિંમત હારી ગયા અને તેથી ત્રીજી રાતે તેઓ કિલ્લાને ત્યાગીને ત્યાંથી રવાના થઈ ગયા. આ વેળાયે અલીવર્દીની બેગમે દુર્ગમાં આવીને પોતાની પુત્રીને ઉચિત આશ્વાસન આપ્યું અને જણાવ્યું કે: "તારાપર સિરાજ કોઈ પણ પ્રકારનો અત્યાચાર કરવાનો નથી અને જો તું સિરાજની અમુક શર્તોને સ્વીકારી લઇશ, તો તારી સંપત્તિને

પણ તે હસ્તસ્પર્શ કરશે નહિ, એ વિશેની હું તને ખાત્રી આપું છું.” ઘસીટી બેગમે સિરાજના પ્રસ્તાવને સ્વીકારવાની ઇચ્છા દર્શાવી, પણ તે એવી શર્તે કે: “જો પ્રથમ મારા એક અધિકારી મીર નજીરઅલીને નિર્ભયતાના પરવાના સાથે બંગાળાની સીમામાંથી બહાર નીકળી જવા દેવામાં આવે, તો સિરાજના પ્રસ્તાવને સ્વીકારવાને હું તૈયાર છું.” સિરાજે ઘસીટીના આ પ્રસ્તાવને સ્વીકારી લીધો અને નજીરઅલીને બંગાળાની સીમામાંથી બહાર મૂકી આવવાની પોતાના કેટલાક સૈનિકોને આજ્ઞા આપી દીધી.

નજીરઅલી તત્કાળ બંગાળાને ત્યાગીને ચાલ્યો ગયો અને ત્યાર પછી એવી એક અફવા સાંભળવામાં આવી હતી કે, તે દિલ્લીમાં રહીને ઘસીટી બેગમને સહાયતા આપવામાટે સૈન્ય એકત્ર કરતો હતો. ઘસીટી બેગમને તેના સૈન્યને વિખેરી નાખવામાટેની ફરજ પાડવામાં આવી અને તે સાથે તેનાપર નગરમાં આવીને રહેવામાટેનું પણ દબાણ કરવામાં આવ્યું. ઘસીટી બેગમ નગરમાં આવીને રહી એટલે તત્કાળ તેને કેદ કરવામાં આવી અને તેનો કિલ્લો તથા તેની સર્વ સંપત્તિ જપ્ત કરીને રાજ્યની સંપત્તિ સાથે મેળવી દેવામાં આવી. સિરાજે માત્ર એટલી ઉદારતા દર્શાવી કે, જે સરદારો તથા સિપાહીઓ ઘસીટીના પક્ષમાં રહીને સિરાજ સાથે લડ્યા હતા, તેમને તેમના અપરાધની તેણે ક્ષમા આપી દીધી અને તેમનાપર કોઈ પણ પ્રકારનો અત્યાચાર ન કર્યો.

જ્યારે ઘસીટીને બંધનમુક્ત કરવામાં આવી એટલે તે મીર જાફર, જગત્ શેઠ, અને રાજવલ્લભનાં સિરાજ વિરુદ્ધ ચાલતાં ગુપ્ત કારસ્થાનોમાં મળી ગઈ અને બીજા કેટલાકોને પણ પોતાના પક્ષમાં કરી લઇને તેણે તેમને બહુ જ સારી સહાયતા આપી. જે જે મનુષ્યોને તે પોતાના પક્ષમાં લાવવા ઇચ્છતી હતી, તેમનાપર તે એવા આશયના ગુપ્ત સંદેશા મોકલતી હતી કે: “દુષ્ટ સિરાજુદ્દૌલાએ મારી પ્રતિષ્ઠા અને મારી પદવી બળાત્કારે મારી પાસેથી છીનવી લીધી છે અને મારી સર્વ સંપત્તિ લૂટી લઇને મને રસ્તામાંની એક રખડતી ભીખારણ બનાવી દીધી છે, એતો આપ જાણોજ છો. મારા કુટુંબપાસેથી આપને કેવા કેવા લાભો અતઃપૂર્વ મળ્યા છે, એનો અને અત્યારે મારા શિરપર આવી પડેલી અસહ્ય વિપત્તિનો આપે અવશ્ય વિચાર કરવાનો છે. અત્યારે જો આપ અમારા પક્ષમાં આવીને સિરાજ વિરુદ્ધ આપનાં સર્વ સાધનોનો ઉપયોગ કરશો, તો મારા કુટુંબના આપપર જે ઉપકારો થયેલા છે, તે ઉપકારના ઋણથી કેટલેક અંશે મુક્ત થશો અને અમારા પક્ષનો વિજય થતાં ભવિષ્યમાં પણ આપની સેવાના બદલામાં આપને યોગ્ય પુરસ્કાર

આપવામાં આવશે.” તે માત્ર આટલું કરીને જ બેસી ન રહી, કિન્તુ તેણે સુવર્ણનો જે ભંડાર એક ગુપ્ત સ્થાનમાં છુપાવી રાખ્યો હતો, તે સુવર્ણભંડારનો–સુવર્ણ મુદ્રાઓનો–એ કારસ્થાનની સફળતાના કાર્યમાં મુક્ત હસ્તે વ્યય કરવા લાગી. એ સુવર્ણભંડારનો કેટલોક ભાગ તેણે મીર જાફરપર મોકલી આપ્યો. હવે કારસ્થાની મંડળના સભાસદોએ અંગ્રેજોને પોતાના પક્ષમાં ભળવામાટેનો આગ્રહ કરવા માંડ્યો. એ વેળાયે અંગ્રેજો કલકત્તાની આસપાસ એક ખાઈ ખોદાવવાના અને કિલ્લો ચણાવવાના કામમાં રોકાયલા હતા. એવામાં રાજવલ્લભનો પુત્ર કિસનદાસ (કૃષ્ણદાસ) કેટલીક સંપત્તિ લઇને ત્યાં આવ્યો, અને તેને તેમણે (અંગ્રેજોએ) યોગ્ય આશ્રય આપ્યો. કિસનદાસ સાથેની એ સંપત્તિનો કેટલોક ભાગ તેના પિતાનો હતો અને કેટલોક ભાગ ઘસીટી બેગમનો હતો. સિરાજ અને અંગ્રેજો વચ્ચે વિગ્રહ થવાનાં જે કેટલાંક કારણો હતાં, તેમાંનાં આ બે કારણો મુખ્ય, પ્રધાન કિંવા અગ્રગણ્ય હતાં, એવો ઇતિહાસવેત્તાઓનો અભિપ્રાય છે.

હવે હૉલ્વેલે મિસ્ટર્ વૉરન્ હેસ્ટિંગ્સ્પર લખેલા પોતાના એક પત્રમાં ઘસીટી બેગમના મૃત્યુનું જે વર્ણન કરેલું છે, તે જ વર્ણન અમે પણ અહીં આપીએ છીએ.

“પ્લાસીના યુદ્ધની પરિસમાપ્તિ પછી ઘસીટી બેગમ તથા અમીના બેગમને બંદિની તરીકે ઢાકા મોકલવામાં આવી હતી. મીર જાફરે તેમની સાથે એક જમાદાર અને એક સો ઘોડેસ્વારોને મોકલ્યા હતા અને નુસરતખાનપર એવું ફર્માન મોકલ્યું હતું કે: “અલીવર્દીના કુટુંબનાં સર્વ મનુષ્યોનો, તેઓ ત્યાં આવે કે તત્કાળ, તમારે સંહાર કરી નાખવો!” માત્ર એટલું જ નહિ, પણ કદાચિત્ નુસરતખાન એ ફર્માનની તામીલમાં કાંઈ કુસૂર કરે અથવા તો આજ્ઞાનો અનાદર કરી બેસે તો? એવી શંકાથી મીર જાફરે જમાદારને પણ એવો જૂદો હુકમ આપી દીધો હતો કે; “જો નુસરતખાન આ કાર્ય ન કરે, તો આ કાર્ય તમારે જ કરી નાખવાનું છે.” પરંતુ નુસરતખાને આ પૈશાચિક કાંડમાં, અત્યંત શોકોત્પાદક નિર્દયતાપૂર્ણ ઘટનામાં, કોઈ પણ પ્રકારનો ભાગ લેવાની ચોખ્ખી ના પાડીને એ કાર્ય બીજા એક મનુષ્યને સોંપી દીધું. તે મનુષ્ય ઘસીટી બેગમ તથા અમીના બેગમને રાત્રિના સમયમાં એક નૌકામાં બેસાડીને નગરથી બે માઇલ દૂર લઈ ગયો અને ત્યાં તેમના પગોમાં લોઢાના ભારી બોજ બાંધીને તેમને નદીના જળપ્રવાહમાં નાખી દીધી. કેટલીકવાર સૂધી તો તે નાકાના કાંઠાને પકડીને ઘસીટી બેગમ તથા અમીના બેગમે પોતાના પ્રાણોને બચાવવાની ચેષ્ટા કરી, પરંતુ

નિર્દયતાની સાક્ષાત્ પ્રતિમા અથવા પ્રતિપિશાચ જમાદારે તેમની એ ચેષ્ટાને જોઇને પ્રથમ તો તેમનાં મસ્તકોપર દંડના ભયંકર પ્રહારો કર્યાં અને તેમ છતાં જ્યારે તેમણે નૌકાના કાંઠાને ન છોડ્યો, એટલે પછી તે રાક્ષસ જમાદારે તલ્વારના વારથી તેમનાં કાંડાં કાપી નાખ્યાં અને એ કૃત્ય થતાં નિમિષમાત્રમાં જ તે બન્ને બેગમો જળના પ્રવાહમાં ડૂબી ગઈ.*



# અમીના બેગમ

અમીના અલીવર્દીખાનની સર્વથી કનિષ્ટ (નાની) પુત્રી હતી અને તેનો તેના કાકાના દીકરા જૈનુદ્દીન અહમ્મદ સાથે લગ્નસંબંધ થયો હતો. અલીવર્દી જે વેળાયે પટનાનો સૂબેદાર નીમાયો, તે પછી થોડા જ સમયમાં અમીનાએ એક પુત્રને જન્મ આપ્યો અને 'એ બાળકના જન્મથી જ મારા ભાગ્યનો ઉદય થયો છે;' એમ ધારીને અલીવર્દીએ તે બાળકને પોતાનો ખોળે બેસાડેલો (દત્તક) પુત્ર કરી લીધો અને તેને પોતાના નામ અનુસાર મીરજા મુહમ્મદ નામ આપ્યું. એ મીરજા મુહમ્મદ અન્ય કોઈ નહિ, પણ બંગાળાની ઇતિહાસરૂપ રંગભૂમિપર ભવિષ્યમાં એક અત્યંત મહત્ત્વની ભૂમિકા ભજવનાર અને ભીષણ અભિનયકાર નબ્વાબ સિરાજુદ્દૌલા જ હતો.

અમીના એક ઉદાર ચિત્ત અને કોમળહૃદયા અબળા હતી. તેણે પોતાના પુત્રને સદ્‌ગુણી અને સદ્‌વર્ત્તનશીલ થવાનું શિક્ષણ આપ્યું હતું. તેનો સ્વભાવ એવો તો અનુકંપાશીલ હતો કે, પોતાના પુત્રની હાનિનો વિચાર ન કરતાં બેગમ જૉન્સન્‌ને તેણે મુક્ત કરી દીધી હતી. વળી હૉલ્વેલને બંધનમુક્ત કરવાના કાર્યમાં તે પોતાની માતાની પણ પૃષ્ઠપોષિકા તથા સહાયિકા થઈ હતી.

જ્યારે સિરાજુદ્દૌલા અંગ્રેજો સાથેના યુદ્ધની તૈયારીઓ કરતો હતો, તે વેળાયે અમીનાએ તેને એ સાહસ ન કરવાનો ઉપદેશ આપ્યો હતો; પરંતુ સિરાજે પોતાની માતાનો એ ઉપદેશ ન માન્યો, અંગ્રેજો સાથે યુદ્ધ કર્યું અને તેનું જે પરિણામ આવ્યું તે વિશ્વવિખ્યાત હોવાથી તે વિશેના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી.

અમીનાની જ્યેષ્ઠ ભગિની ઘસીટી બેગમ હુસેન કુલીના પ્રેમ-

* An Address to the Proprietors of East India Stock, setting forth the unavoidable necessity and real motives for the Revolution in 1760 Bengal, By J. Z. Holwell, p. 45.

પાશમાં કેવી રીતે સપડાઈ હતી, એનો ઉલ્લેખ તો પૂર્વે કરાયલો જ છે; અર્થાત્ કેટલાક સમય પછી અમીના પણ હુસેન કુલીના પ્રેમની એટલી બધી આશક થઈ ગઈ કે, તેમના એ ધર્મવિરુદ્ધ તથા અનીતિમય પ્રેમસબંધ કિંવા વ્યભિચારના પરિણામે હુસેન કુલીના શિરપર અકાળ મરણનો પ્રસંગ આવીને ઊભો રહ્યો, અને તે આ સંસારને સદાને માટે ત્યાગી ગયો. એ ઘટના કેવી રીતે બની હતી તે આપણે જાણી ચૂક્યા છીએ.

મોર્રિખ (ઇતિહાસકાર) ગુલામ હુસેન પોતાના 'મુતાખરીન' નામક ઇતિહાસગ્રંથમાં સ્પષ્ટ શબ્દોમાં લખી ગયો છે કે; "નવ્વાબ અલીવર્દીખાનની જાહોજલાલીના સમયમાં તેની બે પુત્રીઓ તથા તેનો પૌત્ર સિરાજ વિષયલંપટતા, વ્યભિચાર અને અનીતિના પંકમાં એટલી ભયંકર સીમા પર્યન્ત ડૂબી ગયાં હતાં કે, તેમના એ દુરાચારના યોગે નવ્વાબ અલીવર્દીનો અત્યાર સુધીનો નિષ્કલંક વંશ સર્વથા કલંકિત થઈ ગયો અને એ કલંક લગાડનારી કુલકલંકિની વ્યક્તિઓ એ ત્રણ વિના બીજી કોઈ પણ નહોતી."

અમીનાએ પોતાના પુત્રને અંગ્રેજો સાથે યુદ્ધ ન કરવાનો જે ઉપદેશ આપ્યો હતો, તેનો હેતુ એ નહોતો કે, તે યુદ્ધના વિઘાતક તથા વિનાશક પરિણામને જાણતી હતી અને તેથી જ એ યુદ્ધને અટકાવવાનો તેણે પ્રયત્ન કર્યો હતો; કિન્તુ એ હેતુ સાથે તેનો એ યુદ્ધને અટકાવવામાં જે બીજો હેતુ સમાયલો હતો તે એ કે, "જો આ યુદ્ધ થશે, તો તેથી મારા પોતાના કેટલાક અન્ય લાભો ધૂળમાં મળી જશે!" એવો તેના મનમાં ભય રહ્યા કરતો હતો અને તેથી જ તેણે એ યુદ્ધને અટકાવવાનો ઉદ્યોગ કર્યો હતો. બેગમ અમીનાવિશે એમ કહેવામાં આવે છે કે, તે વ્યાપાર પણ કરતી હતી અને તેથી જ અંગ્રેજો સાથે વિરોધ કરવાનું તેને ઇષ્ટ ભાસતું નહોતું.

અમીરચંદ અથવા અમીચંદ સિરાજનો એક ખાસ કૃપાપાત્ર પુરુષ હતો. એક વેળાયે એવો બનાવ બન્યો કે, અમીના બેગમની માલિકીની નૌકામાં અમીચંદનો અફીણ તથા સૂરોખાર આદિ માલ ભરેલો હતો અને તેમાં બેગમની પોતાની માલિકીનું અફીણ પણ હતું. એ નૌકા હુગલી જવાની હતી. પરંતુ વચ્ચેજ સિરાજની અનુમતિ લઇને અમીચંદે પોતાના માલને પોતાની માલિકીની બીજી નૌકામાં ભરી દીધો અને તે નૌકાને અમીના બેગમની નૌકાથી પહેલાં જ હુગલી તરફ રવાના કરી દીધી. આમ કરવામાં તેનો એ જ ઉદ્દેશ હતો કે, જો બેગમના માલથી પહેલાં પોતાનો માલ હુગલી પહોંચી જાય, તો ત્યાં તે માલના

વેચાણથી તેને મનમાનતો મોટો નફો મળી શકે. જ્યારે અમીચંદની આ ચાલાકીની વાર્ત્તા અમીનાના સાંભળવામાં આવી, એટલે અમીનાના ક્રોધનો અવધિ જ થઈ ગયો; કારણ કે, અમીચંદનો માલ ત્યાં પ્રથમ પહોંચી જવાથી તેના માલ ત્યાં વેચાય, એવો સંભવ હતો જ નહિ. અમીચંદની આ ચાલાકીવિશે અમીનાએ પોતાના પિતા અલીવર્દી આગળ ખાનગી ફરિયાદ કરી, પણ તેનું પરિણામ કાંઈ પણ ન આવ્યું અને અમીનાથી અમીચંદનું કાંઈ પણ અનિષ્ટ ન કરી શકાયું.

જૈનુદ્દીન અહમ્મદ જ્યારે મુર્શિદાબાદમાં વસતો હતો, ત્યારે નવાજિશ તથા સૈયદ અહમ્મદ અત્યંત સમૃદ્ધિશીલ તથા ધનાઢ્ય થયેલા તેના જોવામાં આવ્યા અને તેથી તેના મનમાં એવો ભય થવા માંડ્યો કે: "જો તેઓ આવી જ સ્થિતિમાં રહેશે અથવા તેમની સમૃદ્ધિ વધતી જશે, તો ભવિષ્યમાં તેઓ પોતાના ધનના બળથી કદાચિત્ આપણામાટે ભયંકર થઈ પડશે!" હૃદયમાં આવા ભયનો ઉદય થવાથી તેણે શમ્શીર, સરદાર અને બીજા અફ્ગાન અગ્રેસરોને પોતાના પક્ષમાં લેવાનો પ્રયત્ન કર્યો. તેણે નવ્વાબને એવી સલાહ આપી કે: "આ અફ્ગાન સરદારોને ત્રણ હજાર સિપાહીઓના લશ્કર સાથે જો બિહારમાં રાખવામાં આવે, તો તે આપણામાટે બહુ જ લાભકારક થઈ પડે તેમ છે." જૈનુદ્દીન અહમ્મદના આ પ્રસ્તાવથી પ્રથમ તો નવ્વાબ આશ્ચર્યચકિત થઈ ગયો, પરંતુ છેવટે તેણે તેના પ્રસ્તાવને સ્વીકારીને એમાટે પોતાની સંમતિ આપી દીધી. જૈનુદ્દીન એકવાર દરબારમાં બેઠો હતો અને પોતાની કૃપાના વિશિષ્ટ ચિહ્ન તરીકે પોતાના હાથે જ અફ્ગાન સરદારોને પાન આપતો હતો. એવામાં તે અ[illegible]ગાન સરદારોમાંના એક સરદારે પોતાના સ્થાનપરથી ઊઠીને તેની છાતીમાં પોતાનો છરો ચલાવી દીધો અને જૈનુદ્દીન હજી તો પોતાની તલ્વારને મ્યાનમાંથી બહાર કાઢતો હતો એટલામાં તો તે અફ્ગાનની તલ્વારના વારથી તેનું મસ્તક ધડથી છૂટું પડીને ધૂળમાં રઝળતું થઈ ગયું. એ પછી અફ્ગાનોએ રાજમહાલય તથા દરબારગઢને ઘેરી લીધા અને ખજાનચી હાજી અહમ્મદનો નિર્દયતાથી વધ કરી નાખ્યો.* જો કે જૈનુદ્દીનના મરણ પછી ત્યાં અરાજકતા તથા અત્યાચારનો ભયંકર વિસ્તાર થયેલો હતો, તો પણ અમીના બેગમે પોતાની દૃઢતા તથા ધીરતાને લેશ માત્ર પણ ચળવા ન દીધી અને પોતાના અનુચરોને જનાનખાનાનાં દ્વારોને બંધ કરવાની

* ઓર્મી (Orme) લખે છે કે: "અમીનાએ તેનાં દુઃખોનો અંત લાવવામાટે પોતાના સસરાને પોતે જ વિષ પ્રયોગવડે મારી નાખ્યો હતો; કારણ કે, તેનાથી પોતાના શ્વસુરનાં અસહ્ય દુઃખો જોઇ શકાતાં નહોતાં."

આજ્ઞા આપી દીધી. અફગાનો પોતાના માર્ગમાં આવતા સર્વ કંટકોને છાંટતા ગયા અને જૈનુદ્દીનની સર્વ સંપત્તિને તેમણે હસ્તગત કરી લીધી. તેઓ અમીના તથા અન્ય બેગમોને બળાત્કારે ઉઘાડાં ગાડાંમાં નાખીને શમ્શીરખાનની છાવણીમાં લઈ ગયા. ત્યારપછી અલીવર્દીએ અફગાનોને હરાવીને અમીનાનો ઉદ્ધાર કેવી રીતે કર્યો હતો, એતો આપણે જાણી ચૂકયા છીએ એટલે તેના વર્ણનની હવે આવશ્યકતા નથી.

મીરને સિરાજુદ્દૌલ્લાનો અંત કેવી રીતે કરાવ્યો હતો, એ તો ઇતિહાસના વાંચકો સારી રીતે જાણે છે. સિરાજુદ્દૌલાના છિન્નવિચ્છિન્ન મૃત શરીરને એક હાથીની પીઠપર રાખીને મુર્શિદાબાદના સર્વ માર્ગોમાં ફેરવવામાં આવ્યું હતું. તે હાથી ફરતો ફરતો જ્યારે અંતે અમીના બેગમના નિવાસસ્થાન પાસે આવ્યો, તે વેળાયે ત્યાં એવા તો હૃદયભેદક અને મનોવેધક દૃશ્યની શોકમયી છટા વિસ્તરી ગઈ કે, તેનું યથાર્થ વર્ણન કદાપિ કોઇથી કરી શકાય તેમ છે જ નહિ. જે અમીના બેગમને અત્યાર સુધી પોતાના પુત્રના મરણની કશી પણ ખબર મળી નહોતી, તે અત્યારે પ્રથમવાર જ પોતાના પુત્રના મરણની વાર્ત્તા સાંભળીને હાથી આગળ દોડી ગઈ. તેણે સિરાજના મૃત શરીરને હાથીની પીઠપરથી નીચે ઉતરાવ્યું અને ત્યારપછી તે શબના મુખમંડળને તે વારંવાર પોતાના ચુંબનથી આર્દ્ર કરવા લાગી ! જે બેગમનાં ચરણોએ માર્ગની ભૂમિને કદાપિ સ્પર્શ પણ કર્યો નહોતો, તે કોમલાંગી અને કોમલ ચરણવતી બેગમ અત્યારે ઉઘાડે પગે હાથીની પાછળ દોડવા લાગી. ખરેખર પુત્રમરણના અસહ્ય શોકના આઘાતથી તે એ વેળાયે ઉન્માદિની જ થઈ ગઈ હતી. ખાદિમ હુસનખાન કે જે તે વેળાયે એ અત્યંત હૃદયદ્રાવક તથા કરુણોત્પાદક દૃશ્યને પોતાના ઘરના છજામાં બેઠો બેઠો શાંતિથી જોઈ રહ્યો હતો, સિરાજના પિતાના હસ્તથી તેને જે લાભો થયા હતા તે સર્વ લાભોને જે સર્વથા ભૂલી ગયો હતો અને કૃતઘ્નતારૂપ અંધકારે જેનાં નેત્રોને કૃતજ્ઞતારૂપ દૃષ્ટિથી રહિત કરી નાખ્યાં હતાં, તે ખાદિમ હુસન તે માતાની કોમળ ભાવના પ્રતિ લેશ માત્ર પણ અનુકંપા ન દર્શાવતાં પોતાના કેટલાક સેવકોને જ્યાં તે કરુણામય દૃશ્ય વ્યાપેલું હતું ત્યાં મોકલી દીધા અને તે દયાહીન સેવકોએ બિચારી તે પુત્રશોકવિહ્વલા બેગમને લાત તથા ધક્કા મારીને પાછી તેના નિવાસસ્થાનમાં હાંકી કાઢી.

મીર જાફરે ત્યારપછી ઘસીટી બેગમ તથા અમીના બેગમને મુર્શિદાબાદથી ઘાકા મોકલી દીધી અને ત્યાં તેમને બંદિની તરીકે બંધ કરીને રાખવામાં આવી. એ ઉભય બેગમો વિશે મીરનના હૃદયમાં શંકા આવવાથી મીરને તે બેગમોને મુર્શિદાબાદ મોકલવાનું નિમિત્ત બતાવીને

એક નૌકામાં બેસાડી અને ગુપ્ત રીતે પોતાના સેવકોને તેમને નદીના મધ્ય ભાગમાં લઇ જઇને નદીના જલપ્રવાહમાં ડુબાવીને મારી નાખવાની આજ્ઞા આપી દીધી. જ્યારે નૌકા નદીના મધ્યભાગમાંના નિર્ધારિત સ્થાનમાં આવી પહોંચી તે વેળાએ તેમને ત્યાં લાવવાનો સત્ય હેતુ જણાવવામાં આવ્યો અને તે સાંભળતાં જ ઘસીટી બેગમ અત્યંત ભયભીત થઇને નિરાશાથી અશ્રુપાત કરવા લાગી; પરંતુ અમીનાએ પોતાની દઢતાને અવિચળ રાખીને પોતાની ભગિનીને આશ્વાસન આપવાનો યત્ન કરતાં કહ્યું કે: “મારી વ્હાલી બ્હેન, આપણે પોતે પણ અનેક પાપો કરેલાં છે અને તેથી આપણે ઇશ્વરની અપરાધિનીઓ છીએ, એ તો નિર્વિવાદ છે. અર્થાત્ ઇશ્વરે આપણને આ દુનીઆને છેલ્લી સલામ કરવાનો આવો યોગ્ય પ્રસંગ પ્રાપ્ત કરાવી આપ્યો છે, એમાટે ઇશ્વરનો આપણે અંતઃકરણપૂર્વક આભાર માનવાનો છે; કારણ કે, ઇશ્વરની ન્યાયસભામાં કયામતને દિવસે આપણી હત્યાનો ઉત્તરદાતા મીરન થવાનો છે અને આપણી હત્યાના પાપનો ભાર તેના શિરપર જ ચઢવાનો છે!”

એ પછી બન્ને બેગમોએ પવિત્ર સુરસરિતાના જળમાં સ્નાન કરીને અને સ્વચ્છ વસ્ત્રો પરિધાન કરીને મીરનના શિરપર અભિશાપની વૃષ્ટિ વર્ષાવતાં ઉદ્દ્‌ગાર કાઢ્યા કે: “હે સર્વશક્તિમાન્ પરમેશ્વર, અમો બન્ને પાપીયસી તથા અપરાધિની તો છીએ જ, છતાં પણ અમોએ મીરનનો કોઇ પણ પ્રકારનો અપરાધ કર્યો નથી અને તેનું અશ્રેય ઇચ્છયું નથી; કિન્તુ એથી વિરુદ્ધ અત્યારે આ સંસારમાંની મહત્તાનાં તેની પાસે જે કાંઈ પણ સાધનો હોય, તે સર્વ સાધનો તેને અમારી પાસેથી જ પ્રાપ્ત થયેલાં છે અને અમારા તે ઉપકારના બદલામાં અમને મારી નાખવામાટેની આ અન્યાયયુક્ત આજ્ઞા વિના તેણે બીજું કાંઇ પણ અમને આપ્યું નથી, એ તો તું સર્વજ્ઞાતા હોવાથી સારી રીતે જાણે છે અને તેટલામાટે અમો એવી આશા રાખીએ છીએ કે, અમારાં મરણ પછી તે અપરાધીના મસ્તકપર પડીને તેને નષ્ટ કરવામાટે તું તારા કહરની વીજળીને મોકલીશ અને તે પાપાત્માએ અમારાપર તથા અમારાં સંતાનોપર અત્યાચારની જે વૃષ્ટિ વર્ષાવી તેનો યોગ્ય બદલો તેની પાસેથી લીધા વિના તું તેને છોડીશ નહિ!”* આ અભિશાપ આપ્યા પછી તેમણે પરસ્પર હસ્ત મેળવ્યા અને તેઓ પોતેજ નદીના અગાધ જલપ્રવાહમાં કૂદી પડી!

પરમાત્માએ તેમની એ અંતિમ પ્રાર્થનાને ધ્યાનપૂર્વક સાંભળી લીધી. એમ કહેવામાં આવે છે કે, જે દિવસે રાત્રિના સમયમાં એ હૃદયદ્રાવક

* Elliot–Vol. VIII, p. 429.

ઘટના બની, તે જ રાત્રે મીરનના શિરપર વીજળી પડવાથી તેના જીવનનો પણ અંત આવી ગયો હતો.



# લુત્ફુન્નિસા બેગમ

બંગાળાના છેલ્લા સ્વતંત્ર નવ્વાબ દુર્ભાગી સિરાજુદ્દૌલાના જીવનની ઘટનાઓથી તો હિન્દુસ્તાનના ઇતિહાસના વાચકો બહુધા સારી રીતે પરિચિત છે; પરંતુ સિરાજુદ્દૌલાની અત્યંત પ્રિયતમા અને પતિભક્તિપરાયણા સાધ્વી બેગમ લુત્ફુન્નિસાના જીવનની ઘટનાઓ બહુધા તેટલા જ પ્રમાણમાં વાંચકોથી અજ્ઞાત છે; કારણ કે, ઇતિહાસમાં એક તો લુત્ફુન્નિસાવિશે બહુજ અલ્પ ઉલ્લેખ કરાયલો છે અને જે ઉલ્લેખ છે તે વિશે પણ ઇતિહાસવેત્તાઓમાં કેટલોક મતભેદ અસ્તિત્વ ધરાવે છે.

લુત્ફુન્નિસાનો સિરાજ સાથેનો સંબંધ કેવા પ્રકારનો હતો, એ વિશે ઇતિહાસકારોની પરસ્પર એકવાક્યતા નથી, એટલે કે, એ વિશે તેમના વિચારો ભિન્ન ભિન્ન છે. સિરાજનો લગ્નસંબંધ ઇરાજખાનની પુત્રી સાથે થવાનો હતો, એવો ઉલ્લેખ કેટલાક ઇતિહાસમાં મળી આવે છે, પરંતુ ઇરાજખાનની તે પુત્રીના જીવનનો વિસ્તૃત વૃત્તાન્ત તે સમયના ઇતિહાસમાં જેમ ક્યાંય પણ મળી શકતો નથી, તેમ જ તે સમયના નિજ઼ામતના દફતરમાં પણ તે વિશે કશોય ઉલ્લેખ કરાયલો નથી. પ્રસિદ્ધ ઇતિહાસલેખક મિસ્ટર બેવરિજ (Beveridge) ના અભિપ્રાય પ્રમાણે લુત્ફુન્નિસા એક હિન્દુ રમણી હતી અને તે અન્ય કોઈ નહિ પણ મોહનલાલની ભગિની ફૈયજ઼ી જ હતી; પરંતુ 'મુતાખ઼રીન'નો અનુવાદક મુસ્તફા પોતાના 'મુતાખ઼રીન' નામક ઇતિહાસ ગ્રંથમાં લખે છે કે, "સિરાજની જે એક અન્ય ફૈયજ઼ી અથવા ફૈયજ઼ન્ નામક પ્રિયતમા બેગમ હતી, તેને જ લુત્ફુન્નિસા માની લેવામાં કેટલાક લોકોનો જે પ્રમાદ થાય છે, તે ન થવો જોઇએ." આમ હોવા છતાં પણ કેટલાક ઇતિહાસકારોએ પોતાના ઇતિહાસગ્રંથોમાં લુત્ફુન્નિસાને સ્પષ્ટ શબ્દોમાં સિરાજુદ્દૌલાની બેગમ તરીકે વર્ણવેલી છે અને તેથી તેને જો આપણે પણ સિરાજની બેગમ તરીકે સ્વીકારીએ તો તે સર્વથા સ્વાભાવિક જ છે.

લુત્ફુન્નિસા કોઈ કુલીન કુટુંબ અથવા નામાંકિત વંશમાંથી ઉતરી આવેલી અબળા નહોતી; કિન્તુ તેણે નવ્વાબ અલીવર્દીખાનના જનાનખાનામાં પ્રથમ એક ખવાસ અથવા બાંદી તરીકે જ પ્રવેશ કર્યો હતો. તે એક અતુલ રૂપવતી અને લાવણ્યમયી લલના હોવાથી નવ્વાબ અલીવર્દીનો દૌહિત્ર સિરાજ તેના શારીરિક સૌન્દર્ય તથા માનસિક સદ્ગુણોમાં

એટલો બધો મુગ્ધ થઈ ગયો હતો કે અંતે તે લુત્ફુન્નિસાનો જાંનિસાર આશક અને તેના પ્રેમનો પરમ ઉપાસક બની ગયો. લુત્ફુન્નિસા એક બાંદી હોવા છતાં પણ ધન અને પદવીમાટે પોતાની પવિત્રતાને વેચી નાખનારી સાહસવતી અબળા નહોતી; કિન્તુ તે એક સદ્ગુણવતી, નિઃસ્વાર્થસ્નેહશીલા અને કોમળહૃદયા સુંદરી હતી. સિરાજના અનેક દુર્ગુણોનો અનુભવ હોવા છતાં સિરાજમાં તેનો અનન્ય અનુરાગ હતો અને સિરાજ પ્રતિ તે નિરંતર વિશ્વાસપાત્ર હતી. જેમ સુખના સમયમાં તે પોતાના સ્વામીના સુખમાં ભાગ લેનારી હતી, તે જ પ્રમાણે તે પોતાના સ્વામીના સંકટકાળમાં પણ તેની સાથે રહી તેના સંકટમાં પણ સમાન ભાગ લેવામાં સર્વદા અગ્રેસર થનારી અનુકંપાશીલ નારી હતી. તેના સંબંધની જે કથાઓ હવે પછી આપવામાં આવી છે, તેથી અમારાં એ કથનની સત્યતા પોતાની મેળે જ સિદ્ધ થાય તેમ હોવાથી એ વિશે અત્યારે જ અધિક વિવેચનની આવશ્યકતા નથી.*

સિરાજુદ્દૌલાને તેના કેટલાક દુષ્ટ તથા સ્વાર્થસાધુ સાથીઓએ રાજા જાનકીરામ વિરુદ્ધ ગમે તેવા કાન ભરીને ભંભેરી મૂકયો હતો અને સિરાજના નાના અલીવર્દીએ સિરાજને બિહારનો સૂબેદાર નીમેલો હોવાથી સિરાજે રાજા જાનકીરામની સત્તાને નષ્ટ ભ્રષ્ટ કરી નાખ-

---

* ઈ. સ. ૧૯૦૪ માં મારી લેખિનીથી લખાયલી અને ઈ. સ. ૧૯૦૫ ની **'ગુજરાતી'**ની ભેટ તરીકે પ્રકટ થયેલી **'પ્લાસીનું યુદ્ધ'** નામક નવલકથા જ્યારે હું લખતો હતો, ત્યારે એક ઇતિહાસગ્રન્થમાં **સિરાજુદ્દૌલાની** એ પતિપરાયણા સતી **બેગમનું** નામ **સોઝન** આપેલું હતું અને તેથી તે વાર્તામાં મેં એ **બેગમના સોઝન** નામથી જ પરિચય કરાવેલો છે. **લુત્ફુન્નિસાના** આ જીવનચરિત્રને જોતાં **લુત્ફુન્નિસા** અને **સોઝન** એક જ છે, એમ સ્પષ્ટ જણાઈ આવે છે. મારી **તે** નવલકથામાં **સોઝને** (**લુત્ફુન્નિસાએ**) **નવ્વાબ અલીવર્દી**ખાનના જનાનખાનામાં એક બાંદી તરીકે કેવી રીતે પ્રવેશ કર્યો હતો, **સિરાજ** તેનામાં કેવી રીતે આસક્ત થયો હતો, તેના **સિરાજમાં** કેવો અનન્ય અને અખંડ અનુરાગ હતો, **સિરાજે** તેનો એક વાર તિરસ્કાર કરેલો હોવા છતાં **પણ સિરાજના** સંકટકાળમાં **તે** તેની કેવી રીતે સહાયિકા થઈ હતી; માત્ર એટલું જ નહિ, પણ **સિરાજને 'પ્લાસીના યુદ્ધ'** પછી જ્યારે તેનાં સર્વ સંબંધિજનો ત્યાગી ગયાં હતાં, તે સમયમાં અને **સિરાજે મુર્શિદાબાદ**માંથી પલાયનનો પ્રયત્ન કર્યો તે વેળાયે પણ **તેની** છાયા સમાન **તેની** સાથે રહીને તેની કેવી સેવા કરી હતી અને **સિરાજના** મરણ પછી તેણે સંસારત્યાગિની સંન્યાસિની થઈને પોતાનું જીવન પવિત્રતામાં કેવી રીતે વીતાડયું હતું, એ સર્વ ઘટનાઓ વિસ્તારપૂર્વક વર્ણવાયલી છે એટલે જો **લુત્ફુન્નિસાના** જીવનની એ સર્વ ઘટનાઓને સાદ્યંત જાણવાની ઇચ્છા હોય, તો **'પ્લાસીનું યુદ્ધ'** વાંચવું અને તેમાં અપાયલા **સોઝનના** જીવનની ઘટનાઓનું નિરીક્ષણ કરવું; કારણ કે, તેમાં માત્ર નામનો જ ભેદ છે, પરંતુ **બેગમના** જીવનની ઘટનાઓ તો એક જ છે.

વાનો અને બિહારમાં પોતાની સ્વતંત્ર સત્તાને સ્થાપવાનો પોતાના મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો. સિરાજ પોતાની સાથે કેવળ લુત્ફુન્નિસા તથા તેની માતાને લઇને પટના જવામાટે નીકળ્યો. માર્ગમાં તેને તેના થોડાક અનુયાયિજનો આવી મળ્યા. ત્યારપછી સિરાજે રાજા જાનકીરામને એક એવો સંદેશ કહાવ્યો કેઃ "તમારે દુર્ગ અમારા અધિકારમાં સોંપી દેવો." પરંતુ જાનકીરામે તેની એ આજ્ઞાનો સર્વથા અસ્વીકાર કરવાથી સિરાજે તેના દુર્ગપર આક્રમણ કર્યું અને તેનું પરિણામ એ થયું કે, રાજા જાનકીરામના અનુભવી સૈનિકોના હસ્તથી સર્વથા પરાજિત થઇને તથા સારી રીતે માર ખાઇને સિરાજને ત્યાંથી પાછા ફરવું પડ્યું. આ ઘટના ઈ. સ. ૧૭૫૫ માં બની હતી, એવો ઇતિહાસમાં ઉલ્લેખ કરાયલો છે.

રાજા જાનકીરામ સાથેના યુદ્ધમાં મળેલા એ પરાજય પછી સિરાજુદ્દૌલા તથા લુત્ફુન્નિસાએ નગરના બાહ્ય ભાગમાંની એક પર્ણકુટીમાં આશ્રય લીધો. આ વાર્ત્તા જાનકીરામના જાણવામાં આવતાં તે ઉતાવળથી એ પર્ણકુટીમાં આવ્યો, સિરાજ તથા તેની બેગમને દુર્ગમાં આવવામાટેનો આગ્રહ કર્યો અને તેમને દુર્ગમાં લઈ જઇને તેમનો તેમની પદવી અનુસાર આડંબરપૂર્વક યોગ્ય આદર સત્કાર કર્યો. સિરાજે કરેલા જાનકીરામ સાથેના યુદ્ધના તથા તે યુદ્ધમાં સિરાજને મળેલા પરાજયના સમાચાર જ્યારે અલીવર્દીએ સાંભળ્યા, એટલે તે બહુ જ ઉતાવળથી પટનામાં આવી પહોંચ્યો. નવ્વાબ અલીવર્દીખાન સિરાજના પરાજયની ઘટનાથી એવો તો ગળગળો થઈ ગયો હતો કે, તેને ઠપકો આપવાને બદલે તેણે તેના એ પ્રમાદની તત્કાળ ક્ષમા આપી દીધી અને ચુંબનવડે તેના કપોલોને આર્દ્ર કરી દીધા.

જ્યારે ઈ. સ. ૧૭૫૬ માં સિરાજ તથા અંગ્રેજ વ્યાપારીઓ વચ્ચે પરસ્પર કલહનો ઉદ્‌ભવ થયો, તે વેળાયે કાસિમ બાજારમાંની ઈંગ્લિશ ફૅક્ટરીનો મૅનેજર મિસ્ટર્ વૉટસ્ પોતાની પત્ની તથા પોતાનાં બાળકો સહિત નવ્વાબ સિરાજુદ્દૌલાના હાથમાં સપડાઈ ગયો હતો. તેમનાં જીવન તથા તેમની નિર્ભયતાનો કેવળ સિરાજની માતા અમીના બેગમની દયા તથા અનુકંપાપર જ સર્વ આધાર હતો; કારણ કે, માયાળુ અમીના બેગમે તેમને પોતાના જનાનખાનામાં ૩૭ દિવસ સૂધી છુપાવી રાખ્યાં હતાં. અમીના બેગમે લુત્ફુન્નિસા બેગમને સિરાજ પાસેથી તેમની મુક્તિમાટેની આજ્ઞા મેળવવાનું જણાવ્યું અને પોતાની સાસૂની એ ઇચ્છા અનુસાર તે અંગ્રેજ પરિવારપર દયા લાવીને પોતાના સ્વામીના કોપને પાત્ર થવાનો સંભવ હોવા છતાં પણ તેમને બંધનમુક્ત કરાવવાના કાર્યનો ભાર લુત્ફુન્નિસાએ પોતાના શિરપર ઉપાડી લીધો. જ્યારે

લુત્ફુન્નિસાએ પ્રથમ તે અંગ્રેજપરિવારને બંધનમુક્ત કરાવવામાટેનો સિરાજ સમક્ષ પ્રસ્તાવ કર્યો, ત્યારે પ્રથમ તો સિરાજ તેમને ન છોડવામાટેના પોતાના વિચારમાં દૃઢ રહ્યો, પરંતુ અંતે લુત્ફુન્નિસાની અશ્રુપાતયુક્ત પ્રાર્થનાથી તેનું અંતઃકરણ પીગળી ગયું અને તેણે વૉટસ્ તથા તેના કુટુંબને બંધનમુક્ત કરવામાટે પોતાની અનુમતિ આપી દીધી.*

જ્યારે પ્લાસીના યુદ્ધનો અંત આવી ગયો, તે વેળાયે સિરાજના જોવામાં આવી ગયું કે, તેના સર્વ સ્વાર્થપરાયણ અને સુખના સમયના સાથીઓ તેને ત્યાગીને ચાલ્યા ગયા હતા અને તે પોતે સર્વથા નિઃસહાય તથા નિરાધાર અવસ્થામાં આવી પડ્યો હતો. આવી સ્થિતિમાં તે આશ્રય મેળવવાની આશાથી પોતાના શ્વસુર ઈરાજખાન પાસે ગયો, પરંતુ સંકટના સમયમાં તેણે પણ સિરાજને આશ્રય ન આપ્યો. અંતે સિરાજે મુર્શિદાબાદમાંથી ન્હાસી છૂટવાનો નિશ્ચય કર્યો. જ્યારે તે પલાયન કરવાને તૈયાર થયો, તે વેળાયે લુત્ફુન્નિસા તેનાં ચરણોમાં પડી ગઈ અને તેનાં ચરણોને પોતાના અશ્રુથી પલાળતી પ્રાર્થના કરવા લાગી કે: "કૃપા કરીને આ દાસીને પણ આપની સેવામાટે સાથે લેતા જાઓ." સિરાજે તેને શાંત પાડવામાટે કહ્યું કે: "પ્રાણેશ્વરી, હું અહીંથી થોડા વખતને માટે જ દૂર થાઉં છું, એટલે તારે આટલી બધી ચિન્તા રાખવાની અને આવો હઠ કરવાની કશી પણ આવશ્યકતા નથી. હું બલાઢ્ય સૈન્યસહિત બહુ જ સત્વર અહીં પાછો આવીશ, આપણા ગયેલા રાજ્યને પાછું મેળવીશ અને તારા સમાગમનો આનંદ ભોગવીશ." પરંતુ એથી નવ્વાબની સાથે જવામાટેનો લુત્ફુન્નિસાનો દૃઢ નિશ્ચય જરા પણ શિથિલ થયો નહિ અને તેથી સિરાજનો તેને સાથે આવવામાટેની અનુમતિ આપ્યા વિના છૂટકો ન જ થયો.

રાત્રિના શાંત સમયમાં સિરાજ પોતાની બેગમ લુત્ફુન્નિસા, તેની એક અલ્પવયસ્ક પુત્રી અને પોતાના થોડાક વિશ્વાસપાત્ર વૃદ્ધ સેવકોને સાથે લઇને ભગવાનગોલા નામક સ્થાનમાં જવામાટે મુર્શિદાબાદમાંથી નૌકામાં બેસીને નીકળ્યો. બીજા દિવસનો પ્રભાત થયો અને ધીમે ધીમે ગ્રીષ્મકાળના દિવસની ઉષ્ણતા અસહ્ય થવા લાગી. લુત્ફુન્નિસા પોતાના પતિની શ્રાંતિને ઓછી કરવામાટેના પ્રત્યેક પ્રયત્ન કરતી હતી અને પોતાના રૂમાલવડે તેને અખંડ વાયુ ઢોળ્યા કરતી હતી. ભગવાનગોલામાં પહોંચ્યા પછી સિરાજુદ્દૌલાએ ઉત્તરમાં જવાનો વિચાર કર્યો. પદ્મા તથા મહાનન્દાને ઓળંગી જવા પછી જ્યારે તેની નૌકા રાજમહાલયથી ચાર માઇલપર આવેલા નદીના પેલા કિનારાપરના બુરુલ

* H. B. Hyde's "Parochial Amals of Bengal" p. 58.

નામના ગામડા પાસે આવી પહોંચી, તે વેળાએ નાયરપુરની પાસેના નદીના મુખમાં પાણી ઓછું હોવાથી તે સ્થાનમાંથી નૌકાનું આગળ વધવાનું કાર્ય અટકી ગયું; કારણ કે, એટલા ઓછા પાણીમાં તે વિશાળ નૌકા ચાલી શકે તેમ હતું જ નહિ.

એ સ્થાનમાં અન્ન ન મળી શકવાથી ત્રણ દિવસ તથા ત્રણ રાતનું ક્ષુધાજન્ય અખંડ દુઃખ ભોગવ્યા પછી ત્યાંના કિનારાની પાસે દાનાશાહ નામનો એક ફકીર વસતો હતો, તેની ઝૂંપડીમાં સિરાજુદ્દૌલાએ પોતાના પરિવાર અને પરિચારકો સહિત આશ્રય લીધો. એમ કહેવામાં આવે છે કે, સિરાજુદ્દૌલા જ્યારે બંગાળાનો સર્વસત્તાધીશ નવ્વાબ હતો, તે સમયમાં સિરાજે એ ફકીરપર ભયાનક અત્યાચાર કર્યો હતો અને તેથા સિરાજમાટે તેના હૃદયમાં ભયંકર ધિક્કાર તથા વૈરભાવ વસી રહ્યો હતો. અર્થાત્ પોતાના શત્રુપાસેથી વૈરનો બદલો લેવાનો આ અલભ્ય પ્રસંગ અત્યારે અચાનક તે ફકીરના હાથમાં આવેલો હોવાથી એ પ્રસંગને વ્યર્થ જવા દેવાનું તે ફકીરને યોગ્ય ન જણાયું અને તેથી તેણે તે સમયના રાજમહાલના ફોજદાર મીર કાસિમને છુપી રીતે નવ્વાબ સિરાજુદ્દૌલાનો પત્તો બતાવી દીધો. મીર કાસિમે તત્કાળ સિરાજને પકડી લીધો અને કયદી તરીકે મુર્શિદાબાદ મોકલી દીધો. મીર કાસિમે લુત્ફુન્નિસાને પણ કયદ કરી લીધી હતી અને તેની પાસેથી તેના સર્વ મૂલ્યવાન્ અલંકારો તથા ધન ઇત્યાદિ છીનવી લઇને તેને ધાકા મોકલી દીધી હતી.

મુર્શિદાબાદમાં આવ્યા પછી સિરાજની શી સ્થિતિ થઈ હતી, એ તો વાંચકો સારી રીતે જાણે છે; અર્થાત્ મીરનની આજ્ઞાથી મહમ્મદ બેગે સિરાજનો અત્યંત નિર્દયતા તથા ક્રૂરતાપૂર્વક વધ કરી નાખ્યો હતો. સિરાજના મરણ પછી બીજીવાર લગ્ન કરવામાટેના અનેક પ્રસ્તાવોવડે લુત્ફુન્નિસાપર અત્યાચાર કરવામાં આવ્યા, પરંતુ એ સર્વ પ્રસ્તાવોના ઉત્તરમાં તેણે એકવાર સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે: "જે મનુષ્યે નિરંતર હાથીની સવારીનો આસ્વાદ લીધેલો હોય છે, તેને વાંદરાની સવારી કદાપિ પસંદ આવતી નથી!"*

એ ઘટનાને થોડાંક વર્ષો વીત્યા પછી અંગ્રેજોની કૃપા તથા માયાળુતાના પરિણામે લુત્ફુન્નિસા પાછી મુર્શિદાબાદમાં આવી અને ત્યાં અંગ્રેજોએ તેને તેના નિર્વાહમાટે માસિક રૂપિયા ૧૦૦૦ એક હજારનો પગાર બાંધી આપ્યો; તેમ જ નવ્વાબ અલીવર્દીખાન તથા તેના પતિ સિરાજુદ્દૌલાની કબ્રપર પુષ્પ ચઢાવવાના, તેની મરમ્મત કરાવવાના તથા બીજા ખર્ચમાટે તેને માસિક રૂપિયા ૩૦૫ ત્રણસેં ને પાંચની બીજી રકમ મળ્યા

* મુજફ્ફરનામા;—પૃષ્ઠ ૧૦૬

કરે, એવી વ્યવસ્થા પણ કરી આપી. આ ધનનો લુત્ફુન્નિસાએ કદાપિ દુર્વ્યય કિંવા અયોગ્ય ઉપયોગ કર્યો નહોતો. એમાંથી જેટલી આવશ્યકતા હોય, તેટલી જ રકમ તે વાપરતી હતી અને પોતાના નિર્વાહના આવશ્યકીય વ્યય ઉપરાંત જે કાંઈ પણ બચે, તેનો તે દાનધર્મ તથા પરોપકારનાં કૃત્યોમાં વ્યય કરી નાખતી હતી.

એ પછી લુત્ફુન્નિસા કેટલા કાળ પર્યન્ત જીવતી રહી હતી, એ વિશે નિશ્ચય પૂર્વક કાંઈ પણ કહી શકાય તેવાં પ્રમાણો આપણી પાસે નથી. એ વિશેનાં આપણને જે કેટલાંક પ્રમાણો મળી આવે છે, તેમાંનું પ્રથમ પ્રમાણ તે મિસ્ટર ફૉર્સ્ટર્નું એક પત્ર છે. મિસ્ટર ફૉર્સ્ટરે પોતાના ઈ. સ. ૧૭૮૨ ના ઑગસ્ટ માસની ૩૧ મી તારીખના એક પત્રમાં એવા આશયનો લેખ લખ્યો છે કે, લુત્ફુન્નિસા તે સમયમાં પોતાના પતિ સિરાજની તુર્બતપર વારંવાર તેના મરણનો શોક કરવાને જતી હતી;* એટલે એથી એટલું તો સ્પષ્ટ જણાઈ આવે છે કે, લુત્ફુન્નિસા બેગમ તેના પતિ સિરાજુદ્દૌલાના મરણ પછી પણ ઓછામાં ઓછાં પચીસ વર્ષ પર્યન્ત તો અવશ્ય જીવતી હતી. બીજું પ્રમાણ ‘સયરલ્ મુતાખરીન્ ’ના અનુવાદક મુસ્તફાનું છે. એ મુસ્તફાએ સિરાજના મરણથી ૩૨ વર્ષ પછી લુત્ફુન્નિસાને જીવતી જોઈ હતી.† ત્રીજું અને અંતિમ પ્રમાણ ઇતિહાસકાર બેવરિજનું છે; કારણ કે, બેવરિજે બંગાળાની નિઝામતના દફ્તરોમાં ઉમ્દતુન્નિસા નામક એક સ્ત્રીનું નામ જોયું હતું અને તેને તેણે લુત્ફુન્નિસા જ માની હતી ‡ એ ઉમ્દતુન્નિસાએ ઈ. સ. ૧૭૯૧ ના ઑગસ્ટ માસમાં તેને ગવર્ન્મેન્ટ તરફથી જે માસિક વેતન આપવામાં આવતું હતું, તેમાં વધારો કરી આપવામાટેનું એક આવેદનપત્ર ગવર્નમેન્ટપર મોકલ્યું હતું. જો મિસ્ટર્ બેવરિજનું અનુમાન સત્ય હોય, તો તો પછી આપણે પણ એમ જ માનવાનું છે કે, સિરાજના મરણ પછી ૩૭ વર્ષ પર્યન્ત તો લુત્ફુન્નિસા બેગમનો સ્વર્ગવાસ થયો નહોતો.

---

* "Journey from Bengal to England. Geo. Forster, Vol. I. p. 12.

† This lady (Lutf-un-nissa) is now (1789) livnig at Murshidabad." *Matagherin*, Vol. II. p. 94. Note.

‡ "It would be interesting to know whether this lady was the same as Umdat-un-missa Begam, who is described in the Nizamat Records as the widow of Siraj. If so, she did not die till 5 th Rabius-Sani 1208, i. e. 10 th November, 1794."

H. Beveridge, *Calcutta Review*, , 1892, p. 204.

પરંતુ એ સર્વથી વિરુદ્ધ મિસ્ટર્ હૉલ્વેલ્ એમ કહે છે કે, ઘસીટી તથા બીજી બેગમો સાથે લુત્ફુન્નિસા અને તેની અલ્પવયસ્કા બાલિકાને પણ નદીના જલપ્રવાહમાં ડુબાવીને મારી નાખવામાં આવી હતી;* અને એ ઘટના તો સિરાજના મરણ પછી અલ્પ સમયમાં જ બની હતી, એ તો આપણા ધ્યાનમાં જ છે.

ભાગીરથીના પશ્ચિમ તીરપ્રાંતમાં આવેલા 'ખુશબાગ' નામક ઉદ્યાનમાં પોતાના પતિની કબ્રપર લુત્ફુન્નિસા નિત્ય પુષ્પો ચઢાવવામાટે જતી હતી.† તેના મરણ વિશે એમ કહેવામાં આવે છે કે, પોતાના નિત્યના નિયમ પ્રમાણે એક દિવસ તે પોતાના પતિની તુર્બતપર પુષ્પો ચઢાવીને અશ્રુ વર્ષાવતી બેઠી હતી અને ત્યાં જ અચાનક તેના પ્રાણ શરીરમાંથી નીકળી જતાં આ સંસારને તે સદાને માટે ત્યાગી ગઈ હતી. તેના મૃતશરીરને પણ સિરાજની તુર્બતની પાસે જ દફનાવવામાં આવ્યું હતું અને પછીથી કબ્ર પણ ચણાવવામાં આવી હતી કે, જે અદ્યાપિ વર્તમાન છે.

ક્રૂરતમ કાળમહારાજના કરાલ દંડે તે સમયની અન્ય સર્વ વસ્તુઓનો નિર્દયતાથી નાશ કરી નાખ્યો છે; છતાં જ્યાં સિરાજ તથા લુત્ફુન્નિસાની તુર્બતો શોભી રહી છે, તે ખુશબાગ અદ્યાપિ અવિચલ છે અને તે આજે પણ સ્વર્ગીય લુત્ફુન્નિસા બેગમની અનન્ય, અલૌકિક, અવર્ણનીય તથા અવિચલ શાશ્વત પતિપરાયણતા તથા પતિનિષ્ઠાની આપણને ઝાંખી કરાવ્યા કરે છે.



# રબિયા બેગમ

રબિયા બેગમ નવ્વાબ અલીવર્દીખાનની ભત્રીજી થતી હતી અને બંગાળાના એક સમયના સૂબેદાર શુજાખાનના એક સંબંધી અતાઉલ્લાખાન નામક એક પુરુષ સાથે તેનો લગ્નસંબંધ થયો હતો. રબિયા બેગમની ત્રણ પુત્રીઓ હતી, તેમાંની એક પુત્રીનું સિરાજ સાથે સગપણ કરવામાં આવ્યું હતું, પરંતુ તે પુત્રી લગ્ન થવા પૂર્વે જ મરી ગઈ હતી. એ પુત્રીના

* An Address to the Proprietors of East India Stock etc. p. 47.

† "Hated and despised by his subjects and foreigners alike, he (Siraj) left one faithful mourner in his wife, Lutf-un-nissa, who for many years employed mullahs to say prayers at his tomb which she used freguently to visit." Hill's *Bengal: India Records Series:* Vol. I, p. cc VIII.

અકાળ મરણથી રબિયાનું હૃદય અસહ્ય શોકના આઘાતવડે વિદીર્ણ થઈ ગયું હતું અને તેના પરિણામે તે અષ્ટૌપ્રહર શોકમાં જ રહ્યા કરતી હતી.

ઇ. સ. ૧૭૫૦ (હિજરી સન્ ૧૧૫૯) માં અલીવર્દીએ પોતાના પ્રિય દૌહિત્ર સિરાજને બહુ જ ધામધૂમ અને આડંબર સહિત પરણાવ્યો અને તેની સાથે રબિયા બેગમના શોકને કાંઇક ઘટાડવામાટે પોતાના અન્ય દૌહિત્રોમાંના એક અકરામુદ્દૌલા નામક દૌહિત્ર સાથે અતાઉલ્લાખાનની દ્વિતીય પુત્રીનો લગ્નસંબંધ પણ કરાવી આપ્યો.

અતાઉલ્લાખાન એક વીરપુરુષ અને બુદ્ધિમાન્ સેનાપતિ હોવાથી અલીવર્દીએ મરાઠાઓ સાથેના યુદ્ધમાં સેનાપતિ મીર જાફરના સહાયક તરીકે તેને યુદ્ધભૂમિમાં મોકલ્યો. મરાઠાઓ સાથેના એ યુદ્ધમાં અતાઉલ્લાએ પોતાની વીરતા તથા દક્ષતાનો અત્યંત ઉત્તમ પરિચય કરાવ્યો અને તેથી સર્વત્ર તેની પ્રશંસા થવા લાગી. મરાઠાઓ સાથેના એ યુદ્ધમાં પોતાને મળેલા વિયજવડે અત્યંત ફૂલાઈ ગયેલો અને પ્રથમથી જ કાંઇક કાવત્રાંખોર સ્વભાવનો અતાઉલ્લા નવ્વાબ અલીવર્દીને કપટજાળમાં સપડાવીને મારી નાખવામાટેના ચાલતા મીર જાફરના કારસ્થાનમાં ભળી ગયો અને એ બન્ને નિમકહરામ સેનાપતિઓએ પોતપોતામાં એવો કરાર કર્યો કે, અલીવર્દીનો વધ થઈ જવા પછી રાજ્યને બે ભાગમાં વ્હેંચી દેવું અને તેમાંનો એક ભાગ મીર જાફરે લેવો તથા બીજો ભાગ અતાઉલ્લાએ લઈ લેવો. પરંતુ તેમનો એ પ્રપંચ, તેની પૂર્ણતા થવા પૂર્વે જ, પ્રકાશમાં આવી ગયો અને તેના પરિણામે અતાઉલ્લાને રાજ્યપ્રાપ્તિને બદલે દેશવટે જવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. અતાઉલ્લા પોતાની ધનસંપત્તિ તથા અન્ય સર્વ જંગમ વસ્તુઓને લઇને પોતાની બેગમ સહિત ભાગીરથીને ઓળંગીને પેલે પાર ચાલ્યો ગયો અને માલ્દા નામક સ્થાનમાં નિવાસ કરીને રહ્યો. રબિયા બેગમ પણ પોતાના પતિના ભાગ્યની ભાગિની હોવાથી જેની રીતે તેણે પતિના સુખમાં ભાગ લીધો હતો તેવી જ રીતે હવે પતિના દુઃખમાં પણ તે શાંતિ તથા આનંદથી ભાગ લેવાને તૈયાર થઈ ગઈ. અતાઉલ્લાએ માલ્દાનો ત્યાગ કર્યા પછી રબિયા બેગમ લખનૌ સૂધી પોતાના પતિ સાથે ગઈ. પરંતુ ત્યાર પછી અતાઉલ્લા કનોજના નાયબ સૂબેદાર નવલરાયના સૈન્યમાં એક સેનાપતિ તરીકે નોકરીમાં રહ્યો અને અહમ્મદખાન બંગશ સાથેના યુદ્ધમાં પોતાના સ્વામીના પક્ષમાં રહીને લડતાં શત્રુના શસ્ત્રથી વીરગતિને પામ્યો. પતિના આવી રીતે થયેલા અકાળ અને અચાનક મરણથી રબિયા બેગમ એક ભયંકર દેશમાં એકલી અટૂલી સર્વથા નિરાધાર અવસ્થામાં આવી પડી. પરંતુ તે એક અત્યંત બુદ્ધિમતી અબળા હોવાથી લખનૌના ઉચ્ચ-

પદાધિકારીઓ તથા જમીનદારોનાં મનોને તેણે નાના પ્રકારની કીમતી ભેટ સોગાદો આપીને જીતી લીધાં અને એના યોગે અલ્પ કાળમાં જ પોતાની સર્વ ધનસંપત્તિ, અન્ય વસ્તુઓ તથા પોતાના કુટુંબ સહિત ત્યાંથી કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના નીકળી જવાનાં સાધનો તેને મળી ગયાં. તે પ્રથમ પટનામાં આવી અને ત્યાર પછી મુર્શિદાબાદમાં આવીને પોતાના કાકા અલીવર્દીની છાયામાં નિર્ભયતાથી રહેવા લાગી.

મોતીઝીલ દુર્ગના પ્રખ્યાત ઘેરાના સમયમાં રબિયા બેગમ ઘસીટી બેગમની સાથે જ હતી. પરંતુ જે આપત્તિમાં ઘસીટી બેગમ સંપૂર્ણ જકડાઈ ગઈ હતી, તે આપત્તિમાંથી રબિયા બેગમ પોતાની પુત્રી, અકરામુદ્દૌલાની વિધવાની મધ્યસ્થતાના યોગે નિર્વિઘ્ન છટકી ગઈ હતી; એટલે કે, સિરાજે તેની સંપત્તિને હસ્તસ્પર્શ પણ કર્યો નહોતો.

ઈ. સ. ૧૭૮૦ (હિજરી સન્ ૧૧૮૯) માં રબિયા બેગમે આ નશ્વર સંસારને અંતિમ પ્રણામ કરીને સ્વર્ગારોહણનો માર્ગ સ્વીકાર્યો હતો. જો કે રબિયા બેગમમાં અનેક દુર્ગુણો ભરેલા હતા અને તેના એ દુર્ગુણોથી એક દુર્ગુણી અબળા તરીકે તે પ્રખ્યાત હતી; તો પણ તેનામાં કેટલાક સદ્ગુણોનો પણ નિવાસ તો હતો જ. તેના મરણથી પૂર્વે ઘણા દિવસથી તેણે પોતાના વીતેલા અપવિત્ર જીવન તથા પોતાના હસ્તથી થયેલાં પાપકર્મોના પશ્ચાત્તાપનો આરંભ કરી દીધો હતો; કારણ કે, પશ્ચાત્તાપવડે પાપનો ભાર કાંઇક ઓછો થાય છે એવો મુસલ્માની ધર્મનો એક સિદ્ધાન્ત છે;* અને છેવટે ઈશ્વરની ક્ષમા માગતાં માગતાં જ તેનો પ્રાણપક્ષી તેના શરીરપિંજરમાંથી ઊડી ગયો હતો. મરણશય્યામાં તેણે જે ઉત્તમ શબ્દો ઉચ્ચાર્યાં હતા, તે શબ્દો તેની ઇસ્લામ ધર્મમાંની અચલ શ્રદ્ધાને સ્પષ્ટ સિદ્ધ કરી બતાવનાર જ હતા. તેની અંતિમ પ્રાર્થના એ જ હતી કે: "હે પાક પરવરદિગાર, જો મારાં દુષ્કૃત્યોમાટે મને

---

* ઉર્દુભાષાના પ્રખ્યાત કવિવર્ય **અલ્તાફ હુસેન હાલીએ 'રુબાઈયાતેહાલી'** નામક પોતાના એક કાવ્યગ્રંથમાં એ વિશેની જે એક રુબાઈ લખી છે, તે આ પ્રમાણે છે:—

"હો જાય ખતા ગર કોઈ નાદાની સે;
માયૂસ ન હો રહમતે યજ્દાની સે;
હો બારે ગુનાહ જિસ બશરકે સરપર;
કુછ હોતા હય હલકા વો પશેમાની સે!"

**હાલી.**

એનો ભાવાર્થ એવો થાય છે કે: "નાદાનીથી જો કાંઈ અપરાધ થઈ જાય, તોપણ તું ઈશ્વરની કૃપાથી નિરાશ થઇશ નહિ; કારણ કે, જે મનુષ્યના શિરપર અપરાધનો ભાર હોય છે, તેનો તે ભાર પશ્ચાત્તાપના યોગે કેટલેક અંશે ઓછો થઈ જાય છે." **હાલી.**

યોગ્યશિક્ષા આપવાની જ તારી ઇચ્છા હોય, તો તે શિક્ષા આપવાની તને સંપૂર્ણ સત્તા છે. હું તો તારી એક બાંદી અને અપરાધિની અબળા છું; અને તેથી જો તું મને મારાં પાપો તથા અપરાધોની ઉદારતાથી ક્ષમા આપીશ, તો તે તારી ઉદારતા અયોગ્ય કિંવા અસંબદ્ધ તો નહિ જ કહેવાય; કારણ કે, તું અલ્કરીમો અલ્રહીમ છે અને તેથી પાપીઓને તેમનાં પાપોની ક્ષમા આપવી, એ તો તારો સ્વભાવ જ છે!"

---

# મુન્ની બેગમ

મુન્ની બેગમ કોઈ કુલીન તથા પ્રતિષ્ઠિત કુટુંબમાંથી ઊતરી આવેલી અબળા નહોતી. તે પોતાના પ્રથમ યૌવનકાળમાં એક નર્તકી હતી. તેની માતા સિકન્દરાબાદમાંના બાલકુંડા નામક સ્થાનમાં વસતી એક નિરાધાર, નિઃસહાય અને સાધનહીન વિધવા હતી. પોતાની પુત્રીના પાલનપોષણ જેટલાં સાધનો પણ તે વિધવા પાસે ન હોવાથી તેણે પોતાની પુત્રી મુન્નીને વિશુ નામની એક બીજી સ્ત્રીના હાથમાં સોંપી દીધી. વિશુ એ મુન્નીને તથા પોતાની પુત્રી બબ્બુને લઇને દિલ્હી ચાલી ગઈ અને ત્યાં એ ઉભય બાળાઓને નૃત્યકળાનું ઉત્તમ શિક્ષણ આપવામાં આવ્યું. જે વેળાયે એ બન્ને બાળાઓ નૃત્યકળા તથા સંગીતકળામાં પ્રવીણ થઈ ગઈ અને તેમણે યૌવનમાં પ્રવેશ કર્યો; તે વેળાયે મુર્શિદાબાદમાં સિરાજુદ્દૌલાના અત્યંત આડંબરયુક્ત લગ્નોત્સવનો પ્રસંગ આવી લાગ્યો. મુન્ની તથા બબ્બુની નૃત્યકળા તથા સંગીતકળાની સર્વત્ર ખ્યાતિ થયેલી હોવાથી એ લગ્નોત્સવમાં વિશુને મુન્ની, બબ્બુ તથા તેના સાજિંદાસહિત મુર્શિદાબાદમાં બોલાવવામાં આવી હતી.

મીર જાફર મુન્નીની અદ્વિતીય નૃત્યકળા જોઇને અત્યંત મોહમુગ્ધ થયેલો હોવાથી સિરાજના લગ્નસમારંભની સમાપ્તિ પછી તેણે વિશુને તેની મંડળી સહિત કેટલાક સમય પર્યન્ત મુર્શિદાબાદમાં રહેવાનો આગ્રહ કર્યો. ત્યાર પછી મીર જાફર નિત્ય નિયત રીતિથી મુન્નીને મળવામાટે તેને ઘેર જવા લાગ્યો અને તેના પ્રેમપાશમાં એટલો બધો જકડાઈ ગયો કે વળી પણ તેણે તેમને ત્યાં કાંઇક વધારે રહેવાનો આગ્રહ કર્યો અને તેમને માસિક રૂપિયા પાંચસોનો પગાર આપવાની પોતાની ઇચ્છા દર્શાવી. મુન્નીએ પાંચસો રૂપિયાના પગારથી મુર્શિદાબાદમાં રહેવામાટેના મીર જાફરના પ્રસ્તાવને તત્કાળ સ્વીકારી લીધો. એ પછી મીર જાફરે મુન્ની સાથે પરણીને તેને પોતાની હકદાર બીબી બનાવી લીધી અને ત્યાર પછી વળી કેટલોક સમય જતાં બબ્બુ સાથે પણ લગ્ન કરી લઇને તેને પણ મીર જાફર પોતાના જનાનખાનામાં લઈ આવ્યો.

મીર જાફર સાથે મુન્નીના લગ્નસંબંધ થયો એટલે અત્યાર સુધી મુન્ની બીબી અથવા મુન્ની જાનના નામથી ઓળખાતી તે સુંદરી મુન્ની બેગમના નામથી ઓળખાવા લાગી અને તેના અત્યાર સુધીનાં સાથીઓ સાથેના તેના વિયોગનો પ્રસંગ આવી લાગ્યો. આવી રીતે પ્રેમ કિંવા પ્રણયને માટે એક નર્તકી યુવતીએ અથવા બીજા શબ્દોમાં કહીએ તો એક યુવતી ગણિકાએ પોતાના વ્યવસાય તથા પોતાની સ્વતંત્રતાને સર્વથા તિલાંજલિ આપી દીધી. મુન્ની બેગમને બે પુત્રો થયા અને તેમનાં નામો અનુક્રમે નજમુદ્દૌલા તથા સયફુદ્દૌલા હતાં; અને બબ્બુ બેગમને મુબારકુદ્દૌલા નામક કેવળ એક જ પુત્ર થયો હતો. મુન્ની બેગમના માનસિક સદ્‌ગુણો તથા તેની શુદ્ધ પ્રણય શીલતાએ તેને મીર જાફરના અંતઃપુરની સર્વશ્રેષ્ઠ અધિકારિણી તથા મુખ્ય બેગમની પદવીપર ચઢાવી દીધી. સિરાજુદ્દૌલાના હીરાઝીલ નામક મહાલયમાંથી મીર જાફર જે અગાધ સંપત્તિ લઈ આવ્યો હતો, તે સંપત્તિની સ્વામિની પણ એ મુન્ની બેગમ જ થઈ હતી.

મીર જાફરના મરણ પછી બંગાળાના નવ્વાબની મસ્નદપર મુન્ની બેગમના પુત્ર નજમુદ્દૌલાને જ બેસાડવામાં આવ્યો હતો અને અંગ્રેજોએ મીરનના અલ્પવયસ્ક પુત્રના બંગાળાની મસ્નદપરના અધિકારનો સર્વથા અસ્વીકાર કર્યો હતો.

નજમુદ્દૌલા તથા તેની માતા મુન્ની બેગમની નંદકુમારને પોતાના દીવાન તરીકે નીમવાની પ્રબળ ઇચ્છા હતી; પરંતુ કલકત્તા કાઉન્સિલના મેમ્બરો નંદકુમારને ધિક્કારતા હતા તેથી તેમણે એ પ્રસ્તાવથી વિરુદ્ધ પોતાનો અભિપ્રાય આપ્યો. છેવટે ઘણી જ મોટી રિશ્વતો આપીને રેઝાખાને દીવાનની પદવી પ્રાપ્ત કરી લીધી અને તે બંગાળાના નવ્વાબનો દીવાન થયો. ઈ. સ. ૧૭૬૬ માં ભયંકર જ્વરની બાધાથી નંજમુદ્દૌલા આ નશ્વર સંસારને સદાને માટે ત્યાગી ગયો, અર્થાત્ તે મરણને શરણ થયો.

નજમુદ્દૌલાના મરણ પછી તેનો સોળ વર્ષના વયનો બંધુ સયફુદ્દૌલા બંગાળાનો નવ્વાબ થયો, પરંતુ તે અદ્યાપિ વયમાં આવેલો ન હોવાથી રાજ્યની વ્યવસ્થાનો અધિકાર મુન્ની બેગમના હસ્તમાં મૂકાયો. ઈ. સ. ૧૭૭૦ માં એ તરુણ નવ્વાબ શીતલાના રોગનો ભોગ થયો અને સત્વર જ મરી ગયો.

મુન્ની બેગમના બન્ને પુત્રોનો આવી રીતે અકાળ અને અચાનક સ્વર્ગવાસ થવાથી બબ્બુ બેગમનો પુત્ર મુબારકુદ્દૌલા હવે બંગાળાની મસ્નદનો અધિકારી થયો. જે વેળાએ તે બંગાળાનો નવ્વાબ થયો, તે વેળાયે તેની અવસ્થા કેવળ બાર વર્ષની જ હતી. ઈ. સ. ૧૭૭૨ માં

વૉરન્ હેસ્ટિંગ્સ્ બંગાળાનો ગવર્નર થઇને ભારતવર્ષમાં આવ્યો અને તેણે રાજ્યની ઉપજ બહુજ ઓછી જોઇને રાજ્યની કાર્યપદ્ધતિમાં અને વ્યવસ્થામાં કેટલુંક પરિવર્ત્તન કરી નાખ્યું. વૉરન્ હેસ્ટિંગ્સે રાજ્યવ્યવસ્થાના કાર્યની દેખરેખમાટે એક ગુપ્ત અધિકારિ મંડળની સ્થાપના કરી. નન્દકુમારની કુમંત્રણાથી એ ગુપ્ત અધિકારિમંડળે રેસીડંટ મિડલ્ટન્‌ને રેજ઼ાખાનને બંદિવાન્ કરવામાટેની પ્રાર્થના કરી; કારણ કે, તે મંડળના સભાસદોની માન્યતા પ્રમાણે સર્વ અનર્થોનો મૂળ હેતુ તે રેજ઼ાખાન જ હતો. પછીથી રેજ઼ાખાનને કલકત્તામાં લાવવામાં આવ્યો હતો, અને ત્યાં તે બંદિવાન્ તરીકે જ રખાયો હતો. જો કે રેજ઼ાખાન કેટલાક સમયથી બબ્બુ બેગમના પક્ષમાં રહીને મુન્ની બેગમ વિરુદ્ધ ચાલતાં બબ્બુ બેગમનાં કારસ્થાનોમાં બબ્બુ બેગમને પોતાથી આપી શકાય તેટલી સહાયતા આપતો હતો અને મુન્ની બેગમના લાભોને ધૂળમાં મેળવી નાખવાને તત્પર હતો; છતાં પણ રેજ઼ાખાનના શિરપર અચાનક આવી પડેલા આ સંકટથી કોમળહૃદયા મુન્ની બેગમના હૃદયમાં અતિશય શોક થવા લાગ્યો અને તેથી તે રેજ઼ાખાનની બંધનમુક્તિમાટે કેવળ પરોપકારબુદ્ધિવડે પ્રેરાઇને પોતાથી કરી શકાય તેટલા પ્રયત્નો કરવા લાગી.

રેજ઼ાખાનની અપ્રતિષ્ઠા થયા પછી મુન્ની બેગમ અલ્પવયસ્ક નવ્વાબની શિક્ષિકા તથા પ્રતિપાલિકા તરીકે નીમાઈ હતી. અર્થાત્ મુન્ની બેગમે કાઉન્સિલ્‌માં પોતાનો લાગવગ ચલાવ્યો અને નન્દકુમારના પુત્ર ગુરુદાસને 'રાજા' ની પદવી આપવાનો તથા તેને દીવાન અને હિસાબરવિસ (Chief Accountant) ના પદપર નિયુક્ત કરવામાટેનો ઉદ્યોગ આરંભી દીધો, અને તેનો એ ઉદ્યોગ સફળ પણ થયો. હવે બબ્બુ બેગમને પોતાને જ પોતાના પુત્રની શિક્ષિકા તથા પ્રતિપાલિકાના પદપર નિયુક્ત ન કરતાં અલ્પવયસ્ક નવ્વાબની શિક્ષિકા તથા પ્રતિપાલિકા તરીકે વૉરન્ હેસ્ટિંગ્સે નવ્વાબની ઓરમાન અથવા સાવકી માતા મુન્ની બેગમને શા કારણથી નિયત કરી હતી અને એમાટેની બબ્બુ બેગમની અરજીને શા કારણથી કચરાની ટોપલીને હવાલે કરી હતી, એ વિશેનો કોઈ પણ પ્રકારનો સંતોષકારક ખુલાસો આપી શકાય તેમ છે જ નહિ.

કાઉન્સિલના મેમ્બરોના વિશેષ ભાગે ઇ. સ. ૧૭૭૨ ના જુલાઈ માસની ૧૧ મી તારીખની પોતાની 'મિનિટ્'માં મુન્ની બેગમને અલ્પવયસ્ક નવ્વાબની શિક્ષિકા તથા પ્રતિપાલિકા તરીકે નીમવાનાં કારણો આ પ્રમાણે દર્શાવેલાં છે:—

"નવ્વાબની પ્રતિપાલિકા તરીકે જેનામાં સંપૂર્ણ વિશ્વાસ રાખી

શકાય, એવી જન્નતનશીન નવ્વાબ જાફર અલીખાનની વિધવા મુન્ની બેગમ વિના અન્ય કોઈ પણ વ્યક્તિ અમારા જાણવામાં છે નહિ. તેની પદવીના યોગે આ મહત્તાને ભોગવવાનો તે અધિકાર ધરાવે છે અને તેને એ અધિકાર આપવાથી આપણી પોતાની રાજનીતિની કશી પણ ક્ષતિ થવાનો સંભવ નથી..........જ્યાં મુન્ની બેગમ પોતે આવી શકશે નહિ, તેવા સર્વ પ્રસંગોમાં તેમનો દીવાન તેમનું કાર્ય ચલાવશે. જનાનખાનામાં વસનારી નારીમાં આપણે જો કે અલૌકિક યોગ્યતાની આશા રાખી શકીએ તેમ નથી; તોપણ મુન્ની બેગમ એક બુદ્ધિમતી અને કાર્યકુશળ સ્ત્રી છે, એવી અમારી દૃઢ માન્યતા છે; અને આવા એક મર્યાદાબદ્ધ કાર્યમાટે અસાધારણ કોલકરારોની આવશ્યકતા હોય, એવી અમારી ધારણા નથી."

કાર્યની સરળતામાટે મુન્ની બેગમે ઈતબારખાન નામક એક ખાજા-સરાને રાજા ગુરુદાસના સહાયક તરીકે પોતાની નોકરીમાં રાખી લીધો અને ઈતબારખાન નાયબ દીવાન થઈ પડ્યો. ઈતબારખાન મૂર્ખ પણ હતો અને નીચ પણ હતો. પોતાની પદવીનો અતિશય અહંકાર તથા મદ આવી જવાથી તે સમયના અનેક પ્રતિષ્ઠિત પુરુષોનું તે અપમાન કરવા લાગ્યો અને તેથી સમસ્ત રાજ્યમાં તેના વિશે અસંતોષ તથા દ્વેષનો પ્રબળ અગ્નિ પ્રજળી ઉઠ્યો. એ ઈતબારખાનની કુમંત્રણાથી મુન્ની બેગમે બબ્બુ બેગમ તથા મુબારકની સર્વ સત્તા છીનવી લીધી અને તેથી મુન્ની બેગમની એ મૂર્ખ તથા અનનુભવી ઈતબારખાન તરફની લાગણીની સર્વત્ર ચર્ચા તથા નિન્દા થવા લાગી.

અત્યાર સુધી મુબારકને જે ૨૪ લાખનું વાર્ષિક વેતન મળતું હતું, તેમાં ઘટાડો કરીને વૉરન્ હેસ્ટિંગ્સે તે રકમ સોળ લાખની કરી નાખી. નવ્વાબની અલ્પવયસ્કતાના સમયમાં એ ધનના વ્યયનો અધિ-કાર મુન્ની બેગમને આપવામાં આવ્યો હતો અને એ ધનનો વ્યય આવી રીતે થતો હતો:-

ક નવ્વાબના સુખવિલાસમાટેનો ખર્ચ.

ખ નવ્વાબના કુટુંબનો તથા સૈનિક હેતુઓમાટેનો ખર્ચ.

ગ એ ધનમાંનો એક ભાગ મીરજાફરનાં સંબંધીઓને તથા તેની રાખેલીઓને પગાર તરીકે આપવામાં આવતો હતો.

ઘ એમાંનો અર્ધ ભાગ વેતન તરીકે અલીવર્દીના ઉત્તરાધિકારી-ઓને આપવામાં આવતો હતો.

ઙ મુબારકુદ્દૌલાથી પૂર્વે થઈ ગયેલા નવ્વાબોનાં પ્રિયપાત્રોને પણ કેટલીક રકમ પગાર તરીકે અપાતી હતી.

બે વર્ષની લાંબી તપાસ પછી રેજાખાન અંગ્રેજોના બંધનથી મુક્ત થયો; અને તેની ગયેલી સત્તા પાછી તેના હાથમાં આવી. મુન્ની બેગમને હવે નવ્વાબની શિક્ષિકા તથા પ્રતિપાલિકાના પદપરથી કાઢી નાખવામાં આવી હતી અને તેને વાર્ષિક એક લાખ રૂપિયાનો પગાર બાંધી આપવામાં આવ્યો હતો; માત્ર એટલું જ નહિ, પણ રાજા ગુરુદાસની દીવાનગીરીનો પણ અંત આવી ગયો હતો. પરંતુ વિશેષ સમય જવા પૂર્વે જ એ રાજનૈતિક વ્યવસ્થાના સ્વરૂપનું પણ પરિવર્તન થઈ ગયું; કારણ કે, નવ્વાબ હવે પોતાના કાર્યની વ્યવસ્થા પોતે જ કરી લેવાને સંપૂર્ણ શક્તિમાન્ છે, એવું નિમિત્ત બતાવીને વૉરન્ હેસ્ટિંગ્સે રેજાખાનને તેના દીવાનપદપરથી પાછી રજા આપી દીધી અને ત્યારપછી તેણે ડાયરેકટરોની કોર્ટપર એક કાગળ લખીને તેમાં રેજાખાનપર ક્રૂરતા તથા અસદ્વર્ત્તનનો આરોપ પણ મૂકયો હતો. પણ ડાયરેકટરોની કોર્ટે નવ્વાબમાં અદ્યાપિ રાજ્યની યોગ્ય વ્યવસ્થા કરવામાટેની યોગ્યતા આવી નથી એવું કારણ દર્શાવીને રેજાખાનને દીવાનના પદપર કાયમ રાખવાનો જ આગ્રહ કર્યો. ડાયરેકટરોની કોર્ટની એ આજ્ઞાપ્રતિ દીર્ઘકાળપર્યન્ત વિરોધ દર્શાવીને વૉરન્ હેસ્ટિંગ્સ્ મુન્ની બેગમને તેની ગયેલી પદવીની પુનઃપ્રાપ્તિના પ્રયત્નમાં સહાયતા આપતો રહ્યો, પરંતુ તેનો એ પ્રયત્ન સફળ ન થયો અને તેને ડાયરેક્ટરોની કોર્ટની આજ્ઞાને આધીન થવું પડ્યું. ઇ. સ. ૧૭૯૩ માં મુબારક જન્નતનશીન (સ્વર્ગવાસી) થયો.

મુબારકના મરણ પછી ઇ. સ. ૧૭૯૩ ના સપ્ટેમ્બર માસની ૨૪ મી તારીખે તેના જ્યેષ્ઠ પુત્ર બાબરઅલીને બંગાળાની નિજામત આપવામાં આવી. જે વેળાયે મુન્ની બેગમને તેના પદથી ચ્યુત કરવામાં આવી હતી, તે વેળાયે તેના હાથથી ખર્ચાયલાં નાણાંનો હિસાબ પાસેથી માગવામાં આવ્યો હતો અને એ વિશેની તપાસમાટે એક કમિશન્ નીમીને તથા તે કમિશનના પ્રમુખ તરીકે મિસ્ટર્ ગોરિંગને નિયત કરીને તે કમિશનને મુર્શિદાબાદ મોકલવામાં આવ્યું હતું. હિસાબને તપાસતાં તેમાં કેટલાંક નાણાંનો હિસાબ હતો જ નહિ, એમ જોવામાં આવ્યું અને તે વિશે મુન્ની બેગમને પૂછતાં તેણે જણાવ્યું કે: "એ નાણાં ગવર્નર જનરલ વૉરન્ હેસ્ટિંગ્સ્ અને તેમના બીજા અધિકારીઓના સંતોષમાટે ખર્ચવામાં આવ્યાં હતાં."

ઈસ્ટ ઈન્ડિયા કંપની મુન્ની બેગમનો બહુ જ સારો આદર કરતી હતી. જ્યારે ઇ. સ. ૧૮૦૩ ના જાન્યુઆરી માસમાં તેનો સ્વર્ગવાસ થયો, તે વેળાયે તેના માનમાં, મરણ સમયમાં તેની જેટલાં વર્ષની અવસ્થા હતી, તેટલી જ તોપો ફોડવામાં આવી હતી અને તેના શબને જાફરગંજમાંના કબ્બરતાનમાં દફનાવવામાં આવ્યું હતું.

એકવાર રાણી ભવાનીએ મુન્ની બેગમને એક પાલખી ભેટ તરીકે આપી હતી, તે પાલખીને ઉપાડવામાટે ત્રીસ ભોઇઓ આપ્યા હતા અને તે ભોઇઓના નિર્વાહમાટે કેટલીક જમીન પણ આપી હતી. રાણી ભવાનીની આપેલી એ જમીન અત્યારે પણ નિઝામતના એક ભાગ તરીકે ઓળખાય છે. મુન્ની બેગમને માસિક રૂપિયા ૧૨૦૦૦ નો પગાર મળતો હતો. મુર્શિદાબાદમાંની ચૉક મસ્જિદ અદ્યાપિ તેની કીર્તિના સ્મરણચિહ્ન તરીકે વર્ત્તમાન છે. એ મસ્જિદ ઈ. સ. ૧૭૬૭ માં ચણાવવામાં આવી હતી.

મુન્ની બેગમ એક અત્યંત બુદ્ધિમતી અને સાહસ તથા ઉત્સાહવની અબળા હતી; પરન્તુ તેનો સ્વભાવ ઉષ્ણ તથા અસહનશીલ હતો. ઉદારતા તથા પરોપકારશીલતામાં પણ તે એવી અદ્વિતીય હતી કે, તે સમયમાં સમસ્ત બંગાળામાં એક માત્ર રાણી ભવાની વિના અન્ય એવી કોઈ પણ વ્યક્તિ નહોતી કે જે ઉદારતા તથા પરોપકારશીલતામાં મુન્ની બેગમની સ્પર્ધા કિંવા સમાનતા કરી શકે. તેની માયાળુતામાટે એટલું કહેવું જ બસ છે કે, તે 'Mother-o' Company, એટલે કે, 'કંપનીની માતા' ના ઉપનામથી ઓળખાતી હતી. ઇતબારખાનને તેણે કંગાલિયતની ગહન ગર્ત્તામાંથી કાઢીને ધનાઢ્યતા તથા સત્તાના ઉચ્ચતમ શિખરપર ચઢાવી દીધો હતો.

જનાનખાનાની એક ગાદીનશીન અથવા મુખ્ય બેગમ તરીકે તેને તેના ખાનગી ખર્ચમાટે વાર્ષિક એક લાખ કરતાં પણ વધારે રૂપિયા મળતા હતા અને તે ધનનો તે શુભ કાર્યોમાં જ વ્યય કરતી હતી.

એક વાર તેની એક બાંદી (દાસી) અત્યંત ચિન્તામાં આવી પડી હતી; કારણ કે, તેની પાસે જોઇએ તેટલા પૈસા ન હોવાથી તે પોતાની પુત્રીને પરણાવી શકતી નહોતી. આ વાર્ત્તા મુન્ની બેગમના જાણવામાં આવતાં તેણે તે દાસીને તત્કાળ ૭૦ કે ૮૦ સોના મોહોરો તેમ ... પણ આવશ્યકીય વસ્તુઓ આપી અને તેની પુત્રીના લગ્નની યોગ્ય ...સ્થા કરી આપી. ગુલામ હુસેને મુન્ની બેગમની ઉદારતાના આ પ્રસંગને પોતાના 'મુતાખરીન' નામક ઇતિહાસગ્રંથમાં વિસ્તારપૂર્વક વર્ણવ્યો છે; કારણ કે, તે દાસીની પુત્રીનો જે વેળાયે લગ્નસમારંભ થયો, તે વેળાયે ગુલામ હુસેન પોતે પણ મુર્શિદાબાદમાં જ હતો.

અત્યંત દરિદ્રાવસ્થામાં જન્મેલી અને દરિદ્રાવસ્થામાં જ ઉછરીને મોટી થયેલી એક અબળા કેવળ પોતાની બુદ્ધિમત્તા તથા સુંદરતાના યોગે પોતાને કેવી ઉચ્ચતમ પદવીપર ચઢાવી શકે છે, એ તત્ત્વ મીર જાફરની પત્ની મુન્ની બેગમના જીવનમાં અત્યંત ઉત્તમતાથી આલેખાયલું છે, એ નવેસરથી કહેવાની કે લખવાની આવશ્યકતા નથી.

શું, ૧૨ કંગાળની કળા, ૧૩ સંપ ત્યાં સિદ્ધિ, ૧૪ મૌનવાદ, ૧૫ શેઠ અને વાણોતર, ૧૬ મૂર્ખ રાજા અને તેનો મૂર્ખ પ્રધાન, ૧૭ કાનો માળી, ૧૮ ધૂર્ત્ત શૃગાલ, ૧૯ ભાગ્યશાળી ભામટો, ૨૦ ત્રેવડી ચોરી, ૨૧ ડાકિની ભોજન, ૨૨ રાજપુત્ર અને કોટવાલપુત્ર, ૨૩ તિલભૂશ્કી અને ચલભૂશ્કી અથવા બે નવવધૂ, ૨૪ બે વરરાજા, ૨૫ રાજા વિક્રમાદિત્ય અને તેની વધૂ, ૨૬ વિદ્યા અને ચાતુર્ય, ૨૭ કોટવાલની કન્યા, અને ૨૮ બકરાં, વ્યાઘ્ર અને વાનર. પૃષ્ઠ ૨૫૭ **કીં. ૦-૧૨-૦**

**ભારતલોકકથા**, ભાગ ૪ થો, બંગાળાની જૂની વાર્તાઓ, દ્વિતીય ખણ્ડ; ૧૭ વાર્તાઓ.

૧ જીવનરહસ્ય, ૨ ફકીરચંદ, ૩ દરિદ્ર બ્રાહ્મણ અથવા વસુ વિના નર પશુ, ૪ હીરામણ પોપટ, ૫ ઉદારાત્મા બ્રહ્મરાક્ષસ, ૬ બે ચોર અને તેમના બે પુત્રો, ૭ રાજનન્દિની કેશવતી, ૮ હજામ અને ભૂત, ૯ પત્ની કે ચુડેલ ?, ૧૦ કુમાર ભાલચન્દ્ર, ૧૧ સાત મામાનો પુત્ર, ૧૨ સ્વતન્ત્રભાગ્યા વૈશ્યદુહિતા, ૧૩ અફીણની ઉત્પત્તિ, ૧૪ શ્વેત વસન્ત, ૧૫ શિક્ષા અને શાન્તિ, ૧૬ ભૂત બ્રાહ્મણ, અને ૧૭ ખાડો ખોદે તે પડે. પૃષ્ઠ ૨૩૯ **કીં. ૧-૮-૦**

**ભારતલોકકથા**, ભાગ ૫ મો, બેગમબાજાર, પ્રથમ ખણ્ડ; ૫ વાર્તાઓ.

૧ જલીમા બેગમ, ૨ સલીમા બેગમ, ૩ ગુલ્નાર બેગમ, ૪ રોશન બેગમ, અને ૫ જન્નતઆરા અને જહાનઆરા. પૃષ્ઠ ૨૪૦ **કીં. ૧-૮-૦**

**ભારતલોકકથા**, ભાગ ૭ મો, બંગાળાની જૂની વાર્તાઓ, તૃતીય ખણ્ડ; ૪૧ વાર્તાઓ.

૧ માણિક્યની ઉત્પત્તિ, ૨ શૃગાલ શુક્લ, ૩ અસ્થિક્ષેત્ર, ૪ મુંડકી સોકયો, ૫ પોષ્કાવતી, ૬ દાનેશ્વર રાજા, ૭ સંન્યાસી અને રાજકુમાર, ૮ વજ્રનો દ્વેષ, ૯ મિત્ર ચોકડી, ૧૦ રાજાના પૂર્વજન્મની કથા, ૧૧ વ્યાઘ્ર અને બ્રાહ્મણ, ૧૨ આંધળો અને પાંગળો, ૧૩ વિધિના લેખ પણ મિથ્યા થાય છે, ૧૪ લખ્યા લેખ મિથ્યા ન થાયે લગાર, ૧૫ લાલમણિ પક્ષી અથવા દેહપરિવર્ત્તન, ૧૬ શંખકુમાર, ૧૭ રાક્ષસના પંજામાં, ૧૮ ચાણાક્યનન્દન શૃગાલ, ૧૯ અદ્ભુત સુતાર, ૨૦ રજતવૃક્ષ ને સુવર્ણપર્ણ, ૨૧ સુવર્ણનું હરિણ, ૨૨ આશા વૈતરણી નદી, ૨૩ ચિત્રરાણી, ૨૪ અવાક્ નૃત્ય, ૨૫ શ્વેતસરોજ અને નીલનલિની, ૨૬ ગરીબ બિચારો ચંડીચરણ, ૨૭ પુત્ર વૃકોદર, ૨૮ અભાગિની ગૃહસ્થકન્યા, ૨૯ અતિલોભ વિનાશનું મૂળ, ૩૦ મૂર્ખ રાજકુમાર, ૩૧ વ્યાઘ્રચર્મ ઓઢેલો પુરુષ, ૩૨ બટકબોલો હજામ, ૩૩ પાપની શિક્ષા, ૩૪ સોનાના વાળ, ૩૫ કાષ્ઠપ્રતિમા, ૩૬ પુરુષના ભાગ્ય આડું પાંદડું; ૩૭ ચતુરા સુંદરી, ૩૮ સુવરાણી વણકરતનયા, ૩૯ બુદ્ધિમાન્ ગોવાળ, ૪૦ આળસુનો બાદશાહ, અને ૪૧ શ્વાનભોજન. પૃષ્ઠ ૨૪૦ **કીં. ૧-૮-૦**

**ભારતલોકકથા, ભાગ ૮ મો, બંગાળાની જૂ**
૫૩ વાર્તાઓ.

૧ ગધેડા અને તેની મંડળી. ૨ દુર્ભાગી રાજપ
૪ ઉચિતનું ભાગ્યબળ, ૫ દૈવનો શાપ, ૬ સ્વર્ગમાં
૮ રાણી નિદ્રાવતી, ૯ પીતળની વીંટી, ૧૦ સોનાનું
૧૧ બાલિગ્રામબહ્ય, ૧૨ ચાર જમાઈ, ૧૩ દાળવ
૧૪ વનમાળા, ૧૬ દીર્ઘકેશિના, ૧૭ સોનમુખી અ
૧૯ સૂતસંકટવની લતા, ૨૦ દુઃખિની, ૨૧ શા
૨૨ સાત કાક. ૨૩ લાડુ, ૨૪ દિવ્ય બંગી, ૨
૨૬ લાલટોપી, ૨૭ માયાયષ્ટિ, ૨૮ રાક્ષસ જમાઈ, ૨
માચી, ૩૧ યમદેવનો શિષ્ય, ૩૨ સુલસુલરાંદરી, ૩
અને બાંદી, ૩૫ દર્પમર્દન, ૩૬ કર્મફળ, ૩૭ અ
૩૯ અપૂર્વ પ્રેમ, ૪૦ સુવર્ણનું પક્ષી, ૪૧ રૂપરે
રાક્ષસી, ૪૩ હીરાનો હંસ, ૪૪ જળપર ચાલનાર
૪૬ પક્ષિરૂપ રાજપુત્ર, ૪૭ હીરામોતીના બે ધ્યા
૪૯ રૂદ્ર યક્ષિણી, ૫૦ સરદાર વિજુસિંહ, ૫૨ ૫
રાજકન્યા, ૫૩ કૃષ્ણ કામિની. પૃષ્ઠ ૨૪૦

**ભારતલોકકથા, ભાગ ૯ મો, બંગાળાની ૦**
છપાય છે.

**એ ઉપરાંત બીજા ભાગો છાપવાની**